૪૨૭૦

"મરાઠી ગ્રંથોત્તેજક મંડળીએ પસંદ કરેલ."

# સ્વાધ્યાય

અથવા

આર્યવિદ્યાક્રમ, વિચાર અને પરીક્ષા

મુળ મરાઠીમાં

પ્રસિદ્ધ કરનાર

**લોકહિતવાદી**

ઉરફે

**રાવબહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ**

તેનું

ગુજરાતીમાં ભાષાન્તર કરનાર

**ગિરિજાશંકર વિ. કાશીરામ દ્વિવેદી.**

મુંબઈ:
રાજ્યભક્ત પ્રિંટિંગ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કિંમત રૂ. ૩.

# उत्सर्ग.

પ્રિય મુક્તસુહૃદ !

## નગીનદાસ હરિવલ્લભદાસ કલ્યાણદાસ કૃપારામ !

આપણા ટુંક સમાગમમાં પરસ્પરના ગુણદોષો, વૃતિ અને આચરણ જાણવામાં જે નિર્મલ અંતઃકરણનો અદ્ભુત ભાવ જણાયો છે, પિતૃભકિતને લીધે, આપ્તવર્ગ ને લોકાપવાદની દરકાર ન કરતાં આગ્રહ-અને તે પણ યોગ્ય સ્થળે કરી કૃતસંકલ્પ પાર પાડયો છે, પુખ્ત ઉમરે-કહેવા દેને કે આખર ઉમરે યજ્ઞોપવિત-સંન્યસ્ત લઇ "સંસ્કૃત" થઈ કાશી જેવા પવિત્ર સ્થાનમાં પ્રબલ ઈચ્છાશકિત પ્રમાણે દેહ વિસર્જન કર્યો છે, તારા પુનર્જન્મના માંગલિક પ્રસંગે કેવળ યૌગિક શકિતના પુરૂષાથી બને એવું ભવિષ્ય કથન કરી, તે સત્ય હતું એવી મારી ખાત્રી કરાવવા તું મને આ દુનિયામાં છોડી ગયો છે, સાંસારિક સુખ દુઃખ એ માત્ર માનસિક વિકાર છે એવું તર્ક, પ્રમાણ ને અનુભવથી સિદ્ધ કરી મને કોઇ વિચિત્ર સુખાભાસ કરાવવાનું તું મૂળકારણ થયો છે, તારૂં કુટુંબકલહ પ્રત્યેનું વિલક્ષણ ઔદાસિન્ય જે હું જોવા પામ્યો છું, વેદાંતાદિકના રહસ્ય સંબંધી આપણી વચ્ચે જે અમૂલ્ય વિવાદ ચાલ્યો છે, ધનિક અને નિર્ધનની મૈત્રિની અસંભવતા તેં ખોટી સિદ્ધ કરી આપી છે, મારા સુખ દુઃખમાં આત્મૈકદૃષ્ટિનું દર્શન કરાવ્યું છે, અને સ્વાર્થમય જગતના અનેક બનાવોનું યથાર્થ જ્ઞાન સ્વાનુભવપૂર્વક આપ્યું છે અને આખરે મને કોઇક પ્રતિજ્ઞાબદ્ધ કરી ગયો છે આ બધા બનાવો યાદ કરતાં આજે મારી વિચિત્ર સ્થિતિ થાય છે. આજે તારી ખોટ પુરી પડવી મને મુશ્કેલ થઇ પડી છે, આજે તારા જેવો એક પણ ધનિક કે નિર્ધન વિરાગવાન પુરૂષ મને દૃષ્ટિએ જણાતો નથી, આજે તારા જેવા જ્ઞાની, સદ્ગુણી, સત્યાસત્ય સમજનાર ગુણજ્ઞ પુરૂષની તાણ પડી છે વગેરે.

કારણોને લીધે

જે નિસ્વાર્થબુદ્ધિથી, જે એકભાવથી, જે શુદ્ધપ્રેમથી
આપણો સંબંધ જોડાયો હતો, જે તેજ
રૂપમાં વિચ્છિન્ન થયા છતાં હજી પણ
શુદ્ધ સ્વરૂપે ચાલુ છે તે પ્રેમા-
વલંબિત હું તું જાણે છે
તેજ વૃત્તિએ

**આ ગ્રંથ**

**તારે નામેજઃ**

**उत्सर्ग करुं छुं.**

હું છું ભવદિય.

**ગિરિજાશંકર વિ. કાશીરામ દ્વિવેદી**

ભાષાંતરકર્ત્તા.

# ग्रंथकर्त्तानी प्रस्तावना.

પ્રાચિન ગ્રંથોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ણોનું આર્ય એવું નામ પ્રસિદ્ધ છે. આર્ય શબ્દનો અર્થ પૂજ્ય, ઉત્તમ, શ્રેષ્ટ કિંવા સુધારેલા એવો થાય છે. તે શિવાય બીજા જે લોક તે અનાર્ય હોય. અનાર્ય એટલે હલકા, અનાડી, નીચ એવો અર્થ છે. આર્યો શિવાય શૂદ્રાદિ બીજી જાતીના જે લોક અનાર્ય તરીકે ગણવામાં આવે છે, તેઓમાં આ તરફ ઘણા દિવસથી આર્યોનું આચરણ ચાલુ હોવાથી તેજ આર્ય થયા છે એમ ઘણાઓનો મત છે. આ ઉપરથી જેટલા હિન્દુ તેટલા બધા આર્ય હોઈ તેનો જે દેશ તેને આર્યાવર્ત્ત કેહેવાની ચાલ પડેલી છે. જ્યારે આ આર્ય ઉત્તરખંડમાં રેહેતા હતા, ત્યારે તે ત્રિવર્ગોનો (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો) પરસ્પર વિવાહ સંબંધ અને ભોજન વ્યવહાર ચાલુ હતો. આર્યલોકોની બધા ભરતખંડમાં વસ્તી થઈ બ્રાહ્મણોમાં મોટા મોટા વિદ્વાન્ ઋષી થયા, ક્ષત્રીયોમાં મહાન્ મહાન્ પરાક્રમી રાજા થયા, અને વૈશ્યોએ કૃષિકર્મની અને પશુપાલનની વૃદ્ધિ કરી અનેક નિર્વાહના પદાર્થોની પુરવણી કરી અને તેમાં શૂદ્રોએ સહાય કીધી. આ પ્રમાણે આ દેશમાં ચતુર્વર્ણ પ્રજાનો વિસ્તાર થયો. મૂળથી આર્ય એ મોટા પરાક્રમી, વિદ્યા શોધક ને એક મતથી ચાલનારા એવા હતા. તેઓએ અનેક ગ્રંથ લખી રાખ્યા ને અનેક કલાકૌશલ્યતામાં પ્રાવિણ્ય મેળવ્યું. પરંતુ તે વખતે બીજા દેશોના લોક કેવળ જંગલી હોઈ તેને મનુષ્યમાં ગણવા કિંવા ન ગણવા એવું આ આર્યોને તે તુચ્છ લાગતું હશે. અને તે પરથીજ તેઓએ તેને ઉપર લખ્યા પ્રમાણે અનાર્ય, મ્લેચ્છ, નિષાદ, દસ્યુ એવાં નિંદાવ્યંજક નામો દીધાં હતાં.

આર્યોની પ્રથમતઃ વેદવાણી, જેને શ્રુતિ એમ કેહે છે તે પ્રગટ થઈ, ને તેઓએ ઈશ્વરારાધના કીધી. તે પેહેલાં આ પૃથ્વિપર એકાદી વાણી

હતી એમ દેખાતું નથી અને તેથી આ વેદ અતિ પ્રાચિન છે એમ માનેલું છે. આ વેદોના ઉત્પાદક ઋષિમંડલોમાં* બ્રાહ્મણ, ક્ષત્રિય, શૂદ્ર અને સ્ત્રીઓ વગેરે બધા હોઈ, તેપરથી વેદોચ્ચારવિષે સર્વ આર્યોને અધિકાર હતો એમ દેખાય છે. પછી વેદમંત્રોનો વિનિયોગ કરી તેનો યાજ્ઞિક કર્મોમાં ઉપયોગ થવા લાગ્યો. પછી આયુર્વેદાદિક ઉપવેદ નિર્માણ થયા. વેદમંત્ર રક્ષણાર્થ વ્યાકરણ, શિક્ષા, છંદ વગેરે શાસ્ત્રો સિદ્ધ થયાં. તે પછી ષડ્દર્શનાદિક તર્કશાસ્ત્રો ઉત્પન્ન થયાં. પછી નીતિપ્રવર્ત્તક ને ભક્તિ વૃદ્ધ્યર્થક પૂરાણાદિ કથા ગ્રંથ ઉત્પન્ન થઈ તેમાં નવરસ ઉત્પન્ન કરવા સારૂ વિચિત્ર ને અદ્ભુત વાતો લખી અને તે પછી મનોરંજનાર્થ નાટક, સુભાષિત અને પંચતંત્રાદિ ઉપદેશપર અને નીતિપર ગ્રંથ થયા. આ વિષે વિશેષ વિવેચન આ પુસ્તક વાંચવાથી વાંચનારાને મળી આવશેજ. અસ્તુ. આ પ્રમાણે આર્ય લોકોનો આજપર્યંતનો ગ્રંથોપક્રમ હોઈ, તે સંબંધનો ગ્રંથરાશી આજ ઘણોજ મોટો થયોછે. અને તેનું અવલોકન કરેથી કંઈ પણ, આપણને આપણા પૂર્વજોએ શું તર્ક કીધા, તે કેવા હતા, ને તેની રીતભાત કેવી હતી ઈત્યાદિ સમજવાનો માર્ગ છે. આ ગ્રંથોમાં આર્યોનું જ્ઞાન અને ડહાપણ ભરેલું છે અને પૂર્વની રીતભાતનું દર્શન પણ તેમાંજ છે. તેથી ઈતિહાસ દષ્ટીએ અને કાવ્ય દષ્ટીએ આ ગ્રંથ ઘણાજ ઉપયોગી છે ને આપણા પ્રાચિન પુરૂષોની જે કાંઈ પુંજી કિંવા સિલક હોય તે આજ છે. આ ઉપરજ આપણે જોઈએ તેટલી કમાઈ કરવી જોઈએ અને આપણા પ્યારા સંતાનોને વાસ્તે તેને ભરી રાખી વ્યવસ્થિત કરવી જોઈએ. પરંતુ આ પુંજી હોવાની કેટલાકને શુદ્ધિજ ન હોતી તેથી તે યથાશક્તિ જાણવી અને તેના સંરક્ષણનું ને વૃદ્ધિનું અભિમાન ધરવું એ યોગ્ય છે.

જે જે વખતે આ ગ્રંથો થયા તે તે વખતે તેની અતિશય શ્રેષ્ટતા હતી. પ્રથમતઃ તે ગ્રંથ જે ભાષામાં લખેલા છે તે સંસ્કૃત ભાષાજ

* વસિષ્ટાદિક રૂષી એ બ્રાહ્મણ મંત્ર દષ્ટીએ થયા, વિશ્વામિત્રાદિ ક્ષત્રિય થયા, કવષેલૂષાદિ શૂદ્ર થયા અને યમી, લોપામુદ્રાદિ સ્ત્રિઓ મંત્ર દષ્ટા થઇ.

અતિશય સુધારેલી અને ક્રમાવેલી છે. સંસ્કૃત ભાષાની વ્યાપકતા સર્વ શ્રુત છે. આ ભાષાનો ચમત્કાર બીજી કોઈ પણ ભાષામાં સાંપડનાર નથી. એકેકા ધાતુમાંથી બબ્બે હજાર રૂપ થાય છે! એમ છે તો પણ તે બધાનો નિયમ પાણિનિયે ચાર હજાર સૂત્રોમાં બાંધ્યો ને બધાને ભાષાજ્ઞાનનું સૌલભ્ય કરી દિધું આનું મોટું આશ્ચર્ય લાગે છે. કોઈ પણ પદાર્થને સંસ્કાર કરવો, એટલે મૂળ સ્થિતિમાંથી શુદ્ધ ને ઉત્તમ કરવું; પારદાદિ રસાયણને સંસ્કાર દેછે એટલે તેણેકરી તે રસાયણ શુદ્ધ ને ગુણકારી થાય છે, દ્વિજોનો સંસ્કાર કરવો એટલે તેને ઉપનયન કરીને, તેને વેદાદિ શ્રેષ્ટ વિદ્યાનું અધ્યયન કરવાને યોગ્ય કરવા, આ પ્રમાણે આ મૂળની આર્ય ભાષાને અનેક સંસ્કાર દઈ તે સંસ્કૃત કરી છે ને તેની રસાયણ પણ ઉત્તમ અને સર્વ માન્ય ઉતરેલી છે. આ પ્રમાણે આપણા આર્ય પૂર્વજોની આ પરમ-વંદ્ય ભાષા તેની, પછીના ઉતરતા કાળમાં બહુજ દુર્દશા થવા માંડી. તેનો, પઠન પાઠન ક્રમ બંધ થઈ અનાર્ય લોકોની જે પ્રાકૃત ભાષા ઉત્પન્ન થઈ તેનેજ આર્ય લોકોએ વ્યવહાર નિર્વાહાર્થ લીધી અને તે પરથી દીનપર દીન સંસ્કૃતનો સંબંધ છુટતો ગયો. તોપણ આ તરફ પ્રાકૃત ભાષામાં પણ સંસ્કૃત શબ્દ ઘણા દાખલ થયા તેથી તે ભાષાને પણ ઘણું સારૂ રૂપ આવતું જાય છે. સંસ્કૃત ભાષા જ્ઞાનનો જેમ જેમ લોપ થતો ગયો તેમ તેમ આર્ય ગ્રંથાવલોકન બહુજ દુર્લભ થતું ગયું; અને આ અનવલોકનાથી આપણા આર્ય પૂર્વજોની વિદ્યા, તેનું જ્ઞાન, તેની રીતભાત અને તેની સત્કીર્તિ આ વિષે સર્વત્ર અજ્ઞાન ફેલાઈ તેની સત્કીર્તિ ભૂલી ગયા. ને તેથીકરી બહુજ અહિત થયું. સ્વયંવરાદિ પ્રીતિવિવાહ થઈ, તે સંબંધી મોટા મોટા સમારંભ થતા હશે તે બધા બુડ્યા; નીતિમાન્ રાજા, હતા ન હોતા થયા; બ્રહ્મચર્ય પાલનને ગુરૂગૃહ વાસ કરવો આ રીત ડુબી; ઈત્યાદિ સર્વોત્કૃષ્ટ પ્રકાર નિર્જીવ પ્રકરણમાં નહીં સરખા થઈ તે તે ઠેકાણે ભલતોજ આચાર વિચાર ઉત્પન્ન થયો ને આથી આર્યલોકાની મૂળ સ્થિતિ રીતી ને ખ-રાબ કાળ આવવા લાગ્યો. પરંતુ આ આર્યલોકોની પ્રાચિન રીત

ભાતનું જેણે અનુકરણ કીધું તે ઊંચ્ચી સ્થિતિમાં દેખાવા લાગ્યા. આપણે અહીં બ્રહ્મચર્યનો વહિવટ છુટી અનાર્ય માનેલા યૂરોપખંડના લોકોમાં તે દાખલ થયો, આપણે અહીં સ્વયંવરનો કેવળ લોપ થઈ યૂરોપમાંનાં દેશોમાં તેનો પ્રચાર શરૂ થયો, અને આપણે અહીં ગુરૂ ગૃહવાસ નહીં સરખો થઈ પશ્ચિમ દેશોમાં વિદ્યાર્થિઓને વર્ષોના વર્ષ આપણું ઘર અને માબાપ છોડી દૂર દૂરની પાઠશાળામાં રેહેવા લાગવાનો વહિવટ શરૂ થયો. ઈત્યાદિ અનેક પ્રકાર મૂળ આર્યોમાંથી નહીં સરખો થઈ તે અનાર્ય થયા અને મૂળના જે અનાર્ય હતા તે આર્ય થવા લાગ્યા ! આવી કેવળ વિપરીતવસ્થા પ્રાપ્ત થઈ. આનું આપણે પોતેજ કારણ થયા, એ સારૂં નહીં. આ વાસ્તે ઉપર લખ્યા પ્રમાણે પ્રાચિન આર્ય વિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કરી તેનો ફેલાવો થવો જોઈએ. જેને ફુરસદ હશે તેણે સંસ્કૃત શિખી આર્ય વિદ્યામાં નિષ્ણાત થવું જોઈએ અને જેને ફુરસદ ન હોઈ સંસ્કૃત જ્ઞાનજ નથી, તેને વાસ્તે પોત પોતાની દેશ ભાષામાં તે પ્રાચિન આર્યોના ગ્રંથ ઉતારી પૂર્વજોના ગ્રંથજ્ઞાનની સુલભતા કરવી જોઈએ. આથીકરીનેજ આપણી ઉન્નતિ થઈ આપણે આપણું કર્તવ્ય કીધું એમ થશે. વડીલોનું અભિમાન સર્વસ્વ છોડ્યું તો ખરાબ કાળ અધિક વધશે અને કેવા પરિણામને આ ખરાબ કાળ જશે એ કંઈ કેહેવાતું નથી. આર્યવિદ્યા પ્રભાવેકરી આર્યલોકોને મોટી ઉન્નતિ પ્રાપ્ત થઈ હતી. રામચંદ્ર, યુધિષ્ઠિર, વિક્રમ આના જેવા રાજા; કર્ણ જેવો દાતા; હનુમાન સરખા સેવક અને પરશુરામ, ભિષ્મ, અર્જુન આના જેવા યોદ્ધા ઇંત્યાદિ શ્રેષ્ટ લોકોથી આ આર્યભૂમિ ભુષિત હતી. આ ઉપરથીજ તે આર્યવિદ્યા પ્રભાવજ એવો હતો એવું અનુમાન થાય છે. પરંતુ તે આર્યવિદ્યાનું વિસ્મરણ થવાથી હાલ આ નિચ્ચાવસ્થા પ્રાપ્ત થઈ છે. તેથી પૂર્વના વડીલોનું સ્મરણ રાખી, હાલમા "કલી" કરીને જે વ્યર્થ કોલાહલ ચાલેલો છે તે છોડી દેવો જોઈએ. પરસ્પર સંપ, દેશપ્રીતિ, વડીલોનું અભિમાન ઈત્યાદિ વાતોના અભાવ થવાથી કલહ રૂપી પ્રમાદ દાખલ થયો પરંતુ તે. નિર્મૂલ છે. ભિન્ન રૂચી ઉત્પન્ન

થવાથી અને ગમે તેમ કરવાનું સ્વાતંત્ર્ય મળવાથી એક મત નાશ પામ્યો. ઉદ્યોગ નિર્વાહાર્થ જૂદા જૂદા ઉદ્યોગ કરવો પરંતુ દેશ સંબંધી કામ નિકળ્યું એટલે સર્વએ સહોદરપ્રમાણે એક વિચારથી ચાલવું એ યુક્ત છે. પરંતુ તેવો પ્રકાર હાલમાં તલમાત્ર પણ હોવાનું દુર્દૈવે કરીને અનુભવમાં આવતું નથી! એક મત પ્રમાણે દેશપ્રીતિની પણ વ્યવસ્થા થઈ, અને તેવી થવાનું કારણ પણ તેવુંજ મળી આવે છે. કોઈ પણ વસ્તુપર પ્રીતિ કરવી એટલે કેહેવાથી કિંવા ઉપદેશથી કોઈ પણ પ્રિતિ કરતા નથી. આંખેથી મનોહર કિંવા અંતઃકરણને આનંદ દેનાર એવા સ્વભાવસિદ્ધ પદાર્થ હોય એટલે તેપર પ્રીતિ કરવા વિષે કેહેવાનું નજ રહે. કસ્તુરીની સુવાસ વિષે જેમ સીફારસ કરવી નહીં અને ઉપદેશ પણ કરવો નહીં તદ્દત દેશપ્રીતિવિષે પણ સીફારસ કિંવા ઉપદેશ કરવાનું પ્રયોજન નથી એમ કેટલાક કેહેછે અને વસ્તુતઃ તે કેહેવું ખરૂં પણ છે. મધુર શ્રીખંડ હોઈ અવ્યવસ્થાથી તે નસાઈ જઈ તેમાં દુર્વાસ આવવા લાગી, એમ હોવા છતાં તેની પ્રેમથી રૂચી કરવાની સીફારસ કીધી તો તે કેટલા અંશે સફલ થશે? અને સીફારસ કરનારનું પણ કેટલું વજન રેહેશે? તદ્દત પ્રસ્તુત દેશપ્રીતિનો સંબંધ છે. અનેક લોકોએ અનેક પ્રકારની રૂઢીઓથી દેશમાં સર્વત્ર અવ્યવસ્થા કરી નાંખ્યાથી પેહેલાં દેશ પ્રીતિરૂપ માધુર્ય નાશ થયું ત્યારે તે પુનઃ સર્વત્ર વ્યવસ્થિત આચાર અને રૂઢી ચાલ્યા શિવાય આવવાની આશા નથી. જ્યાં સ્ત્રીઓના હાલ અને અપમાનથી દેશ પરિપૂર્ણ થયો છે, નિર્દયપણે કેશવપન કરવા, અને તેને વૈધવ્ય દુઃખાનલની ખાઈમાં ધકેલી દેવી, ઈત્યાદિ પરમદયાશુન્યત્વનો પ્રકાર ચાલુ છે; અને જ્યાં બ્રાહ્મણોનાં અયોગ્ય કૃત્યોથી તેની નિંદા થાય છે, એવા દેશપર પ્રીતિ કર એમ કેહેવુંજ નિરર્થક છે. ઝાડ મોટા બળથી વધી તેનો સારો વિસ્તાર હોવા, તેની છાંયા લાંબી જઈ તેનો લોકોને ઉપયોગ હોવા, અને તેને સારાં ફળ આવી તેનો સર્વને ઉપભોગ મળે એવી ઈચ્છા કરનારાએ તે વૃક્ષનું બીજારોપણ જો કેવળ ટેકરીપર કીધું તો તેનો હેતુ કેટલા પરિણામે સિદ્ધ થશે? તે પ્રમાણે દેશ પ્રીતિ-

રૂપ ફુલનો સર્વને ઉપભોગ મળે એવી ઇચ્છા હોઇને પ્રથમતઃ સ્વદેશા વૃક્ષની સારી રીતે વ્યવસ્થા કરવા વાસ્તે તે મધે રેહેનારા અવિચાર જન્ય ચાલ રૂઢીરૂપ ધાતક મૂળીઆં સદ્વિચારરૂપ કોઇતાથી સમૂળ ખોદી કાઢવા જોઇએજ, અને તેને સત્સંગ જીવનાએ અને સદ્વિદ્યાના ખાતરથી સારી પુષ્ટી દેવી જોઇએ, એટલે પોતાનીમેળેજ તેના યોગ્ય વખતે તેને દેશ પ્રીતિરૂપ ફળનો સારો પાક આવશે. દુરાચારી અકુલીન, અને કુરૂપ સ્ત્રી છતાં પણ, તેનાપર પ્રીતિ કરવા વિશે પુરૂષને બોધ કરવાથી, કિંવા દુરાચારી, ખરાબ અને દુઃશીલ એવો પુરૂષ છતાં સ્ત્રીને પ્રીતિ કરવાને કેહેવાથી તે પરસ્પર કેટલી પ્રીતિ કરશે? સારાંશ પ્રીતિ કરવાવિશે લોકોને કેહેવાની આવશ્યકતાજ નથી. પ્રીતિજન્ય પદાર્થ હોય એટલે તે પોતાનીમેળેજ સર્વનું અંતઃકરણ પોતાની તરફ ખેંચી લેછે. તે પ્રમાણે દેશમધ્યે પ્રીત્યુત્પાદક ચાલ રીત ઉત્પન્ન થઇ, એટલે લોકો સહજ દેશપ્રીતિ અને દેશાભિમાન સમજશેજ. અમેરિકાના લોકોને કિંવા ઇંગ્લાંડના લોકોને તેમના દેશપર પ્રીતિ કરો એમ કેહેવાનું ન રહેતાં તેને એમ લાગે છે કે આપણા દેશ જેવો ઉત્કૃષ્ટ દેશ બીજો કોઇ પણ નથી; શિવાય તેને એમ લાગે છે કે અમારી સરકાર સારી, અમારા કાયદા સારા, અમારી નિશાળ સારી ને અમારી રીતભાત સારી ને આપરથી તેમાં સહજ દેશપ્રીતિ ઉત્પન્ન થાય છે. પરંતુ આપણા દેશમાંથી તો સ્વદેશપ્રીતિનું અને પૂર્વજોના અભિમાનનું બીજ નહીં સરખું થયું છે, આનાં ઉપર લખ્યા શિવાય કાંઇ પણ કારણ હોવાં જોઇએ. જેણે સતિની નિર્દય ચાલ બંધ કીધી, પુનર્વિવાહ શરૂ કીધા, સ્ત્રીશિક્ષણ ચાલુ કીધું અને અનેક વિદ્યાશાળા સ્થાપી તેણે દેશપ્રીતિરૂપ વૃક્ષનું બીજજ રજુ કર્યું એમ કેહેવાને કાંઇ હરકત નથી. પરંતુ આની વિરૂદ્ધ જે આચરણ કરે છે તે ઉલટા સ્વદેશના શત્રુ સમજવા જોઇએ એ ઉઘડ છે. અસ્તુઃ—

આર્યલોકોના શાસ્ત્રોમાં સ્વાધ્યાય કરવો એમ લખ્યું છે ને આ કર્મ નિત્ય છે એટલે દરરોજ કરવાં જોઇએ. પરંતુ તે જે નહીં કરે તેને દોષ છે. આ કર્મનું બ્રહ્મયજ્ઞ એવુંજ નામ છે. હવે લોકોમાં

બ્રહ્મયજ્ઞ કરવો એટલે પ્રત્યેક ગ્રંથોના આદિ વાક્ય બોલવાં એજ સ્વાધ્યાય એવો રીવાજ છે પરંતુ કેવળ આદિ લઈ રહેવું એમ નહીં પણ સંપૂર્ણ ગ્રંથનું અવલોકન કરીને તેનો અર્થ સમજવો જોઈએ. પ્રસિદ્ધ વેદભાષ્યકાર સાયનાચાર્ય, એણે આમ લખેલું છે કે—

**मननहेतुर्मन्त्रः, कर्मचोदनाब्राह्मणानि ॥**

આ પ્રમાણે—

**स्थाणुरयंभारहारःकिलाभूदधीत्यवेदंनविजानातियोऽर्थं ॥**
**योऽर्थज्ञइत्सकलंभद्रमश्नुतेनाकमेतिज्ञानविधूतपाप्मा ॥ यास्क.**
**तस्माद्ब्राह्मणेभ्योवेदविद्भ्योदिवेदिवेनमस्कुर्यात्०**

**तैत्तिरीयारण्यक २ प्रपा०, १९ अनु०.**

એટલે; મંત્ર એ ધ્યાનના ઉપયોગી અને બ્રાહ્મણ ગ્રંથ એ કર્મ કરવાના દર્શક છે. પરંતુ જે અર્થ જાણતો નથી તે ઘરના થાંભલા સરખો નિર્જીવ હોય છે. અર્થ જાણનારા બ્રાહ્મણને નમસ્કાર કરવો એ યોગ્ય છે.

આ ઉપરથી સ્વાધ્યાય એટલે સાર્થ અધ્યયન કરવું અને તે પ્રતિ દિવસે કરવું જોઈએ આ આર્ય પૂર્વજોનો નિયમ અતિ ઉત્તમ દેખાય છે. શિવાય તે અખંડ અને યથાર્થ ચાલ્યો હોત તો હાલ જે દુરવ્યવસ્થા થઈ છે તે થાત નહીં. જે અર્થે સ્વાધ્યાય એ આવશ્યક ઠરાવેલ છે એટલે સર્વએ અધ્યયન કરવું જોઈએ એવું છે તે અર્થે, જે અધ્યયન કરશે તે અધ્યાપન પણ કરાવવા શિખશે. અને આ પ્રમાણે શિખવું અને તે પછી શિખવવું એ બે કર્મ બ્રાહ્મણનાં આવશ્યક કર્ત્તવ્ય થયાં એમ સિદ્ધ થાય છે. પરંતુ "કુવામાં નહીં તો અવેડામાં કયાંથી આવશે" એ કેહેવત મુજબ બ્રાહ્મણ હોઈને તે અધ્યયન શૂન્ય થયા, ત્યારે આર્ય પૂર્વજોની સર્વ વિદ્યા પ્રસાર થાય એ ઈચ્છા કયાંથી તૃપ્ત થાય? આ વાસ્તે નિત્ય બ્રહ્મકર્મ એટલે સ્વાધ્યાય તે કહી તેની અતિ પ્રશંસા લખેલી છે. તે સંબધી કેટલાંક વચનો આ નીચે લખું છું.

पञ्चवाएतेमहायज्ञाःसततिप्रतायन्ते० ।

तैत्तिरीयारण्यक २ प्रपाठक, १० अनुवाक.

यत्स्वाध्यायमधीयीतैकामप्यृचयंजुःसामवात्तद्ब्रह्मयज्ञःसन्तिष्ठन्ते–कित्ता.

तद्वेवा ऽ स्तर्पयतिलएनंतृप्ताआयुषातेजसावर्चसाश्रियायशसा

ब्रह्मवर्चसेनान्नाद्येनचतर्पयन्ति० कित्ता.

ग्रामेमनसास्वाध्यायमधीयीतदिवानक्तंवा ॥ * * * *

उतारण्येऽबलउतवाचीततिष्ठन्नुतव्रजन्नुतासीनउतशयानोऽधीयीते

वस्वाध्यायंतपस्वीपुण्योभवतियएवंविद्वान्स्वाध्यायमधीते इ०

कित्ता १२ अनु.

स्वाध्यायान्माप्रमदास्वाध्यायप्रवचनाभ्यांनप्रमदितव्यं ॥ शिक्षोपनिषद्.

एवंस्वाध्यायधर्मेणतपस्विपुण्योभवतितपस्वीपुण्योभवति ॥

तै०आ० १ प्रपाठक.

ભાવાર્થ–પ્રતિદિવસે પંચમહાયજ્ઞ કરવો. જે સ્વાધ્યાય પૂર્વક બ્રહ્મ-યજ્ઞ કરે છે અને વેદની એક પણ રૂચા બોલે છે તે પોતાના સ્વા-ધ્યાયે કરીને દેવને તૃપ્ત કરે છે; અને તેથીકરી દેવ તેને સંતોષપૂર્વક આયુષ્ય, તેજ, લક્ષ્મી, યશ, બલ, શ્રેષ્ટત્વ અને ધાન્ય ઈત્યાદિ દે છે. આપણી શકિત હોય તો–ગામમાં અથવા અરણ્યમાં, મોથી કિંવા મનથી, દિવસે કિંવા રાત્રીએ અને સૂઈને કિંવા ચાલતાં અધ્યયન કરવું. તેથી કરી તપ ને પુણ્ય પ્રાપ્ત થાય છે. પઠન કરવું છોડવું નહીં ને પઠન પાઠન ક્રમવિશે કદી પણ અવધડ કરવી નહીં. આ પ્રમાણે સ્વાધ્યા-યનો પરિપાઠ રાખ્યો એટલે તે મનુષ્ય તપસ્વી અને પુણ્યવાન થાય છે એટલુંજ નહીં પણ તપસ્વી અને પુણ્યવાન થાયછેજ એવી ખાત્રી છે.

अथ ब्रह्मयज्ञः– * ० ० * *

स्वाध्यायोवैब्रह्मयज्ञस्तस्यवाएतस्यब्रह्मयज्ञवागेवजुहूर्मनु–उपभृच्चक्षुर्ध्रुवा

मेधास्रुवःसत्यमवभृतःस्वर्गोलोकउदयनंयावता ऽ हवाइमांपृथिवींवित्तेनपूर्णांद

दंलोकंजयतित्रिस्तावन्तंजयतिभूया ऽ संचाक्षय्यंयएवंविद्वानहरह:स्वाध्यायम धीतेतस्मात्स्वाध्यायोऽध्येतव्य: ॥

शतपथब्राह्मण ११ प्र., ३-६-१८.

अथात:स्वाध्यायप्रशंसा * * * * *

स्वाध्यायमधीतेतेनतेनहैवास्ययज्ञक्रतुनेष्टंभवतियएवंविद्वान्स्वाध्यायमधीतेतस्मात्स्वाध्यायोऽध्येतव्य: ॥ * * *

अमृतनहवाऽएषदेवांस्तर्पयतियएवंविद्वान्यज ऽ ष्यहरह:स्वाध्यायमधीतेतऽएनतृप्ता: ॥ शतपथब्राह्मण ११ प्र., ३-८-४.

**भावार्थ**—સ્વાધ્યાય આનુંજ નામ બ્રહ્મયજ્ઞ. તે વાણીનો યજ્ઞ છે. તેણેકરીને દેવ તૃપ્ત થાય છે ને યજ્ઞનું ફળ મળે છે. આ વાસ્તે વિદ્વાન્ દરરોજ એ વેદાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરે છે.

* * * *

स्वाध्यायाऽभ्यसनंचैववाङ्मयंतपउच्यते ॥—गीता.

स्वाध्यायज्ञानयज्ञाश्चयतय:शंसितव्रता:

* * * —५८ गीता.

तप:स्वाध्यायइतिब्राह्मणम्. आपस्तं० ध० सू० १-४-१२.

० * * *

काण्डद्वयार्थसिद्ध्यर्थंस्वाध्यविधिरुच्यचे ॥ स० मार्तण्ड.

अथस्वाध्यायमधीयितऋचोयजूंषिसामान्यथर्वांगिरसो

ब्राह्मणानीतिहासान्पुराणानिकल्पान्गाथानाराशंसीति ॥

आश्वलायन, गृह्यसूत्र.

धर्मद्वाराणिस्वाध्याय—स्तपोदानंदम:क्षमा.

* * * * भारत.

वेदंपानरतंनटंकुपठितंस्वाध्यायहीनंद्विजं

भार्यांयौवनगर्वितांपररतांमुञ्चन्तिशीघ्रंबुधा: नीतिमाला.

હવે ભક્તિમાર્ગ માંહેનાં લોક કેહે છે કે નામસ્મરણ એજ મુખ્ય છે. અને તેવિષે તે આવાં વચન દેખાડે છે.—

न्यूनाऽतिरिक्ततां सिद्धयै: कलौ वेदोक्तकर्मणां ।
हरिस्मरणमेवान्ते संपूर्णफलदायकं ॥

પરંતુ વેદાક્ષર એ નામસ્મરણજ છે એ વિશે ઋગ્વિધાનમાં લખેલું છે કે.—

वेदाक्षराणियावन्तिपठितानिद्विजातिभि: ।
तावन्तिहरिनामानिकीर्त्तितानिनसंशय: ॥

સ્વાધ્યાયનું ફળ વળી બીજું આવું છે કે, વેદનાં અંગ અને ઉપાંગ જે મહર્ષિએ રચેલાં છે તેની, બુદ્ધિ સત્ય પરિક્ષાવિષે સ્થિર હતી; અને તેણે કોઈ પણ વિષયનું તત્વજ્ઞાન શોધવાવિષે જે નિયમ બાંધેલા છે તે પ્રમાણે તપાસી જોઈશું તો બહુધા જે અસત્ય તે સત્ય કરી મનમાં કદિ ઉતરનાર નથી. તે સત્ય પરિક્ષાના પ્રમાણ આ છે.

प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टांतसिद्धांतावयवतर्कनिर्णयजल्पवितण्डाऽहेत्वाभासच्छलजातिनिग्रहस्थानानांतत्वज्ञानान्नि:श्रेयसाधिगम:

न्यायसूत्र.

આ પ્રમાણે વિષયને યથાર્થ તપાસી લીધો એટલે તેમાં કિમપિ અસત્ય દાખલ થનાર નહીં. મીમાંસકામાં પણ આમજ કહે છે.

हेतुदर्शनाच्च.

એટલે જે કોઈ સ્વાર્થ વાસ્તે કાંહી વાત લખે તે ધર્મ નહીં. આ પ્રમાણે.—

यथार्थवादीआप्त:

એટલે જે સત્ય બોલે તે આપ્ત. આ ઉપરથી તપાસતાં, આ શાસ્ત્રકારોના નિયમપ્રમાણે સત્યાસત્યની પરિક્ષા તુરત થશે. પરંતુ તે પ્રમાણાભાવથી લોકોમધે ઉપહાસ અને અસત્ય આ વાત ઘણીજ વધી. કાવ્ય રચનાથી રસ પુષ્ટ્યર્થ વર્ણન કરેલાં ચરિત્ર બધાઓને સત્ય, એમ દ્રઢ સમજાઈ ગયું. શ્રીરામચંદ્રનું બધું સૈન્ય વાનરાંનું હતું;

તે વાનરાંનું કિષ્કિંધાનગરી નામનું વસ્તીસ્થાન હતું; તેનો સુગ્રીવ એ વાનર રાજા હોઈ હનુમાન એ તે વાનરાધિપનો સચીવ હતો; જાંબુવંત સરખા વૃદ્ધ અને માહીતગાર કપી હતા; ને અંગદ જેવા વકીલ હતા; ઈત્યાદિ વર્ણન બધું સત્ય છે એ કયા પ્રમાણથી સિદ્ધ કરવામાં આવશે? આ પ્રમાણે નાગકન્યા મનુષ્યને વરતી હતી એની પણ સિદ્ધતા કયા પ્રમાણે સિદ્ધ થશે? દુધ ઘીનો સમુદ્ર, સૂર્યચંદ્રનો વંશ પૃથ્વિપર રાજ્ય કરતો હતો, સમુદ્રમાં લક્ષ્મી પડી હતી, તેથી દેવદાનવોએ સમુદ્ર મથી લક્ષ્મી કાઢી, યમની બેન યમુનાનદી, સૂર્યની કન્યા તાપીનદી, રાવણને દશમુખ, સહસ્રાર્જુનને હજાર હાથ, રાવણનો ભાઈ કુંભકર્ણ છ છ મહિના સુતો હતો, જ્ઞાનેશ્વરે પાડા પાસેથી વેદ બોલાવ્યા, કોઈ નિર્જીવ ભીંત ચલાવી, કોઈના ભક્તિ સામર્થ્યએ પંઢરપુરના વિઠોબા તેને ઘરે પાણીની કાવડ વેહેતા હતા, કોઈનો પુંજો કાઢતા હતા, કોઈના બાગમાં મજુરી કરતા હતા, કોઈનું દલણું દળતા હતા, ઈત્યાદિ કથા કેહનારા, પુરાણી, હરિદાસ, નાટકકાર, ભક્ત કિંવા ગપોડદાસ એઓએ પ્રથમ કાવ્યરીતે મનોરંજનાર્થે રચેલ, તે, સદરહુ મહર્ષિ પ્રતિપાદીત પ્રમાણાભાવથી સત્ય થઈ બેઠાં! તેપરથી પ્રમાદ ને ભ્રમ ઉત્પન્ન થયો અને બુદ્ધિનો નાશ થઈ વિચારૌ-ઘને મજબૂત નડતર થઈ! તેથી તે નડતરનો નાશ થઈ, પ્રમાદ ને ભ્રમ ઈત્યાદિ પથ્થરા સદ્સદ્વિચાર પ્રવાહે ખળખળી ઘસડાઈ જાય અને તત્વજ્ઞાન થાય, એ આ ગ્રંથનો ઉદ્દેશ છે, તે પ્રમાણે આ ઉદ્દિષ્ટ વિષયનું કેટલાઅંશે અને કેવું વિવેચન થયું છે, અને તેણેકરી ઈષ્ટ હેતુ કેટલા અંશે સફળ થશે, આનો નિર્ણય સદ્સદ્વિચારી વાંચનારા-ઓની અભિરૂચીપર અવલંબીત છે.

સ્વાધ્યાયની સિદ્ધિનું બ્રહ્મચર્ય એ મુખ્ય સાધન છે. જલદી વિવાહીત થઈ પ્રપંચના ગોટાળામાં પડેલા પુરૂષને સ્વાધ્યાયનો લાભ થનાર નથી એ સિદ્ધ છે. આટલા વાસ્તે વેદોએ અને મહર્ષિઓએ બ્રહ્મચર્યની ઘણીજ પ્રશંસા કીધી છે. તે મહત્વ અને તે પ્રશંસા આ સ્થળે પ્રસ્તાવના દાખલ ઉતારી લેવાથી પુસ્તક વાંચનારને તેનો

સ્વારસ્ય અંશતઃ તો સમજાશે એમ લાગે છે. ને આ પ્રસ્તુત ગ્રંથો-દ્દેશ પ્રમાણે પ્રાથમીક કૃત્ય હોવાથી તે સંબંધનો અત્રે ઉલ્લેખ કરવો પ્રાસંગીક છે.

अथयद्यज्ञइत्याचक्षतेब्रह्मचर्य्यमेवतद्ब्रह्मचर्य्येण ह्येवयोज्ञातातंविन्दते ऽथ यदिष्टमित्याचक्षतेब्रह्मचर्य्यमेवतद्ब्रह्मचर्य्येण ह्येवेष्ट्वात्मानमनुविन्दते ॥१॥ अथयत्सत्रायणमित्याचक्षते ब्रह्मचर्य्यमेवतद्ब्रह्मचर्येण ह्येवसतआत्मनस्त्राणं विन्दते ऽथयन्मौनमित्याचक्षतेब्रह्म० मनुविद्यमनुते ॥ २ ॥ अथयदनाशकायनमित्याचक्षतेब्रह्मचर्य्यमेवतदेषह्यात्माननश्यतियंब्रह्मचर्येणानुविन्दते ऽथयदरण्यायनमित्याचक्षते ब्रह्मचर्य्यमेवसदरहश्चहवैण्याश्चार्णवौब्रह्मलोकेतृतीयस्यामितोदिवितदैरमदीयꣳसरस्तदश्वत्थःसोमसवनस्तदपराजितापूर्वब्रह्मणः प्रभुविमितꣳहिरण्ययम् ॥ ३ ॥ तद्यएवैतावरंचण्यञ्चार्णवौब्रह्मलोके ब्रह्मचर्येणानुविन्दन्तितेषामेवैषब्रह्मलोकेस्तेषाꣳ वैसर्वेषुलोकेषुकामचारो-भवति ॥४॥ छांदोग्योपनिषद् ८ मो प्रपाठक, ५ मो कांड.

**भावार्थ**—બ્રહ્મચર્ય એજ યજ્ઞ છે એટલે યજ્ઞથી જે ફળ મળે છે તે ફળ બ્રહ્મચર્યમાંજ છે, બ્રહ્મચર્ય એજ સત્રાયણ છે, બ્રહ્મચર્ય એજ મૌન વ્રત છે, બ્રહ્મચર્ય એજ અનાશકાયન વ્રત, બ્રહ્મચર્ય એજ અરણ્યાયન, બ્રહ્મચર્યથીજ आर અને ण्य એ સરોવરો અને સ્વર્ગસુખ મળે છે, અને જે બ્રહ્મચર્ય પાળે છે તેનેજ સર્વ લોકમધ્યે જય મળે છે.

હવે આપસ્તંબધર્મસૂત્રમાં 'अथ ब्रह्मचर्यविधिः' એમ લખી તેની નીચે બ્રહ્મચર્યના નિયમ કહેલા છે તે નિચે લખેલા છે.

अनृतदर्शी ११. सत्रासमाजाश्चागन्ता १२. अजनवादशील: १३. स्त्रीभिर्वायदर्थयम्भाषी १६. मृदु: १७. शान्त: १८. दान्त: १९. दृढधृति: २१. अक्रोधन: २३. अनसूयु: २४. अदिवास्वापि २५. अगंधसेवी २६.—प्रथम प्रश्न, प्रथम पटल.

नियमेषुतप:शब्द: १. कर्त्तपत्यमनायुष्यंच ३. तस्मादृषयोवरेषुनजायन्ते नियमातिक्रमात्—किन्त्ता, द्वितीय पटल.

**भावार्थ**—બ્રહ્મચર્ય કેમ કરવું તેની રીત–નાચ તમાસા જોવા નહીં, ખરાબ સભામાં જવું નહીં, બડબડ કરતાં શીખવું નહીં, સ્ત્રીની સાથે કામ પુરતું ભાષણ કરવું, નમ્રતાથી ચાલવું, શાન્ત હોઈ આત્મસંયમી જોઈએ, બુદ્ધિ સ્થિર રાખી ક્રોધ વર્જ કરવો, મત્સર કરવો નહીં, દિવસે સુવું નહીં ને અતર ગુલાબ વિગેરે લેવાં નહીં, ઈત્યાદિ નિયમ પાળવા આનું નામ તપ એ જે નહીં પાળશે તે અલ્પાયુષી થશે.

બ્રહ્મચારીને ગુરૂ ઘર કેટલા દિવસ વાસ કરવો આવિષે તેજ ધર્મ-સૂત્રમાં નીચે લખ્યાપ્રમાણે આજ્ઞા છેઃ—

**अष्टचत्वारिंशद्वर्षाणि १२. पादूनम् १३. अर्धेन १४. त्रीभिर्वा १५. द्वादशवराध्यं १६.—आपस्तंबधर्मसूत्र, प्रथम प्रश्न, १ पटल.**

**भावार्थ**—૪૮-૩૬-૨૪-૧૮ કિંવા નીદાનપક્ષે ૧૨ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય ધારણ કરવું જોઈએ.

તૈત્તિરીયારણ્યકમાં પણ સ્વાધ્યાયને તપ કહેલ છે. પરંતુ પંચાગ્નીમાં બેસવું, ઉલટા ટાંગા લેવા, ઉપવાસ કરવો, ઈત્યાદિ હઠયોગને વેદમાં તપ કહેલ નથી.

**स्वाध्यायमधीतेतपएवतत्तप्यतेतपोहिस्वाध्यायइति ॥**

એટલે જે વિદ્યા શીખે છે તેજ તપ કરે છે. સબબ સ્વાધ્યાય એજ તપ છે. ગીતામાં પણ આમજ લખેલું છેઃ—

* * *

**ब्रह्मचर्यमहिंसाचशारिरतपउच्यते. १४–१७.**

બ્રહ્મચર્યરૂપ તપનું ફળ વેદ કહે છે તે.

**उत्तमंनाक २ रोहत्युत्तमःसमानानांभवतियावन्त २ हवाइमांवित्तस्यपूर्णा० सायुज्यंगच्छाति ॥ तै० आ०, २ प्रपा०, १४ अनुवाक.**

**भावार्थ**—સ્વાધ્યાય કરે છે તે ઉતમ લોકોમધ્યે જાય છે અને સર્વ લોકમાં શ્રેષ્ટત્વ પામે છે. જે પૃથ્વીદાનથી ઉત્તમલોક પદ પામે છે તેજ ઉત્તમલોકપદ સ્વાધ્યાય કરનારને મળે છે અને તે જે અક્ષય-

લોકપદમાં જાય છે ત્યાંથી પુનરપી ન આવતાં પરબ્રહ્મની સાયુજ્ય પોહોંચે છે.

આ બધા નિયમઉપરથી બ્રહ્મચર્ય એ કેટલું આવશ્ય અને પૂર્વના ઋષીને કેટલું માન્ય હતું તે સમજાશે. પરંતુ તે બધું છોડી હિંદુલોક કેવળ સ્વેચ્છ અને અસન્માર્ગ વર્તનારા થયા. ત્યારે તેનું પરિણામ શું થયું તે સર્વ સમ્મત છે.—વીશમે વર્ષે નેવું વર્ષના વયની છાયા પડી ક્ષીણ, નિસ્તેજ, નિરૂત્સાહ અને નિશક્ત થએલા એવા તરૂણ લોક માલમ પડે છે! ત્યારે આ પ્રમાણે ન થઈ સદ્સદ્વિચારી ઋષીઓની આજ્ઞા પાળી વિદ્યા, ધૈર્ય, તેજ, બળ અને શૌર્ય એણેકરી કીર્તિ શીખરારૂઢ થાય. એજ આ ગ્રંથ રચનાનો ઉદ્દેશ છે, અને વ્યક્તિનો અને દેશની ઉન્નતિનો પ્રકાર સરખોજ હોવાથી તે ઉદ્દેશાની સિદ્ધિ થવાની આશા છે. એ કેહેવાનું નથી.

હવે મેં આ પ્રકૃત પ્રયત્ન કરેલો છે તે વિષે અનેકના અનેક મત પડી તે કેટલાકને સારો અને કેટલાકને ખરાબ લાગશે. સારો લાગવાથી મારો હેતુ અને પ્રયત્ન સફળ થયો એમ માનવામાં આવશે અને ખરાબ લાગવાથી કવિશ્રેષ્ઠ ભવભૂતિ એણે જે સમાધાન કરી લીધું છે તેજ હું આગલા શ્લોકથી કરી લઈ આ પ્રસ્તાવના પુરી કરૂં છું.

येनामकेचिदिहनःप्रथयन्त्यवज्ञां,
जानन्तुतेकिमपितान्प्रतिनैषयत्नः ॥
उत्पत्स्यतेऽस्तिममकोऽपिसमानधर्मा,
कालोह्ययंनिरवधिर्विपुलाचपृथ्वी ॥ मालतिमाधव.

लोकहितवादी.

# स्वाध्याय.

## संहिता.

આર્યદેશ કિંવા ભરતખંડ, આ દેશમાંહેલા આર્યધર્મનું મૂળ, વેદથી આગળ જતું નથી. વેદની પૂર્વપશ્ચાત કાળ હશે, પરંતુ તે વિષે આપણી પાસે કાંઈ દાખલા નથી. વેદાદિક ગ્રંથાવલોકનથી પૂર્વના કાળનું કાંઇક અનુમાન કરવામાં આવશે. પરંતુ શબ્દપ્રમાણ વેદ પર્યંતજ જાય છે. તેની આગળ શબ્દપ્રમાણ નથી તર્ક કરવો એ એક જૂદી વાત છે.

પ્રથમ મનુષ્ય નિર્માણ થયાં ત્યારે કેટલાક કાળ સુધી તેઓ ખોરાકની કાળજીમાંજ હશે. અને પ્રથમતઃ તેઓ આહાર પ્રાપ્તીના પ્રયત્નમાંજ ગુંથાયેલ હશે આનો દાખલો આપણને દરેક બાળકદ્વારાએ દેખાય છે. પ્રથમતઃ બાળક ખાવા માગે છે પ્રાર્થના કરવા ઈચ્છતો નથી. તે પ્રમાણેજ પ્રથમ માણસો પણ જંગલમાંથી ફુલફળાદી અને મૂળીઓનો શોધ કરી તેનાપરજ નિર્વાહ કરતા હશે. ब्रह्मवल्ल्युपनिषदमां સૃષ્ટીક્રમ કહેલો છે તેમાં—

पृथिव्याओषधयः, ओषधीभ्योऽन्नं इ० तैत्तिरीय उपनिषद्।

એમ લખેલું છે. તે પછી તીરકામઠાદી સાધનો મળ્યાથી મનુષ્ય પણ શિકાર કરવા શીખી પશ્વાદિકનું ભક્ષણ કરવા લાગેલા હશે; તે પછી તેઓનું જ્ઞાન અધિક થયું ત્યારે તેઓ ખેતી કરી ધાન્યાદિકનો સંગ્રહ કરી રાખવા શીખ્યા હશે; આ પ્રમાણે ખાવાપીવાની કાળજીમાંથી છુટ્યા ત્યારે આપણા કર્ત્તા કરાવનાર કોણ અને મુવાબાદ આપણી ગતિ શી થશે? આ કલ્પનાઓ તેઓમધ્યે ચાલુ થઈ હશે; ત્યારે તેના અનુરોધે દેવને કેમ પ્રસન્ન કરવા એવિષે વિચાર થવા

લાગ્યા હશે; અને આ ઉપરથી આ કાલે વેદોત્પત્તિ થઈ હશે; એમ અનુમાન થાય છે.

ઋષિ એટલે ફિરસ્તા; અને કવિ એટલે સુંદર રીતથી વાક્ય જોડનાર. હવે આ બેએ જે પ્રાર્થના રચી તેનુંજ છંદ એવું નામ છે. આજ છંદનું પાછળથી મંત્ર એવું નામ પડ્યું, આ છંદ માત્ર ઈશ્વર પ્રસાદથીજ ઋષીને પ્રાપ્ત થયા અથવા તેની તેને પ્રેરણા થઈ એમ લોકો માનતા આવ્યા છે. તે પ્રમાણે તે મંત્ર પ્રથમથીજ જે ઋષિ અથવા કવિ હશે તેનાજ કુળમાં રહ્યા હશે. બ્રહ્મ એટલે પ્રાર્થના અને તેના કરનારા તે બ્રાહ્મણ. તે બ્રાહ્મણોને દેવનું મો કહેછે. અને તે બ્રાહ્મણથી—અર્થાત્ ઈશ્વરના મુખથી—વેદો નીકળ્યા એમ પરંપરા છે.

હવે વેદમાં શું લખ્યું છે તેનો વિચાર કીધો તો એમ દેખાશે કે તેમાં જે કાંઈ લખેલું છે તે પ્રમાણેજ વેદની પેહેલાં લોકની સ્થિતિ હતી એમ સમજવામાં હરકત નથી જો કે સ્મૃતિમાં જેટલો વ્યવહાર વર્ણવેલો છે તેટલો શ્રુતિમાં નથી તો પણ રાજા, નૌકા, યજ્ઞક્રિયા, ઋત્વિજ, ધન, ઢોરઢાંખર, સોમરસની મીજબાની ઈત્યાદિ અનેક નામેકરી દેવની પ્રાર્થના, એ વિષય શ્રુતિમાં મળે છે. ત્યારે એ વિષય વેદની પેહેલાના લોકોના વ્યવહારમાં આવ્યો હશે તેથીજ તેનું વર્ણન કવિએ કીધું એ ઉઘડજ છે. શબ્દોત્પત્તિ થયાથી મૂળના છંદ, તેનેજ પાછળથી મંત્ર એટલે તે શબ્દમાં વિલક્ષણ સામર્થ્ય છે એવી સમજુત પડ્યાથી તે મંત્રોની સંહિતા એટલે જમાવ કીધો—આ જમાવ વ્યાસ, અને બાદરાયણે કીધો એમ આખ્યા છે તે કાળે વેદની ચાલુ ૪ સંહિતા થઈ તેનાં નામઃ—

(१) ऋग्वेद संहिता. (२) सामवेद संहिता. (३) यजुर्वेद संहिता. (तैत्तिरियववाजसनेय) અને (४) अथर्ववेद संहिता

આ ચાર સંહિતા વ્યાસે પોતાના ચાર શિષ્યોને ભણાવી તેનાં નામ.

(१) सुमंतु. (२) जैमिनि. (३) वैशंपायन અને (४) पैल.

પાછળ કોઈ ક્ષુલક કારણથી વૈશંપાયન અને તેના શિષ્ય યાજ્ઞવલ્કય વચ્ચે કલહ ઉત્પન્ન થયો ત્યારે યાજ્ઞવલ્કયે શુક્લયજુર્વેદસંહિતા કરીને

એક નવી સંહિતા બનાવી તે તેને સૂર્યે શિખવેલી છે એવી વંદના છે. બધી મળીને પાંચ સંહિતા છે. આ પાંચે સંહિતાનો પ્રચાર આ આપણા ભરતખંડમાં ઘણોજ છે. ભાગવતપરથી એમ દેખાયછે કેઃ—

कृतेतुध्यायतोदेवंत्रेतायांयजतोमखैः

द्वापरेपरिचर्यायांकलौतद्धरिकीर्त्तनात् ॥

કૃતયુગ એટલે ઘણા પ્રાચિનકાળમાં છંદપ્રવૃત હતા અને ધ્યાન ધર્મ એટલે સ્તુતિ પ્રાર્થનાજ કરી લોક રહેતા હતા. તે પછી તે છંદને મંત્રત્વ આવ્યું ત્યારે તેપરથી યાગપ્રવૃતિ થઈ. આ મંત્રથી હોમ, હવન, અનુષ્ઠાન ઈત્યાદિ ચાલતાં થયાં. પછી તે અનુષ્ઠાનમાં લોકોની રૂચી નહીં સરખી થઈ, અને હિંસાદિક અપ્રિય થયાં. ત્યારે તેઓ મંત્રોના અનુષ્ઠાન મૂકી મૂર્તિપુજામાં ધર્મ માનવા લાગ્યા, અને હાલ કલીયુગમાં તો તે અનુષ્ટાન અને પુજા બંને બંધ પડી સારધર્મ (હરી સ્મરણ) એજ સર્વ સાધુલોકોએ માન્ય કરી ચાલુ કર્યું.

---

વેદોના આરંભ વચન નીચે લખેલાં છે.

## १. ऋग्वेद संहिता.

अग्निमीळेपुरोहितं यज्ञस्यं देवमृत्विजं होतांरं रत्नधातमं ॥१॥

---

## २. सामवेद संहिता.

अग्न आ याहि वीतये गृणानोहव्यदातये ॥

नि होता सत्सिबर्हिषि ॥

### गान.

ओं[४]मायि ओ[२र]या ही[र] ३ वी[१]यि तो

या २ यि तो[१]या २ यि गृ[१] णा[र]नो ह[२र]

व्ये दोतो या २ यि तो यो २ यि
नो यि हो तोसा २—३ त्सो २ यि वो २ ३ ४
औ हो वा ही २—३ षी १

---

## ३. यजुः संहिता.

### (१). कृष्णयजुः संहिता.

इषेत्वोर्जेत्वो वायवस्थोपायवस्थ
देवोवः सविता प्रार्पयतुश्रेष्ठतमाय
कर्मण आप्यायध्वमध्निया देवभागम्
उर्जस्वतीःपयस्वतीःप्रजावतीरनमीवा
अयक्ष्मामावस्तेन ईशतमाघशं सो
रुद्रस्य हेतिः परि वो वृणक्तु
ध्रुवा अस्मिन् गोपतौ स्यात
बह्वीर्यजमानस्य पशून् पाहि ॥१॥
इषे त्रिचत्वारिंशत् ६०

**प्रथम कांडे, प्रथम प्रपाठके, प्रथमोऽनुवाकः**

### (२). शुक्लयजुः संहिता.

इषेत्वोर्जेत्वा वायवस्थदेवोवः
सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मण
आप्यायध्वमध्न्या इंद्रायभागं
प्रजावतीरनमीवा अयक्ष्मामावस्तेन
ईशंत माघशंसो ध्रुवा अस्मिन्
गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून्पाहि ॥१॥

**प्रथमोऽनुवाकः**

# ४. अथर्व संहिता.

यत्त्रिसप्ताः परियंति विश्वारूपाणि बिभ्रतः ॥
वाचस्पतिर्बलात्तेषां तन्वो अद्य दधातु मे ॥१॥

સંસ્કૃતભાષામાં જે ગ્રંથ છે તેના ત્રણ ભાગ માનેલા છે.

૧ છાંદસ, ૨ આર્ષ અને (૩) પૌરૂષ.

બીજું, વર્ગવાર વિભાગ કરવાની જે રીત છે તે આ પ્રમાણે.

શ્રુતિ, સ્મૃતિ, સૂત્ર, પુરાણ, ઈતિહાસ, ઉપવેદ, વેદાંગ, ઉપાંગ, શાસ્ત્ર, નિબંધ, ઉપપુરાણ, સંહિતા, કાવ્ય, અલંકાર, નાટક, ટીકા ભાષ્ય અને કથા.

શ્રુતિમાં સંહિતા અને પ્રત્યેક શાખાના બ્રાહ્મણ એમ સમજવામાં આવે છે. સ્મૃતિ એટલે શ્રુતિનાજ શ્લોકબદ્ધ ગ્રંથ છે તે; તેને ધર્મ-શાસ્ત્ર પણ કહે છે. સૂત્ર એટલે શ્રોતસ્માર્ત્તકર્મોપયોગી જે યાજ્ઞિકી સંસ્કાર તત્પ્રકરણી ગ્રંથ. આમાં ત્રણ ભાગ હોય છે: ૧ શ્રોતસૂત્ર, ૨ ગૃહ્યસૂત્ર, અને ૩ ધર્મસૂત્ર. પુરાણ એટલે પ્રાચિન વાર્ત્તાવિષેનો લેખ. તેમાં કાંઈક મહાપુરાણ અથવા ઉપપુરાણ અને સંહિતા છે એમ કહેવાય છે. ઈતિહાસમાં ભારત લેછે. ઉપવેદમાં આયુર્વેદ, ધનુર્વેદ, ઈત્યાદિ આવેછે. વેદાંગમાં વ્યાકરણ, છંદ, શીક્ષા વિગેરે છે. શાસ્ત્રમાં ન્યાય, વેદાન્ત ઈત્યાદિ છે. કાવ્યમાં રામાયણ વિગેરે ગણે છે. નિબંધ એટલે નીલ-કંઠ, કમલાકર, ભટ્ટોજી, નાગોજી, વિગેરેએ કરેલા ગ્રંથ. અલંકારશા-સ્ત્રમાં ભાષાના ઉપયોગવિષે પ્રસિદ્ધ ગ્રંથ છે. અને કથામાં રાજતરંગિણી, બૃહત્કથા વિગેરે આવે છે.

છાંદસ એટલે શ્રુતિગ્રંથ; આનાં વેદ, નિગમ, આમ્ન, બ્રહ્મ ઈત્યાદિ નામો છે. આ શ્રુતિગ્રંથના કર્ત્તા અનુક્રમણિકામાં લખેલા છે, પરંતુ તેને કર્ત્તા ન સમજતાં દ્રષ્ટા એમ કહેવાનો સંપ્રદાય છે અને ગ્રંથ પણ ઋષીકૃત નથી પરંતુ કેવળ પરમેશ્વરનીજ પ્રેરણાથી નીકલેલા છેજ એમ કહેછે. શિવાય તેવિષે કેટલાક, તે અનાદી છે એમ કહે છે. પરંતુ ચાર્વાકનો મત આમ છે કે, તે ગ્રંથ અજ્ઞાની ને ઠગલોકોએ કરેલા છે!

માધવાચાર્યે સર્વ દર્શનસંગ્રહ કરીને એક ગ્રંથ કીધો છે તેમાં ચાર્વાકનો મત આ પ્રમાણે લખેલ છે.

अग्निहोत्रं त्रयोवेदा—स्त्रिदण्डं भस्मगुंठनं ॥
बुध्धिपौरुषहीनानां जीविका धातृनिर्मिता ॥१॥
पशुश्चेन्निहत: स्वर्गं ज्योतिष्टोमे गमिष्यति ॥
स्वपिता यजमानेन तत्र कस्मान्न हिंस्यते? ॥२॥
मृतानामपि जंतूनां श्राद्धं चेत्तृप्तिकारणं ॥
गच्छतामिहजंतूनां व्यर्थं पाथेयकल्पनं ॥३॥
स्वर्गस्थिता यदा तृप्तिं गच्छेयुस्तत्रदानत:
प्रासादस्योपरिस्थानामत्रकस्मान्नदीयते ॥४॥
ततश्चजीवनोपायोब्राह्मणैर्विहितस्त्विह ॥
मृतानांप्रेतकार्याणिनत्वन्यद्विद्यतेक्वचित् ॥५॥
त्रयोवेदस्यकर्त्तारोभण्डधूर्त्तनिशाचरा:
अश्वस्यात्रहिशिश्नंतुपत्नीग्राह्यंप्रकीर्त्तितम् ॥६॥
मांसानांस्वादनंतद्व—न्निशाचरसमीरितं ! ॥

બૌદ્ધ, શ્રાવક, વિગેરેનો મત આજપ્રમાણે છે તે વેદને પાખંડ કહેછે પરંતુ વેદ ઋષિકૃત છે એમ વેદમાં ઘણેક ઠેકાણે લખેલું છે.

ऋषेर्मंत्रकृतास्तोमै: इ० — ऋक्संहिता.
नमोऋषिभ्योमंत्रकृद्भ्यो० — तै. अरण्यक.

વેદ એ દેવના શ્વાસોચ્છ્વાસથી નીકળેલછે એમ સાયનાચાર્યે લખેલુંછે.

यस्यनिश्वसितंवेदाइ० — ऋग्वेदभाष्य.

કેટલેક ઠેકાણે પુરૂષમેધથી વેદ થયો એમ લખેલું છે

तस्माद्यज्ञात्सर्वहुतऋच:सामानिजज्ञिरे इ० — पुरुषसूक्त.

જૈમીનીએ પણ મીમાંસાના શબ્દ અનાદી ઠરાવી તેપરથી વેદ એ અનાદી ઠરાવેલ છે.

"શ્વાસોછ્વાસ" કહીએ તો દેવને નાક જોઈએ. નાક કહ્યું એટલે શરીર જોઈએ. અને ત્યારે દેવ શરીર ધારણ કરનારા અને તેને શબ્દ કાઢવાના અવયવ છે એમ થાય છે. પરંતુ શ્રુતિમાં પણ એમ છે કે,—

अपाणिपादोजवनोगृहीता इ० ત્યારે તે શોભતું નથી.

મનુ અને ઐતરેયબ્રાહ્મણમાં આમ લખેલું છે કે અગ્ની અને સૂર્ય એ દેવતાથી યજુર્વેદ અને સામવેદ નિકળ્યા. પરંતુ આ પ્રાચિન કાળની દંતકથા અને અલંકાર છે એમ સમજવું જોઈએ. જેમ તલ એ ગોમેધથી નીકળ્યા એમ લખેલું છે.

तिलोऽसिसोमदेवत्योगोसवेदेवनिर्मित: इ० આશ્વલાયનસૂત્ર.

અને તેથી તે પિતૃને દેવા એમ ઠર્યું પરંતુ આ કેવળ દંતકથા છે એમ કેહેવું જોઈએ.

કેટલાકનું કહેવું આમ છે કે વેદ એ આ જગ્યામાંહેલા નથી; ત્યારે આ પેહેલાં જે દુનિયા થઈ ગઈ તેમાના હશે. કારણ કે, ઘણોજ જુનો કાળ કલ્પ્યો તો વેદમાંનો વિષય એ કેવળ જંગલી લોકને સાંપડનાર નથી. ત્યારે એમ જણાય છે કે જ્ઞાન અને સંપત્તિ વધ્યાથી વેદની પ્રવૃત્તિ હોવી જોઈએ.

સંહિતા એકત્ર કર્યા પેહેલાં છુટક છંદ લોકના મોંથી બોલાતા હશે. છંદમધ્યે વરૂણ, સૂર્ય, અગ્નિ, વાયુ, પ્રજાપતિ ઈત્યાદિ દેવોની સ્તુતિ છે. અને તેમાં તેનું આમંત્રણ છે અને તેની પાસેથી કલ્યાણકારક વસ્તુ માગેલી છે. પરંતુ એ બધા એકજ ઈશ્વરનાં નામ છે એમ વેદમાં અનેક ઠેકાણે કહ્યું છે.

एकंसद्विप्राबहुधावदन्त्यग्नियमंमातरिश्वानमाहु:

તેમજ છંદમાં કેટલેક ઠેકાણે રાજાએ દાન દીધેલ, તેની પણ સ્તુતિ ગાઈ છે, એવા અનેક વિષય છે. ઋગ્વેદસંહિતા માત્ર છંદરૂપ છે; બાકીની સંહિતા, કોઈ ઠેકાણે છંદ અને કોઈ ઠેકાણે ગદ્યસરખા વાક્યોની છે. અથર્વ અને સામ એ વેદ તો ઘણુંકરીને ઋગ્વેદમાંથી ટાળી

કાઢી લીધેલા એમજ છે. વેદોના ઋષીમાં ક્ષત્રીય, શૂદ્ર અને બ્રાહ્મણ એ ત્રણ વર્ણ હોઈ સ્ત્રીઓ પણ છે.

વેદોના દરેક સૂક્તોમાં જે વિષય હોય તેપરથી તે તે સૂક્ત માંહેના દેવતાની કલ્પના કરી છે. કયાંઈ એકજ સૂક્તમાં અનેક દેવ આવે છે તેને 'વિશ્વદેવ' દેવતા એમ લખે છે. જ્યાં દેડકાની વાત આવી ત્યાં મંડુક દેવતા, કયાંઈ ઘાસનું વર્ણન આવ્યું તો ત્યાં તૃણ દેવતા, લગ્નનો વિષય આવ્યો ત્યારે દંપત્ય દેવતા, એવો જૂદો જૂદો દેવતા ભેદ કલ્પેલો છે. તાત્પર્ય, વેદમાં જે વિષય આવે છે તેને અનુક્રમણિકાકાર દેવતા એમ લખે છે. પરંતુ વેદમાં એ નામ માત્ર સ્તોત્યનેજ દીધેલછે. તત્વતઃ દેવ એકજ છે. એ વિશે મજકુર एकंसद्विप्रा इ० ઋગ્વેદમાંની ઉક્તીપરથી તરતજ કળાઈ આવશે.

ઋગ્વેદ સંહિતામાં સૂક્ત હોય છે અને તેના પેટામાં ઋચા હોય છે. તે ઋચા દરેક સૂક્તને પૃથક્ સમજાવી તેના ઋષી, દેવ અને છંદ પણ અનુક્રમણિકામાં દેખાડે છે. આ અનુક્રમણિકા શૌનકે કરેલીછે, અને તેને પરિશિષ્ટ એમ માને છે. શિવાય સંહિતામાં, અનુક્રમણિકામાં દાખલ કર્યાશિવાયનાં જે પરિશિષ્ટ કરીને હોય છે, તે પાછળથી સામેલ થયા હશે એમ જણાય છે. પરંતુ તે વિષયમાં એવી ગડબડ છે કે, એક સંહિતામાં જે પરિશિષ્ટ હોય છે તેજ બીજી સંહિતાના મંત્રોમાં દાખલ કર્યા હોય છે. તેમજ, એક સંહિતામાં જે વાકય છે તેજ બીજે ઠેકાણે બ્રાહ્મણમાં મળે છે; કિંવા સંહિતાના મંત્ર બીજી સંહિતામાં પાઠભેદે કરીને આવે છે.

ઉપનિષદ પણ વેદમાં દાખલ છે એમ તો થોડુંજ છે; પરંતુ તે શિવાય પસ્તાવિક ઘણુંજ છે. તેને વેદ એમ કહેવાનો રીવાજ છે. પરંતુ તેમાં વેદાંત તો કોઈપણ સ્થળે દેખાતું નથી. નવા નવા પંથ ઉભા થઈ, તેઓએ વૈદિક પ્રમાણ ઉત્પન્ન કરવા માટે પોતપોતાના ઈષ્ઠ દેવતાનાં પણ આવાં ઉપનિષદ, તાપિની અને અથર્વશિર્ષ એવા નામથી રચી ચલાવેલ છે. પરંતુ શંકરાચાર્યએ ભાષ્ય કરવા અર્થે તેમાંનાં કેવળ દશાજ લીધેલાં છે.

આ સર્વ વૈદિક ગ્રંથોપર વ્યાખ્યાનરૂપક કારીકા, ભાષ્ય, ટીકા, દીપિકા, વૃત્તિ, નિઘંટ, સૂત્ર, પદ્ધતિ, શિક્ષા, પ્રાતિશાખ્ય ઇત્યાદિ પુસ્તક થયાં તે શિવાએ ઋગ્રહસ્ય, અથર્વરહસ્ય ઇત્યાદિ રહસ્ય એ નામનાં પણ પુસ્તક છે.

ઋગ્વેદનું પ્રથમપણું બધી જગ્યાએ વર્ણવેલું છે. વેદમાં:—

तस्माद्यज्ञात्सर्वहुतऋचः सामानिजज्ञिरे ॰

ऋग्चमे सामचमे यजुश्चमे ॰

ऋग्साम यजुरेवच—इ॰

આ વિષયમાં વાદ નથી. ચારે સંહિતામાં તપાસ કર્યા તો એ સ્પષ્ટ દેખાય છે કે, સર્વ સંહિતા એક વખતે થયેલ નથી. પ્રથમ ઋગ્વેદ સંહિતા થઈ હશે; અને તેમાં પણ કેટલાક મંત્ર પુરાતન અને કેટલાક નવા એમ મળે છે. અને તેવું વેદમાંજ કહેલું છે.

अग्निःपूर्वेभिर्ऋषिभिरीड्योनूतनैरिता इ॰

ઋગ્વેદમાંના મંત્ર બીજી સંહિતાથી પ્રાચિન છે અને તે મંત્રની યોજના બીજી સંહિતામાં દર્શપૌર્ણમાસથી અશ્વમેધપર્યંત અનુક્રમ પ્રમાણે હોયછે, તેમ નથી. ઋગ્સંહિતામાં યજ્ઞનો અનુક્રમ દાખલ કર્યો નથી; અને સૂત્રમાં વિનિયોગ કહેલો છે, તે શિવાય જે મંત્ર રહે છે તેનો વિનિયોગ સાંપડતો નથી. ત્યારે તેનો સ્વાધ્યાયમાં વિનિયોગ હશે એમ અનુમાન કરવું પડે છે. બીજું, સૂત્રમાં જે મંત્ર લીધેલા છે તેટલાની જૂદીજ પોથી લખે છે અને તેને મંત્રસંહિતા કહે છે, આ પરથી યજ્ઞનો ક્રમ સ્થાપન થયો તે પહેલાં ઋગ્વેદ સંહિતા ઉત્પન્ન થઈ હશે એવી કલ્પના થાય છે.

---

## બ્રાહ્મણે.

હવે મંત્રોનો વિનિયોગ એટલે ઉપયોગ જે સ્થળે લખ્યો છે તે સર્વદા યથાર્થજ છે એમ નથી. આ ઉપયોગ કયાંઈક અર્થપરથી અને કયાંક લીંગપરથી પણ કરે છે. એટલે જ્ઞાનીનો મંત્ર જોઈએ તો જે

મંત્રના આરંભમાં ક્ષ એ અક્ષર હશે તેજ મંત્ર લેછે! આ પ્રમાણે તેનો અર્થ છોડીને પણ યોજના કરેછે. સૂત્રકારમાં પણ આવી ગડબડ સાંપડશે. શિવાય સૂત્રકાર એપણ એવા કેટલાક મંત્રો લખેછે કે તે સંહિતામાં મુલગા સાંપડતા નથી એમ પણ છે. પુરોહિત લોકોએ એવી પ્રતિજ્ઞાજ કરી હતી કે, વૈદીક મંત્રથીજ સર્વ કર્મ, જપ, અનુષ્ઠાન, હોમ ઈત્યાદિ કરાવવાના જે દેવ આવશે, અને લોક જે જે નવા દેવ માનશે તેને કોઈબી મંત્ર લાગુ કરી દેવો. આ ધોરણથી હજારો મંત્રોના નવા નવા વિનિયોગ થયા છે. નવગ્રહ, દુર્ગા, ગણપતિ એના મંત્ર આજ રીતીથી ઉત્પન્ન થયા. પુરૂષસૂકત એપણ પંચાયતન પૂજાના મંત્ર, આવીજ રીતથી થયા. ખરેખર જે દેવને જે કર્મમાં જે મંત્ર લગાડવાના તે સાર્થ મંત્ર આવા થોડાજ મળશે. પેહેલાં ત્રેતાયુગમાં જ્યારે યાજ્ઞિકી ઉત્પન્ન થઈ ત્યારે આ યજ્ઞના કામમાં કેટલાક મંત્ર આજ પ્રમાણે લીધા છે.

વેદના મંત્રોમધ્યે કર્મ દર્શકછે એવા મંત્ર થોડાજ સાંપડશે. સંસ્કાર તો કયાંઈ દેખાતો નથી; તેનું મૂળ જોયું તો ગૃહ્યસૂત્રમાં; આ ગૃહ્યસૂત્રમાં સંસ્કાર અને મંત્ર યોજનાજ લખેલી છે. યજ્ઞકર્મમાં મંત્ર યોજનારા ગ્રંથ 'બ્રાહ્મણ' કરીને પ્રસિદ્ધ છે. હવે બ્રાહ્મણ અને મંત્ર મળીને વેદ એવી રૂઢી છે પરંતુ બ્રાહ્મણ એ ગ્રંથ જોયા તો મંત્રભાગ જેવા પ્રાચીન નથી; ત્યારે તે ગ્રંથ મંત્રઉપરની વ્યાખ્યા છે. મંત્રનું અમુક લઈને, આથી અમુક કર્મ કરવું એમ કેહે છે અને તેનું ફળ લખે છે, આવા જે ગ્રંથ તેને બ્રાહ્મણ કહે છે. આ બ્રાહ્મણ ઘણાજ છે. દરેક શાખાના જૂદા બ્રાહ્મણ અને સૂત્ર છે એમ દેખાય છે. પરંતુ કેટલાકનો નાશ થઈ બુડયા અને કેટલાક છે, તેનાપરજ કામ ચાલે છે. સર્વ સ્મૃતિ લઈ તેઉપરથી અર્થનો વિચાર કરવો અને તદનુસાર એક નિર્ણય કાઢવો આવિષે 'નિર્ણયસિંધુ'કારનો વિગેરેનો પ્રયત્ન થઈ, સ્મૃતિ જે અનેક છે તેનું એકત્રપણું થયું, પરંતુ સૂત્રવિષયની આ પ્રમાણે એકવાકયતા થઈ નહીં. સર્વ બ્રાહ્મણ પોતપોતાના સૂત્રથી અને શાખાથી કર્મ કરેછે. પરશાખોકત કર્મ ન કરવાવિષે વચનછે, તેમજ તેની વિરૂદ્ધ પણ વચન છે: કોઈ કહે છે કે, માધ્યંદિનિશાખા લઈ કર્મ કરવાં.—

...ध्यादर्निर्हियाशाखासर्वसाधारणीस्मृता ॥

यःकरोतितयाकर्मस्वशाखाफलमश्नुते ॥

...જ, માત્ર ઋગ્વેદથીજ સર્વએ કર્મ કરવાં એમ પણ વચનો છે.
. પ્રમાણે એક સૂત્રવિષે પણ લેખ છે.

सूत्रंबौधायनंग्राह्यंवऋचांदपिआदरात् ॥

अनुक्तंअन्यतोग्राह्यं * * * इ० ॥

...ો એક સૂત્રવાળા બીજા સૂત્રમાંથી મંત્ર, કર્મ, અનુષ્ઠાન પણ લેછે; ...ુ પોતાનું સૂત્ર છોડતા નથી. આથીજ કેટલીક અડચણ પડે છે. ...ળના જોરથી જ્યારે એક ગામમાં એકજ કણ્વ, બે સામવેદી ને ...ેક ઋગ્વેદી, એવા જૂદી જૂદી શાખાના બ્રાહ્મણ રહે છે ત્યારે તેને ...તપોતાના પૃથક્ કર્મ કરવાની બહુજ અડચણ પડે.

પેહેલાં જે વખતે શાખાભેદ થયા તે વખતે બહુધા જથાબંધ ...ાની સર્વત્ર વસ્તી હતી. એક પ્રદેશમાં આશ્વલાયન તો બીજામાં ...ાપસ્તંબ, ત્રીજા પ્રદેશમાં હિરણ્યકેશી ત્યારે ચોથા પ્રદેશમાં માધ્યં-...ન, આવો પૃથક્ શાખા સમુદાય રહેતો હતો અને તેથીજ તેના ...ચ્યે પોતપોતાના જથામાં એક સૂત્રથી કર્મ કરવા હરકત નહોતી, ...રંતુ તે સર્વ જથા હાલમાં કાળ, બંડ, લડાઈ અને રોજગાર ઇત્યાદિ ...નેક કારણથી તૂટ્યા. આ જથાપ્રમાણે તેના અસ્તિત્વમાંથી એકેક ...ાહ્મણ અને સૂત્ર ઉત્પન્ન થયા છે. શ્રૌતસૂત્રની પાછળ ગૃહ્યસૂત્ર થયાં ... તેની પાછળ તેના પરિશિષ્ટ થયાં. પેહેલાં વેદ ત્રણજ હતા એમ ...ત્ર ઠેકાણે માલમ પડે છે. પરંતુ પાછળથી ચોથો અથર્વણવેદ નિર્માણ ...ો, તેને 'પુચ્છ' એમ પણ ક્યાંઈક કહેલ છે.—

अथर्वांगिरसःपुच्छंप्रतिष्टा इ०

હવે બ્રાહ્મણના આરંભ વચન નીચે લખ્યા મુજબ છે:—

**ऋग्वेदना ऐतरेयब्राह्मण—**

अग्निर्वैदेवानामवमोविष्णुःपरमः इ०

**आपस्तंबना तैत्तिरीयब्राह्मण—**

ब्रम्हसंधत्तंतन्मे' जिन्वतं इ०

**वाजसनीय शाखाना शतपथब्राह्मण—**

व्रतमुपैष्यन् ॥ अन्तरेणाहवनीयंच गार्हपत्यं च प्राङ्ति-
ष्टन्नपउपस्पृशाति तद्यदपउपस्पृशात्यमेध्यो वै पुरुषो यदनृ-
तं वदति तेन पूतिरन्तरतो मेध्या वा आपो मध्यो भूत्वा
व्रतमुपायानीति पवित्रं वा आपः पवित्र पूतो व्रतमुपाया-
नीतितस्माद्वा अपउपस्पृशाति ॥ १ ॥

સામવેદના પ્રૌઢ કિંવા તાણ્ડ્ય બ્રાહ્મણ, આના ૨૫ અધ્યાય હોઈ તેની આદિ આ પ્રમાણે છે.

ओं महन्मे वोचो भर्गो मे वोचो यशो मे वोचस्तोमं
मे वोचो भुक्ति मे वोचः सर्व्वं मे वोचस्तन्मावतु
तन्माविशतु तेन भुक्षिषीय इ०

षड्विंश ब्राह्मणम्—આના ૨૬ અધ્યાય છે.

ओं ब्रह्मचवा इदमग्रे सुब्रह्मचास्तां ततः सुब्रह्मोदक्रामदथह
देया यज्ञेन ब्रह्मपर्यगृण्हताऽग्निर्वै ब्रह्माऽसावादित्यः इ०

दैवतब्राह्मणम्, अग्निब्राह्मणम् કિંવા देवताध्याय તેના આરંભ વચન—

अग्निरिन्द्रः प्रजापतिः सोमो वरुण—
स्त्वष्टाऽङ्गिरसः पूषा सरस्वतीन्द्राग्नी: इ०

**छांदोग्यमंत्रब्राह्मणम्—**

ओं देवःसवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय इ०

આના પેટામાં છાંદોગ્યઉપનિષદ્ છે.

आर्षेय ब्राह्मणम् કિંવા अनुक्रमणीका—એના ૩।। પ્રપાઠક છે.

अथ खल्वयमार्षप्रदेशो भवति इ०

सामविधान ब्राह्मणं ૩ અધ્યાય.

ब्रह्म ह वा इदमग्र आसीत् इ०

संहितोपनिषद ब्राह्मण—

अथात: संहितोपनिषदो व्याख्यास्याम: इ०

वंश ब्राह्मणम्—

नमो ब्रह्मणे नमो ब्रह्मणेभ्यो नम आचार्येभ्य: इ०

સાયનાચાર્યે સામવેદના આઠ બ્રાહ્મણ ગણેલા છે—

अष्टौ हि ब्राह्मणग्रंथा: प्रौढं ब्राह्मणमादिमं ॥
षड्विंशाख्यं द्वितीयं स्या–त्तत: सामविधिर्भवेत् ॥
आर्षेयं देवताऽध्यायं भवेदुपनिषत्तत: ॥
संहितोपनिषद्वंशो ग्रंथा अष्टावितीरिता: ॥

આ પ્રમાણે સામવિધાન બ્રાહ્મણપર જે સાયનાચાર્યનું ભાષ્ય છે તેમાં લખેલું છે.

તાણ્ડચ બ્રાહ્મણમાં ક્રતુસત્ર વિગેરે જે બીજે ઠેકાણે સાંપડનાર નથી તે લખેલ છે. ષડ્વિંશબ્રાહ્મણમાં બીજા વળી ક્રતુ અને અનુષ્ટાન લખેલા છે અને તેના પાંચમા અધ્યાયમાં તો અદ્ભુત વાતો અને તેનું નિવારણ પણ લખેલું છે. તેપરથી તેને અદ્ભુત બ્રાહ્મણજ કહે છે. એટલે મૂર્ત્તિ હસે છે, દેવળ હાલે છે, મૂર્ત્તિ નાચે છે, સૂર્યપર માણસની છાયા દેખાય છે, ઢોરોના શીંગડામાંથી ધૂમાડો નીકળે છે. આવા ચિન્હ જોયા તો શું કરવું? એ પ્રકરણ તેમાં છે.

આર્ષેયબ્રાહ્મણ ને વંશબ્રાહ્મણમાં ઋષીનાં નામ છે. ને દૈવત બ્રાહ્મણમાં દેવોનાં નામ છે. તેમજ સંહિતામંત્રમાં જે દેવનું વર્ણન કર્યું તે દેવ કહ્યાછે.

अथर्ववेदना गोपथ ब्राह्मण—

ओं ब्रह्म ह वा इदमग्र आसीत् इ०

---

# मंत्रविनियोग.

મંત્રભાગના કર્મોમાં વેદનો જે ઉપયોગ કરવાનો તેનો આરંભ મૂળ આ બ્રાહ્મણ ગ્રંથોમાં છે. તેની પછી આરણ્યક કરીને બીજા ગ્રંથ થયા તેનો પણ આજ હેતુ છે. તે પછી સૂત્ર થયાં, તેણે મંત્રભાગનો તેના કરતાં પણ અધિક વિનિયોગ કર્યો તે પછી ઋગ્વિધાન, યજુર્વિધાન વિગેરે ગ્રંથ થયા, તેણે પણ તેના કરતાં અધિક ઉપયોગ કરી દેખાડ્યો. હવે આ બધામાંનો કેટલોક ઉપયોગ સાર્થ છે. પરંતુ બાહુતેક નિરૂપયોગી છે. જેમ—

त्र्यंबकंयजामहे इ०

આ મંત્રનો ઉપયોગ મૃત્યુથી છોડવવા સારૂ કરે છે, કિંવા કોઈ દુઃખમાં પડે ત્યારે આનું અનુષ્ઠાન ને જપ વગેરે કરીને તાંત્રિક વિધાનથી તેને બોજે લગાડે છે. આ મંત્રમાં 'મૃત્યુથી રક્ષણ કર' એવી ઈશ્વરની પ્રાર્થના છે ત્યારે આ વિનિયોગ સાર્થ છે. તેમજ—

उद्यंनद्य मित्रमह इ०

આ ત્રણ ઋચાઓથી દુઃખનો પરિહાર કરવા વાસ્તે, નીચાકલ્પ, વિધાન, અર્ઘ્યપ્રદાન, ને નમસ્કાર વગેરે અનુષ્ઠાન કરે છે. હવે આ મંત્રમાં પણ રોગ પરિહારવિષે પ્રાર્થના છે, ત્યારે તે વિનિયોગ સાર્થ થયો. પરંતુ— यत्पुरुषेण हविषा०—स्नानं.

આ મંત્રનો ઉપયોગ પૂજામાં અને દેવને સ્નાન કરાવવા અર્થે કરેછે પણ તેમાં તો તેવો અર્થ મુળગોજ નથી.

यत्पुरुषं व्यदधुः०—धूपः

આ મંત્રનો ઉપયોગ ધૂપ કરવા વાસ્તે કરે છે, પરંતુ તેવા અર્થનો સંબંધ તેમાં કાંઈ પણ ન હોઈ પ્રજારૂપી પુરૂષોના વિભાગ કેમ કર્યા એમ તેમાં પ્રશ્ન માત્ર છે.

ऋतं चेति त्रिचस्य०—अघमर्षणे विनियोगः

આ મંત્રનો ઉપયોગ અઘમર્ષણમાં છે, પરંતુ મંત્રમાં તેવો ભાવાર્થ કાંઈપણ સાંપડતો નથી.

आपोहिष्ठेति त्रिचः०—मार्जने विनियोगः

આમાં માર્જન એ મુળમાં ન હોઈ ફ્કત જલની સ્તુતિ છે.

केतुंकृण्वं इति—केतुप्रीत्यर्थं जपे विनियोगः

આમાં કેતુનો બીલકુલ પતોજ નથી.

तत्सवितुः०—अर्घ्यप्रदाने विनियोगः

આમાં અર્ધ્યનો વિધિ સમુળગો કંઈ પણ નથી.

जातवेदसे०—दुर्गाप्रीत्यर्थे जपे विनियोगः

આમાં દુર્ગાનો સંબંધ બીલકુલ નથી.

वाचं ते शुंधामि प्राणं ते शुंधामि०

माध्यंदिन संहिता—अष्टक ६, अ० ५०.

આ મંત્રએ મારેલા બકરાનું પ્રોક્ષણ એટલે શુદ્ધિકરણ છે પરંતુ આ વિધિ તે મંત્રમાં દેખાતો નથી.

આવા મંત્રોનો નિરર્થક ઉપયોગ ઘણોજ થયો છે. બ્રાહ્મણ, સૂત્ર, આરણ્યક અને વિધાન એ દરેક વેદપર છે. તે જ્યારે એક બાજુ રાખ્યા તો મંત્રનો ઉપયોગ સ્વાધ્યાયાર્થ માત્ર રહેશે. જે અર્થ કર્મ માર્ગ ઉભો થયો છે તે અર્થ તેનો આવો ઉપયોગ થયો એટલુંજ આ નિરર્થક વિનિયોગનું ધોરણ દેખાય છે. આમાં આવું દષ્ટાંત છે કે—જ્યારે કોઈ હરીભક્તે હરીપાઠનું પુસ્તક લીધું અને જ્યારે મૂળનો જ્ઞાનેશ્વરે કરેલો તેજ પાઠાર્થ કીધો કે,—તે ઉપરથી લોકોને જ્ઞાન અને ભક્તિ વિષેનો ઉપદેશ થાય, ત્યારે, તે અર્થ છોડી તેનો વિનિયોગ કર્યાથી આમ થશે.—

દેવોના દ્વારમાં ક્ષણભર ઉભા રહીને.

देवाचिये द्वारीं उभा क्षणभरीं इ०

આ અભંગ કહીને દેવળમાં જવું.

ચાર વેદ છ શાસ્ત્રકાર જાણે છે.

चहूं वेदीं जाणा षड्शास्त्रि कारा इ०

આ અભંગ કહી હાથમાં તાળ લેવા. હવે આ પ્રાકૃત ભાષણ થયું. આનું સંસ્કૃત કરવું ત્યારે—इति ताल धारणे विनियोगः !

त्रिगुण असार निर्गुण हें सार इ०

આ અભંગ કહી વીણા ઉપાડવા.

भावेवीण भक्ति, भक्तीवीण मुक्ति इ०

આ મંત્રે નમસ્કાર કરવો.

આ પ્રમાણે વામનપંડિતે 'નામસુધા' કરીને એક ચાર અધ્યાયનો ગ્રંથ કર્યો છે તે ગ્રંથ લઈ જો કોઈ ભક્તે તેનો વિનિયોગ એટલે તે ઉપર બ્રાહ્મણ, સૂત્ર વગેરે કર્યા તો કદાચિત નીચે લખ્યા પ્રમાણે થશે.—

हरिचरण सरोजीं चित्सुधासारपानें इ०

આ ચરણ ૫ ૨ શ્લોકનું છે. આ કહીને માળા ઘાલવી.

षष्ठस्कंदमुखीं अजामिळकथा संक्षेप तींची टिका इ०

આ બીજું ચરણ ભણી ભજનનો આરંભ કરવો.

शुक म्हणे मुनि आइक राजया इ०

આ ત્રીજું ચરણ ભણી આરતી કરવી.

तींघे तयासि म्हणती यमशासनाला इ०

આ ચોથું ચરણ કહી વીણો નીચે મુકવો ! આવો જો વિનિયોગ કર્યો તો સર્વ મંત્રનો થશે.

વેદોના વિનિયોગ ઘણા થયા કારણ કે બ્રાહ્મણકર્ત્તાએ ફક્ત શ્રોત કર્મપર તેનો વિનિયોગ કર્યો તેમાં તે એટલો બારીક કીધો કે ચોખા લાવી પવિત્ર કરાવવાનો (કઢાવવાનો) તેનો એક મંત્ર, બીજાએ તે શિજવી મૂકવાનો તેનો બીજો મંત્ર, સમીધ એટલે પવિત્ર વૃક્ષના લાકડાં આણી કયાં મુકવા તેનો પણ મંત્ર, અને તેને અગ્નિમાં નાખવા તો તેનો પણ મંત્ર ઠરાવી તે પ્રમાણે—

समिद्ध हवने विनियोगः इ०

આવી ક્રિયાપર મંત્રની યોજના કીધી. શ્રોત ઉત્પન્ન થયા પછી

સ્માર્ત ઉત્પન્ન થયાં. તે ગૃહ્યસૂત્રે કર્યાં. તેપર ઋગ્વિધાન સરખા બીજા ગ્રંથો થયા, અને તે પછી પરિશિષ્ટ થયાં. આ પ્રમાણે જેણે તેણે કર્મવૃદ્ધિ કરી. ભોંપર બેસવાના મંત્ર તેનો **आसने विनियोग:** ઈત્યાદિ વિલક્ષણ પ્રકાર પ્રચલિત થયા. પછી જે તાંત્રિક થયા તેણે નવા મંત્ર ને જૂના મંત્ર લઈ તેનો નવો વિનિયોગ નવા ન્યાસમાં ને મુદ્રામાં વિગેરેમાં કર્યો, તે પ્રમાણે વ્રત ઉદ્યાપન આમાં હજારો વિનિયોગ છેજ. આ પ્રમાણે એ કર્મોની મોટી જાળ ઉત્પન્ન થઈ. જે ગ્રંથકાર થાય તેણે પોતાને અનુકુળ નવો વિનિયોગ લખવો. સર્વેનો ઉદ્દેશ એકજ—કર્મ વૃદ્ધિ અને તેપરથી એવી ખ્યાતિ થઈ કે જો આ પ્રકરણનો જે વધારે ઉપયોગ કરશે તે અધિક પવિત્ર અને અધિક વિદ્વાન્ સમજવો. આ ભરતખંડમાં આ પ્રકાર એટલો વૃદ્ધિંગત થયો કે, આજ કર્મભૂમિ એવું આનું નામ પડ્યું, અને અહીંના લોક આ કર્મની પ્રૌઢીપર પોતાને બીજા દેશના કર્મહિન મનુષ્ય કરતાં શ્રેષ્ઠ કહેવરાવવા લાગ્યા.

**सर्वकर्मविहिना ये म्लेच्छ इत्यभिधीयते ॥ इ०**

શિવાય સર્વ કર્મનો અધિકાર બ્રાહ્મણોએ પોતાની પાસે રાખ્યો. આથી વૈદીક કર્મ તો બ્રાહ્મણોની વતનદારી ઠરી. અને ક્ષત્રી ને વૈશ્યે આ કર્મો કરવાની કદાચ ઈચ્છા રાખી તો તેની મારફતેજ કરવા એમ એકંદર ઠર્યું. કર્મની દોરી બ્રાહ્મણનાજ હાથે, કર્મ કરનાર પણ તેજ ને નવા વિનિયોગ સંસ્કાર વિગેરે લખનાર પણ તેજ, શિવાય તેની સંસ્કૃતભાષા સાધારણ લોકોને દુર્જ્ઞેય હતી. ત્યારે આ બધી વાતપરથી આ કર્મકાંડનું અધિક પ્રબળ થયું, હવે આ દેશમાં ઘણાક ઋષી ને સાધુપુરૂષો જ્ઞાની થયા; પરંતુ તેણે તો આ કર્મને મિથ્યા જાણી એ સર્વ વૃથા છે એમ લખી રાખ્યું છે.

**न कर्मणा न प्रजाया धनैर्न त्यागे नैके अमृतत्वमानशु: ॥**

**कैवल्योपनिषद.**

કોઈએ લખ્યું કે આ બધો ખટાટોપ ફક્ત દેહશુદ્ધિને ઉપયોગીછે, કોઈએ લખ્યું કે એ સ્વર્ગ પ્રાપ્તીને ઉપયોગી છે પણ મોક્ષને ઉપયોગી નથી એમ સર્વનો મત છે.

क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति इ०

यद्गत्वा न निवर्तन्ते तद्धामपरमं पदं इ०

આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે કર્મની નિંદા હોઇ તે ઉપનિષદ ગ્રંથમાંજ લખેલ છે. મંડણમિશ્રએ નૈષ્કર્મ્યસિદ્ધિ કરીને એક ગ્રંથ લખ્યો છે તેજ પ્રમાણે વિદ્યારણ્યસ્વામિએ પણ પંચદશી લખેલી છે. આજપરથી પાછળ સન્યાસાશ્રમ ઉભો રહ્યો અને આમ તે આશ્રમશ્રેષ્ઠ ગણાઈ ગયા.

तस्मै सहोवाच द्वे विद्ये वेदितव्य इति हस्मय ब्रह्मविदो
वदंति परा चैवाऽपरा च । तत्राऽपरा ऋग्वेदो यजुर्वेद: इ०
अथ परायया तदक्षरमधिगम्यते ॥
इष्टापूर्तं मन्यमाना वरिष्टं नाऽन्यच्छ्रेयो वेदयन्ते प्रमूढा: ॥
नाकस्य पृष्ठे ते सुकृतेन भुक्त्वेमं लोकं हीनतराश्चवन्ति ॥

તથા— मुंडकोपनि.

सशिखवपनं कृत्वा बहि: सूत्रं त्यजेद्बुध: ॥
यदक्षरपरंब्रह्म तत् सूत्रमिति धारयेत् ॥
शिखा ज्ञानमयी यस्य उपवीतश्च तन्मयं ॥
ब्राह्मण्यं सकलं तस्य इति ब्रह्मविदो विदु: ॥
नीरोदकाध्यानसंध्या वाक्कायक्लेशवर्जिता ॥
सन्धीनि सर्वभूतानां सा संध्या ह्येकदण्डिनाम् ॥
बहि: सूत्रं त्यजेद्विद्वान् योगवित्तत्वदर्शिनान् ॥
ब्रह्मभावमयं सूत्रं धारयेद्य: सचेतन: ॥
तत् सूत्रं विदितं येन स विप्रो वेदपारग: ॥

ब्रह्मोपनिषद्.

આવા આ કર્મમાર્ગ નીચ ને મિથ્યા છે, એ સન્યાસીઓએ સ્પષ્ટ કરી દેખાડ્યું. સન્યાસીમાં પરમહંસદીક્ષાનો આશ્રમ પણ આટલા વાસ્તેજ છે કે તેણે કર્મ ત્યાગ કરી દેખાડવા.

# आरण्यको.

હવે કર્મવૃદ્ધિ કરનારા બીજા ગ્રંથો આરણ્યક કરીને છે. આ આર-ણ્યક બ્રાહ્મણમાંજ ગણવામાં આવે છે, પરંતુ તે ભાગ પૃથક્ છે. તેના નામપરથીજ તે આરણ્યમાં કહેવરાવવાને છે એમ દેખાય છે. પ્રથમતઃ ઋગ્વેદના પાંચ આરાણ્યક છે આને ઐતરેયારણ્યક કહે છે ને આ ઐ-તરેય આરણ્યક બ્રાહ્મણનોજ ભાગ છે. તેનો આરંભ.—

१—अथमहाव्रतम्०—આના પાંચ અધ્યાય છે.

२—एष:पंथा एतत्कर्मै तद्ब्रह्मैतत्सत्यं०—અધ્યાય ૫.

३—अथात: संहिताया उपनिषत्०—અધ્યાય ૫.

४—विदामघवन्विदागातुमनुशंसिषोदिश:०—अ० १.

५—महाव्रतस्य पंचविंशति सामधेन्य:०—अ० ५.

કૃષ્ણયજુર્વેદના આરણ્યક; આના ૧૦ અધ્યાય છે.

(१) भद्रं कर्णेभि: शृणुयाम देवा:०

(२) सह वै देवानां चाऽसुराणां च यज्ञौ०

(३) चित्ति: स्रुक्०

(४) नमो वाचे या चोदिताया०

(५) देवा वै सत्रमासत०

(६) परे युवा ऽ संप्रवृत्तो०

(७) शिक्षां व्याख्यास्याम:०

(८) ब्रह्मविदाप्नोति परं०

(९) भृगुर्वै वारुणि:०

(१०) अंभस्यपारेभुवनस्यमध्येनाकस्यपृष्ठेमहतोमहीयान्.

આ બધા અધ્યાયનાં જૂદાં જૂદાં નામ છે.

(१) भद्रं०—अरुण.

(२) सहवै०—स्वाध्यायब्राह्मण.

(३) चित्ति:०—मंत्रब्राह्मण.

(४) नमोवाचे (युंजते)०—अरुण केतु ब्राह्मण.

(५) देवावै०—पितृमेध.

(६) पुरेयुवा०—पितृमेध.

(७) शिक्षां०—शिक्षावल्ली.

(८) ब्रह्मविदा०—ब्रह्मवल्ली.

(९) भृगुर्वै०—भृगुवल्ली.

(१०) अंभस्यपारे (याज्ञिकीउपनिषद्)०—नारायण.

સામવેદનાં આરણ્યક.

સામવેદ સંહિતાના પેહેલા ૬ અધ્યાયને છંદ કહે છે, ૯ અધ્યાયને ઉત્તર કહે છે અને મધ્યના એક અધ્યાયને આરણ્યક કહેવાનો પરીપાઠ છે. તેનું મૂળ.

इंद्रज्येष्ठन्नआभरओजिष्ठम्पुपरिश्रव:०

વાજસનીયનાં આરણ્યક.

આને બૃહદારણ્યક એમ કહે છે. શતપથ બ્રાહ્મણના જે ૧૪ પ્રપાઠક છે, તેનો છેલો પ્રપાઠક એજ આરણ્યક છે તેનું મૂળ.

ओं उषा वा अश्वस्य मेध्यस्य शिर:० कण्वपाठ.

---

## उपनिषदो.

અથર્વવેદના આરણ્યક એટલે ૫૨ ઉપનિષદ પૃથક્ પૃથક્ છે. તેનાં નામ અને આરંભ.

ओं ब्रह्मा देवानां प्रथम: संबभूव विश्वस्य कर्त्ता भुवनस्य गोप्ता०—१.

આનું નામ मुंडकोपनिषद् આમાં છ મુંડક એટલે અધ્યાય છે.

ओं सुकेशा च भारद्वाज: शैब्यश्च सत्यकाम:०—२

આનું નામ प्रश्नोपनिषद्; આમાં છ પ્રશ્ન છે.

ओं प्रसादांत: समुत्थस्य विष्णोरद्भुतकर्मण:०—३

આનું નામ ब्रह्मविद्योपनिषद् હોઈ એનો એકજ ખંડ છે.

ओं क्षुरिकां संप्रवक्ष्यामि धारणां योगसिद्धये०—४.

આનું નામ ક્ષુરિકોપનિષદ્; આના ૩ ખંડ હોઈ તેમાં યોગ છે.

ओं अष्टपादं शुचिहंसं त्रिसूत्रंमणिमव्ययं०—५.

આનું નામ ચુલિકોપનિષદ્; આના બે ખંડ છે અને આમાં બ્રહ્મ-પ્રતિપાદન છે.

ओं देवा ह वै स्वर्गलोकमायंस्ते०—६.

આનું નામ શીરોપનિષદ્; ને આના ૭ ખંડ છે. આમાં રૂદ્રસ્તુતિ છે.

ओं पिप्पलादोंगिराः सनत्कुमारश्चाथर्वणं भगवंतं पप्रच्छ०—७.

આનું નામ अथर्वशीर्षोपनिषद्; આના બે ખંડ છે. આમાં પણ રૂદ્રસ્તુતિ છે.

ओं पंचात्मकं पंचसुवर्त्तमानं०—८.

આનું નામ गर्भोपनिषद्; આના પાંચ ખંડ હોઈ આમાં ગર્ભ વ્યવસ્થા છે.

ओं अथातो महोपनिषदमेव तदाहुरेको ह वैनारायण आसीत्०—९.

આનું નામ महोपनिषद्; ખંડ ૩; વિષય—નારાયણસ્તુતિ.

ओं शौनको ह वै महाशालोंगिरसं भगवंतं पिप्पलादं पप्रच्छ०—१०.

નામ ब्रह्मोपनिषद्; ખંડ ૩ આમાં ખરી સંધ્યા ને ખરી યજ્ઞોપવિત કઈ? તે કહેલું છે.

ओं अथातः सर्वोपनिषत्सारं संसारज्ञानमधीतमन्त्रसूत्रं शारीरयज्ञं व्याख्यास्यामः०—११.

નામ प्राणाग्निहोत्रोपनिषद्; ખંડ ૪; વિષય ભોજનવિધિ.

ओं मित्येतदक्षरमिदंसर्वं०—१२, १३, १४, १५.

આનું નામ माडुक्योपनिषद्; આમાં ૪ પ્રકરણ છે. પેહેલું પ્રકરણ વૈતથ્ય, બીજું અદ્વૈત, ત્રીજું અલાત, અને ૪ થું શાંત. આમાં બ્રહ્મવિચાર છે. શ્રીમચ્છંકરાચાર્યે આમાંના માત્ર બે પ્રકરણ ભાષ્ય કરવા લીધેલાં છે. કેટલાક પુસ્તકમાં વૈતથ્ય એ તેરમું, અદ્વૈત એ ૧૪ મું, અને અલાત ને શાંત એ ૧૫ મું, ઉપનીષદ એમ ગણેલ છે.

ओं अपश्यं त्वावरोहंतं दिवितः पृथिवीं मम०—१६.

આને નિલરુદ્રોપનિષદ્ કહે છે; તેના ત્રણ ખંડ છે, અને તેમાં રૂદ્રની સ્તુતિજ છે.

ओं अकारो दक्षिणः पक्ष उकारस्तुत्तरस्मृतः०—१७.

નામ—નાદબિંદૂપનિષદ્; આનો એક ખંડ હોઈ તેમાં યોગપ્રકરણછે.

ओं मनो हि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेवच:०—१८.

આને બ્રહ્મબિંદૂપનિષદ્ કહે છે; ખંડ એક, આમાં બ્રહ્મવિચાર કહેલ છે.

ओं शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनःपुनः०—१९.

નામ—અમૃતબિંદૂપનિષદ્; ખંડ બે, આમાં અધ્યાત્મવિદ્યા એટલે બ્રહ્મવિચાર છે.

ओं योगतत्वं प्रवक्ष्यामि योगिनां हितकाम्यया०—२०.

નામ—ध्यानबिंदूपनिषद्; ખંડ બે, આમાં ધ્યાન ધરવાવિષે છે.

ओं तेजोबिंदुः परं ध्यानं विश्वातीतंत्हृदि स्थितं०—२१.

નામ—તેજબિંદૂપનિષદ્; આનો એક ખંડ છે.

ओं योगशिखां प्रवक्ष्यामि सर्वज्ञानेषु चोत्तमां०—२२.

નામ—યોગશિખા; ખંડ એક, આમાં યોગ પ્રકરણ છે.

ओं योगतत्वं प्रवक्ष्यामि योगिनां हितकाम्यया०—२३.

નામ—યોગતત્વોપનિષદ્; ખંડ એક, આમાં પણ યોગવિચાર છે. ઉપલા ૨૦માં ઉપનિષદ્નું આદિવાક્ય અને આનું આદિવાક્ય જો કે એક છે તોપણ વિષય જૂદા જૂદા છે.

ओं अथाहिताऽग्निर्म्रियेत प्रेतस्य मंत्रैः संस्कारोपतिष्ठते०—२४.

આને સંન્યાસોપનિષદ્; કહે છે, આનો એક ખંડ હોઈ આમાં અંત્યેષ્ટિ પ્રકરણ છે.

ओं आरुणिः प्रजापतेर्लोकं जगाम०—२५.

નામ—આરુણેયોપનિષદ્; ખંડ ૪, વિષય—સંન્યાસપ્રકરણ.

ओं यो ऽनुक्रमेण संन्यसति स संन्यस्तो भवति०—२६.

નામ—कठश्रुत्युपनिषद् ; ખંડ ૩, આમાં પણ સંન્યાસપ્રકરણજ છે.

ओं देवता ऋषयः सर्वे ब्रह्माणमिदमब्रुवन्०—२७.

નામ—पिंडोपनिषद् ; આનો એક ખંડ હોઈ આમાં દશપિંડદાન-વિષે પ્રશ્નોત્તર છે.

ओं अथां ऽगिरास्त्रिविधः पुरुषस्तद्यथा०—२८.

નામ—आत्मोपनिषद् ; ખંડ ૩, આમાં આત્મવિષય છે.

ओं आपो ह वा इदमासन् सलिलमेव स प्रजापतिरेकः०—२९,३०,
३१, ३२, ३३, ३४.

આને नृसिंहतापिनी ; કહે છે, આમાં પૂર્વતાપિની અને ઉત્તરતાપિની એવા બે ભાગ છે, પૂર્વતાપિનીમાં પાંચ ઉપનિષદ્ અને ઉત્તરતાપિ-નીમાં એક, મળી છ ઉપનિષદ્ ગણાય છે. તેના પેટામાં ૩૪ ખંડ—૭, ૩, ૨, ૩, ૧૦, ૯ એમ અનુક્રમે છ ઉપનિષદ્માં છે. આમાં નૃસિંહોપાસના છે.

ओं उशन्ह वै वाजश्रवसः सर्ववेदसंददौ०—३५, ३६.

આને कठोपनिषद् ; કહે છે, આમાં છ વલ્લી એટલે ખંડ છે, તેમાં પેહેલા ત્રણ ખંડને પૂર્વવલ્લી અને બીજા ત્રણ ખંડને ઉત્તરવલ્લી એમ કહે છે આ બંને જૂદા જૂદા ઉપનિષદ્ ગણાય છે, પરંતુ શંકરાચાર્યે એકજ ગણ્યું છે.

ओं केनेषितं पतति प्रेषीतं मनः०—३७.

નામ—केनोपनिषद् ; ખંડ ૪, અધ્યાત્મવિષય.

ओं अथ पुरुषो ह वै नारायणो कामयत:०—३८.

નામ नारायणोपनिषद् ; ખંડ બે,આમાં નારાયણજ બ્રહ્મ એવું વર્ણનછે.

ओं अंभस्य पारे भुवनस्य मध्ये०—३९, ४०.

નામ—बृहन्नारायणोपनिषद् ; આના ૨૧ ખંડ હોઈ તેમાં પૂર્વનારા-યણના ૧૧ અને ઉત્તરનારાયણના ૧૦ એમ છે. આ ઉપનિષદના દ્રા-વિડ પાઠમાં ૬૪ અનુવાક છે; આંધ્ર પાઠમાં ૮૦, અથર્વણ પાઠમાં ૨૧,

અને કર્ણાટક પાઠમાં ७४ અનુવાક છે. સાયનાચાર્યે જે ભાષ્ય કર્યું છે તે ९४ અનુવાકપરજ છે. આમાં બ્રહ્મપ્રતિપાદન અને તે શિવાય અનેક દેવતાના મંત્ર, અનેક ગાયત્રી, સંન્યાસ ગ્રહણના મંત્ર, શિવના મંત્ર, અને સંધ્યાના મંત્ર, એવાં અનેક પ્રકરણ છે.

ओं कथंबंधः?कथंमोक्षः? का अविद्या?काविद्येति ?०—४१.

નામ सर्वोपनिषद्; વિષય અધ્યાત્મ પ્રકરણ.

ओं गौतमउवाच ॥ भगवन् सर्वधर्मज्ञ सर्वशास्त्रविशारद०—४२.

નામ हंसोपनिषद्; વિષય પરમહંસ ધર્મ કથન.

ओं अथ योगिनां परमहंसानां०—४३.

નામ परमहंसोपनिषद्; ખંડ १; વિષય સદરહુ પરમહંસના ધર્મનોજ.

ओं अथ शिक्षां व्याख्यास्यामः०—४४.

નામ—आणंदवल्ल्युपनिषद्; આમાં શિક્ષાવલ્લી અને આણંદવલ્લી એવા બે ઉપનિષદ્ છે, પરંતુ અહીંઆ એકજ માનેલ છે, આમાં અધ્યાત્મવિચાર છે.

ओं भृगुर्वै वारुणिर्वरुणं पितरमुपससार०—४५.

નામ—भृगुवल्ल्युपनिषद् વિષય બ્રહ્મપ્રતિપાદન.

ओं ब्रह्मविद्यां प्रवक्ष्यामि०—४६.

નામ—गारुडोपनिषद्; ખંડ એક; વિષય સર્પના નવ કુલનું વર્ણન. આ ઉપનિષદ્ જે ભણે તેને સર્પદંશ થનાર નહીં, એવું આમાં લખેલું હોઈ સર્પાદિકોનું વિષ કાઢવાના મંત્ર પણ આમાંજ છે.

ओं अथ कालाऽग्निरुद्रं भगवन्तं सनत्कुमारः पप्रच्छ०—४७.

નામ—भस्मोपनिषद्; વિષય—ભસ્મલેપન કરવાની વિધી. આનું આવું ફળ લખેલું છે કે ભસ્મ લગાડવાથી મોક્ષ થાય છે.

ओं चिन्मयेऽस्मिन्महाविष्णौ जाते दाशरथे हरौ०—४८, ४९.

આને रामतापिणी કહે છે. આમાં પૂર્વતાપિની એ એક ઉપનિષદ્ १० ખંડનું હોઈ ઉત્તરતાપિનીમાં ५ ખંડછે. પરંતુ તે પૃથક્ ઉપનિષદ્ છે. આમાં રામ, સિતા, હનુમાન ઈત્યાદિકની ઉપાસના લખેલી છે.

ओं अथाऽऽश्वलायनो भगवन्तं परमेष्ठिनमुपसमेत्योवाच०–૧૦.

નામ–केवलोपनिषद्; ખંડ બે; વિષય કેવલ પરબ્રહ્મ વર્ણન.

ओं बृहस्पतिरुवाच—

याज्ञवल्क्यं यदनुकुरुक्षेत्रं देवानां देवयजनं०–૧૧.

નામ–जाबालोपनिषद्; ખંડ પાંચ; વિષય સંન્યાસીના ધર્મ. અને છેવટનું—

ओं अथातश्चत्वार आश्रमाः षोडशभेदा भवंति०–૧૨.

આને–आश्रमोपनिषद् કહે છે; આનાં ૪ ખંડ છે; આમાં સંન્યાસી અને બ્રહ્મચારીના ધર્મ છે. આનું છેવટનું વાક્ય આવું છે કે,–

यथोपपन्ना चातुर्वर्ण्यमैक्षाचर्यं चरंत आत्मानं मोक्षयंत इति ॥

સંન્યાસી બધા વર્ણને ઘરે જમે તોપણ મોક્ષને પહોંચે છે. આ પ્રમાણે અથર્વવેદના બાવન ઉપનિષદ્ કહેવાય છે, તે થયાં.

શ્રીમચ્છંકરાચાર્યસ્વામીએ પ્રસ્થાનત્રય એટલે શ્રુતિ, સૂત્ર અને સ્મૃતિ કાઢી લઈ તેપર ભાષ્ય કીધું, તેમાં શ્રુતિત્વેકરીને દસ ઉપનિષદ્ લીધાં. સૂત્રત્વેકરીને ઉત્તરમિમાંસા એટલે વ્યાસસૂત્ર કિંવા વેદાંતસૂત્ર અથવા જેને શારીરસૂત્ર કહે છે તે લીધાં. અને સ્મૃતિરૂપે ભગવદ્ગીતા લીધી. તેમાં શ્રુતિત્વેકરીને દશ ઉપનિષદ્ લીધાં તે આ પ્રમાણે.

ओं आत्मा वा इदमेक एवाग्र आसीत्०–૧.

આને ऐतरेयोपनिषद् કિંવા આત્મષટ્ક અથવા ઋગ્વેદીયઉપનિષદ્ કહે છે. એ ઐતરેયારણ્યકમાં છે.

ओं इत्येतदक्षरमुद्गिथमुपासीत०–૨.

એ सामवेदना छांदोग्यब्राह्मण હોઈ એના બે અધ્યાય છે.

ओं ईशावास्यमिद ँ सर्वं०–૩.

આ शुक्लयजुर्वेदની વાજસનેયીશાખામાં માધ્યંદિન સંહિતાના છેવટના બે વર્ગ મળેલા છે. તેની ૧૮ ઋચા છે, પરંતુ કણ્વશાખામાં ૧૭ ઋચા છે.

ओं भृगुर्वै वारुणिः०—४.

આને તૈત્તિરીયોપનિષદ્ કહે છે, આના ૧૧ અનુવાક છે આ ઉપર લખેલા પર માંનું ૪૫ મું છે.

ओं ब्रह्मविदाप्नोति परम्०—

એ તૈત્તિરીયશાખાનાં આરણ્યકમાં છે. આનાં ૧૦ અનુવાક છે. એ ઉપર લખેલા પર માં ૪૬ મું છે.

ओं शिक्षां व्याख्यास्यामः०—

એ પણ તૈત્તિરીય આરણ્યકમાં હોઈ તેના ૨૩ અનુવાક છે. આ ઉપર લખેલા પર માં ૪૪ મું છે. આ ત્રણને ભૃગુવલ્લિ, બ્રહ્મવલ્લિ કિંવા આનંદવલ્લિ અને શિક્ષાવલ્લિ એમ પણ અનુક્રમે કહેવાય છે. તેમાં આનંદ-વલ્લિએ આચાર્યના મતે સર્વોપનિષદ્નો સાર છે. આ ત્રણ મળી એક ઉપનિષદ્ ગણ્યું છે.

ओं उषा वा अश्वस्य मेध्यस्य शिरः०—५.

આ શુક્લયજુર્વેદના શતપથ બ્રાહ્મણનું છેવટનું પ્રપાઠક છે. આને બૃહદારણ્યક કહે છે.

ओं ब्रह्मादेवानां प्रथमः संबभूव०—६.

આ मुंडकोपनिषद् પર માં પેહેલું હોઈ અથર્વવેદનું છે.

ओं इत्येतदक्षरमिद ॅ०—७.

આ અથર્વવેદનું માંડુક્યોપનિષદ્ છે. સદરહુ પર માં ૧૨-૧૩-૧૪ અને ૧૫ મું છે.

ओं उशन्ह ह वै वाजश्रवसः सर्ववेदसंददौ०—८

આનું નામ कठवल्लि. એ પર માં ૩૫ મું અને ૩૬ મું છે.

ओं सुकेशाय भारद्वाजः०—९.

એ प्रश्नोपनिषद् પર માં ૨ જું છે. અને ૧૦ મું—

ओं केनेषितं पतति प्रेषितं मनः०—१०.

આ केनोपनिषद् પર માં ૩૭ મે ઠેકાણે દાખલ છે.

આ દશ ઉપનિષદ્ શંકરાચાર્યસ્વામીએ લઈ તેપર ભાષ્ય કીધું છે. તેપર આણંદગીરીની વ્યાખ્યા હોઈ, તેને રત્નપ્રભા કહે છે.

હવે આ શિવાય જૂદાં જૂદાં ઉપનિષદ્ દેશોદેશ મળે છે, એવાં ઘણાં છે. કોઈ કહે છે કે ૧૦૮ અને કોઈ કહે છે કે ૧૬૦ છે. તે પોતપોતાનો પંથ ઉભો કરનારાએ વેદની મંજુરી મેળવવા વાસ્તે કરેલાં છે એમ કહે છે. શંકરાચાર્યની વખતે દશાજ પ્રસિદ્ધ હશે એમ પણ તર્ક છે. નવીન શ્રુતિ કરવી તો વેદના ગણેલા નથી એવા ભાગ પરિશિષ્ટ ને ઉપનિષદ્ એજ છે, અને તે, જે અનેક શાખા વીખરાઈ ગઈ તેમાંના હશે એમ તર્કસિદ્ધ છે. એવાં જે જૂદાં જૂદાં ઉપનિષદ્ છે તેમાંના કેટલાક મળે છે તેઃ—

ओं मुनयो ह वै ब्रह्माणमुचुकः परमो देवः०—१.

આને ગોપાલતાપિની કહે છે. આના પૂર્વતાપિની અને ઉત્તરતાપિની એવા ભાગ છે, તેમાં પૂર્વતાપિનીમાં ૫૦ ખંડ ને ઉત્તરતાપિનીમાં ૯૮ ખંડ છે, આમાં શ્રીકૃષ્ણોપાસના ને કૃષ્ણ એજ પરબ્રહ્મ વર્ણવેલ છે.

ओं वेदांताः क रघुश्रेष्ठ वर्त्तते कुत्र ते वद ?० २.

આનું નામ મુક્તિકોપનિષદ્; આમાં મુક્તીવિષે વિચાર હોઈ ૧૦૮ ઉપનિષદ્ની યાદી દીધી છે, તેમાં ઋગ્વેદમાંના ૧૦, કૃષ્ણયજુર્વેદમાંના ૩૨, શુક્લયજુર્વેદમાંના ૧૯, સામવેદમાંના ૧૬, ને અથર્વવેદમાંના ૩૧, મળી ૧૦૮ ઉપનિષદનાં નામ લખેલ છે, પરંતુ તેમાંનાં અહીં લખેલાં શિવાય બાકીનાં ઉપનિષદ્ જોવામાં આવતાં નથી.

ओं ब्रह्मवादिनो वदंति०—३.

એ કૃષ્ણયજુર્વેદ એટલે તૈત્તિરીયશાખામાંનું શ્વેતાશ્વતરોપનિષદ્ છે; આના છ અધ્યાય હોઈ તેમાં બ્રહ્મવિચાર છે.

ओं अथातो ब्रह्मोपनिषदं व्याख्यास्यामः०—४.

નામ—ગણેશતાપિની, આના પેટામાં ૬ અધ્યાય છે.

ओं अथातो हेरंबोपनिषदं व्याख्यास्यामो०—५.

નામ—હેરંબોપનિષદ્; આનો એક ખંડ છે.

ओं द्वापारांते नारदो ब्रह्माणं प्रतिजगाम०—६.

નામ—કલિસંતરણોપનિષદ્; વિષય—નામસ્મરણ માહાત્મ્ય; તેમાંના જપના મુખ્ય મંત્ર—

ओं हरे राम हरे राम राम राम हरे हरे ॥

हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्णा हरे हरे ॥

આ હોઈ આનો એક ખંડ છે.

ओं षोडशी षोडशवर्णविशिष्टा०—७.

નામ—સુંદરતાપિની; આમાં વામમાર્ગમાંની દશ મહાવિદ્યામાંની ત્રિપુરસુંદરીની ઉપાસના લખેલી હોઈ આના ત્રણ ખંડ છે.

ओं नमः शिवाय गुरवे०—८.

નામ—નિરાલંબોપનિષદ્; આમાં જ્ઞાનકથન હોઈ અનેક પ્રશ્નોત્તર છે.

ओं अस्मल्लां इल्लले मित्रावरुणा दिव्या निधत्ते०—९.

નામ—અલ્લોપનિષદ્; આમાં અલ્લા એજ બ્રહ્મ અને મહંમદ પૈગંબર અને અકબર એ રસૂલ છે એવું વર્ણન હોઈ તેમાં અથર્વસંહિતામાંની એક ઋચા છે.—

आलाबुकमेककं अर्धलाबुकं निखातकं ॥

कांड २०, अनुवाक ६.

બધા ઉપનિષદ્‌ની રીતી એવીજ છે કે, તેમાં સંહિતાના અને બ્રાહ્મણનાં કેટલાંક વચન સામેલ કરેલાં હોય છે. કઠવલ્લીમાં નાચિકેતનું આખ્યાન હોઈ તેનું મૂળ તૈત્તિરિયબ્રાહ્મણમાં છે.

ओं शन्नःकौलिकः शन्नो वारुणिः शन्नः शुद्धिः शन्नोऽग्निः शन्नः सर्वं प्रभवत्०—१०.

નામ—કૌલોપનિષદ્; આ વામમાર્ગી કૌલિક શાક્તપંથી લોકોએ શ્રુતિનો આધાર દેખાડવા વાસ્તે રચેલું હોવું જોઈએ. તેમાં તે પંથનાં બધાં મૂળતત્વ હોઈ તેપર ટીકા પણ છે. તેમાંના વાક્ય નીચે લખેલાં છે.

ज्ञानंमोक्षेकारणं, अधर्मएवधर्मः, धर्मविरुद्धाःकार्याः,

धर्मविहिता न कार्याः, प्राकट्यं न कुर्यात्, अंतःशाक्तः

बहिः शैवः, लोके वैष्णवः इ० ।

ओं श्रीः सर्वकारणभूता शक्तिः०—११.

નામ–ભાવનોપનિષદ્; આમાં યોગ ને શ્રીચક્રનું અનુષ્ઠાન લખેલ હોઈ આનો એક ખંડ છે.

ओं नमस्तेगणपतये०—१२.

નામ–ગણપત્યથર્વશીર્ષ; આમાં ગણપતિ એજ પરબ્રહ્મ છે એમ કહી તેના મંત્ર અને ઉપાસનાપદ્ધતિ લખેલી છે.

ओं अथ सूर्याऽथर्वांगिरसं व्याख्यास्यामः०—१३.

નામ–સૂર્યાથર્વશીર્ષ; વિષય–સૂર્યસ્તુતિ.

ओं सर्वे वै देवादेवीमुपतस्थुः०—१४.

નામ–દેવ્યથર્વશીર્ષ; વિષય–દેવિસ્તુતિ.

ओं देवा ह वै स्वर्गलोकमायन्०—१५.

નામ–શિવાથર્વશીર્ષ વિષય–શિવસ્તુતિ.

ओं अथ पुरुषो ह वै नारायणो कामयत०—१६.

નામ–નારાયણોપનિષદ્; વિષય–નારાયણસ્તુતિ.

ओं वज्रसूचिं प्रवक्ष्यामि शास्त्रमज्ञानभेदनं०—१७.

નામ–વજ્રસૂચ્યુપનિષદ્; આમાં જાતિવિષે વિચાર હોઈ કર્મપરત્વે જાતિ છે પરંતુ જન્મપર જાતિ નથી એવો ઠરાવ છે.

ओं चित्रो ह वै गार्ग्यायनिर्यक्ष्यमाण आरुणी०—१८.

ઋગ્વેદની જે સાંખ્યાયન શાખા અને તેમાં જે કૌશીતકી બ્રાહ્મણ અને આરણ્યક છે, તેમાંનું આ કૌશીતકી બ્રાહ્મણોપનિષદ્ કહેવાય છે. આના છ અધ્યાય છે.

(વિદ્યારણ્યસ્વામીએ સર્વોપનિષદર્થાનુભૂતિપ્રકાશિકા કરીને એક ગ્રંથ કર્યો છે તેના નવમા અધ્યાયમાં આ ઉપનિષદ્નો તાત્પર્ય લખેલો છે.)[1]

---

1 અત્રે મુંબઈમાં આત્મપુરાણ કરીને જે ગ્રંથ પ્રસિદ્ધ થયો છે તે બધો આ શંકરાચાર્યગૃહિત દશોપનિષદ્નું ભાષાંતરજ છે.

ओं ब्रह्मयज्ञो वा एष यत्पूर्वेषां चयनं०—१९.

નામ—મૈત્ર્યુપનિષદ્; અનુભૂતિ પ્રકાશના દશમા અધ્યાયમાં આ ઉપનિષદ્નો તાત્પર્ય છે. આનાં ૭ પ્રપાઠક છે. તૈત્તિરીયશાખામાંની જે મૈત્રાયણીશાખા તેમાંનું આ ઉપનિષદ્ છે.

આ સર્વ ઉપનિષદ્ના આરંભમાં ને અંતમાં શાન્તિ કહેવાનો પાઠ છે. આરણ્યકમાં પણ શાન્તિ કહેવાનો પાઠ છે. આ દશ શાંતિ આગળ લખેલ છે.

( १ ) भद्रकर्णेभिः शृणुयाम देवाः०

( २ ) नमो ब्रह्मणे नमोऽस्त्वग्नये०

( ३ ) तच्छंयोरावृणीमहे०

( ४ ) शन्नस्तन्नो महासीत्०

( ५ ) संत्वा सिंचामि यजुषा०

( ६ ) शन्नो मित्रः शं वरुणः०

( ७ ) सहनाववतु०

तैत्तिरीयारण्यक.

( ८ ) शांता पृथिवी शिवमंतरिक्षं०

आश्वलायनगृह्यपरिशिष्ट.

( ९ ) इडादेवहूर्मनुर्यज्ञनीर्बृहस्पति०

तैत्तिरीयआरण्यक.

( १० ) पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते०

शतपथब्रा०

બ્રાહ્મણ અને મંત્ર આ ભેદ છે. બ્રાહ્મણ કોને કેહેવા અને મંત્ર કોને કેહેવા ? તો મંત્ર એ નિરપેક્ષ વચન છે પરંતુ મંત્રની અપેક્ષા બ્રાહ્મણ ગ્રંથમાં છે. માટે મંત્ર શિવાય બ્રાહ્મણ નથી. મંત્રનો ઉપયોગ બ્રાહ્મણમાં હોય છે. મંત્રનો વિનિયોગ કેહેવા વાસ્તે બ્રાહ્મણ ઉત્પન્ન થયા એ આગળ કહેલું છે. બ્રાહ્મણોની પેહેલાં, યજ્ઞ યાગ વગેરે સાધારણ સ્તોત્રોએ થતા

હશે એવી કલ્પના કરવી જોઇએ. પછી કેટલાંક વર્ષ ગયાં પછી યજ્ઞ કરનારા પટાઇત પુરોહિત ઉત્પન્ન થઈ તેનો ધંધો વધ્યો, ત્યારે તેઓએ મંત્રનો વિનિયોગ કીધો. વિશેષેકરી આ વિનિયોગ સૂત્રમાં છે. સૂત્રને કલ્પ કહે છે, અને આ નામ પણ યથાર્થ છે. એટલે તે કલ્પનાથી થયાથી તેને કલ્પ કહેવું એ વાજબી છે. બ્રાહ્મણ એ વેદની વ્યાખ્યા છે. તેમાં પેહેલા થએલા બ્રાહ્મણોમાં પાછળથી થોડા વિનિયોગ જાસ્તી થયા. બ્રાહ્મણોમાં વિનિયોગ હોઇનેજ કાંઈ વેદાંતનું ધોરણ છે. શતપથબ્રાહ્મણમાં તો આ વિશેષજ હોઈ સૂત્રજ આ પ્રમાણે છે. મૂળ પ્રાચિન કલ્પમાં થોડાક વિનિયોગ સાંપડે છે. પાછળથી બૌધાયન અને કાત્યાયન એઓએ જે પાછળથી સૂત્રો કીધાં તેમાં તેનાં કરતાં વધારે વિનિયોગ છે. અને તેની પાછળ ઋગ્વિધાનાદિક ગ્રંથ અને પ્રયોગોના ગ્રંથ જે મહાનિબંધકારોએ કીધા તેમાં તો તેનાં કરતાં પણ અધિક વિનિયોગ—એટલે પૂજામાં પંચામૃતનો મંત્ર, ધૂપનો મંત્ર, પંચગવ્યનો મંત્ર, આ પ્રકારના—થયા છે. જેની પેહેલાં "દ" એ અક્ષર આવ્યો, તે દહીંનો મંત્ર થાય છે. અને પછી તે અર્થથી ન થયો તો લીંગથી માને છે—"जातवेदसेसुनवामसोमो०"—આની આગળ "દુર્ગાણી" એ પદ આવ્યું છે. તેપરથી તે "દુર્ગા પ્રીત્યર્થે જપે વિનિયોગઃ" એમ ઠરાવ્યું! પ્રાચિન યજ્ઞાદિક અનુષ્ઠાન છે તેમાં પણ મંત્ર બોલવાનું લખ્યું છે, એટલે ચાર પાંચ અધ્યાય પાઠ કરવો અને અમુક આહુતિ દેવી. કર્મનું તાત્પર્ય જોયું તો થોડું હોય છે, પણ તેનું આડંબર ઘણુંજ વધારેલું છે. શાસ્ત્રપ્રમાણે ફક્ત અર્ધા રૂપીઆમાં જનોઈ અને એક રૂપીઆમાં લગ્ન થશે. પરંતુ લૌકિક કર્મ ઘણાં વધ્યાં. પ્રયોગકારોએ દેશાચાર, ગ્રામાચાર ને કુલાચાર આ બધાની વૃદ્ધિ કીધી તે આટલે સુધી કે લોક ત્રાસ પામી ગયા છે. લગ્ન કરવું એટલે મહાસંકટ ભોગવવું એવું થયું છે. ઘરમાં એક લગ્ન હોય એટલે વર્ષભરનું કામ થયું! લોકો કહે છે કે આ સાલમાં લગ્ન છે તે થયાથી જે કરવાનું હશે તે કરશું. તેમાશ્રીમંતોએ તો તાલ કર્યો છે. ગરીબને ફાંસામાં નાખવા એજ છે. પાંડવોથી તે મુસલમાન પર્યંત કેટલોક વખત સ્વસ્થતાનો અને

સુખનો સાંપડ્યો તેનો બધો ઉપયોગ આ કામમાંજ થયો છે. આપરથી બધા ગ્રંથ આજપર થયા. આર્યલોકોએ બીજો વિષય હાથમાં લીધોજ નથી. એક એક તિથીનિર્ણય કિંવા એક એક વ્રત નિર્ણય કિંવા એક એક પ્રાયશ્ચિત આપર, બારિષ્ટર એકાદ મુકદમાપર જેટલાં પુસ્તકો કાઢે છે તેટલા ગ્રંથ પંડિત કાઢી દેખાડશે! સર્વ દેશનો આજ વિષય થઈ ગયો હતો. તેમાં આ એક માત્ર મોટોજ ચમત્કાર થઈ આવ્યો કે વેદપર બધા લોકોની ભક્તિ બેઠી. તેનાં વાક્ય માત્ર મંત્ર છે એવી સમજૂત થઈ, અને તેનો ઉચ્ચારનો ઉપયોગ કીધો તો અમુક કામ થાય છે એમ ઠર્યું. તેની પદ્ધતિ પ્રમાણે તે અક્ષર બોલવા એવોજ ગ્રહ થયાથી તેને ગુપ્ત રાખી તેનો અભ્યાસ કરવા લાગ્યા. અને તેથીજ તે તેની અનુપૂર્વિ કિંવા એક અક્ષર પણ ફર્યાશિવાય અદ્યાપિ કાયમ રહેલ છે. તેના અક્ષર બગડે નહીં એટલે તેનાં પદો પાડી તે શિખે છે. તે પદની ગાયનની રીતે અષ્ટ વિકૃતિ કરે છે. અને તેથીકરીને તેના પેહેલા હતા એટલા અક્ષરો કાયમ રહ્યા. એ આ વખતે એક મોટો લાભ છે. કારણ કે પૃથ્વિપર કોઈ પણ દેશપાસે આટલા જૂના લેખ કિંવા છંદ કિંવા કવિતા નથી. અને ભરતખંડમાં તો આ ગ્રંથ અતિ પ્રાચિન એટલે તેની પેહેલા કંઈ હતું તેનો કંઈજ દાખલો સાંપડતો નથી. હવે તેમાં જે હજારો મંત્ર છે અને તે મધ્યે જેવો મતલબ હશે તેવું તેનું કાર્ય સમજાય છે. અને તેના જપ અનુષ્ઠાન ઈત્યાદિ કરે છે. "રોગ નાશ કર" એવી દેવતાની પ્રાર્થના હોય તો તેને રોગપર યોજે છે જેમ મન્યુસૂક્તાની છેવટે—

मियंदुधानाहृदयेषुशत्रवः पराजितासो अप निलयंतां ॥

આ શત્રુનાશકમંત્ર ગણી તેનો જપ કરે છે. સૌરમંત્રમાં પણ—

हृद्रोगं मम सूर्य हरिमाणं च नाशय इ०

આ રોગનાશક મંત્ર હોઈ, આ ત્રણ ઋચાપર ત્રિચાકલ્પ, અર્ઘ્યપ્રદાન વગેરે અનુષ્ઠાન કરે છે. આનું આ પેહેલા "મંત્ર વિનિયોગ" આ મથાળા નિચે સવિસ્તર વર્ણન જૂદું કર્યુંજ છે. આવો

વેદમાં મંત્રરાશી છે. તેપર ગ્રંથ પણ અનેક થઈ બાહુલ્યે કરીને આ ભરતખંડમાં જે કાંઈ લખવામાં આવ્યું તેને આધાર વેદજ છે. શિવાય પ્રત્યેક ગ્રંથકારને એ ભૂષણ લાગતું હતું કે, આપણે જે લખીએ છિએ તેને વેદાધાર છે. અને આ સમજુતિએજ આપણા ગ્રંથ અને આપણા લેખ શ્રુતિમાન્ય છે એમ દેખાડવાને સર્વ ગ્રંથકાર મંડતા હતા. વેદની એક ઋચાનો એક અક્ષર પણ આપણને આધાર મળે એ સર્વેની ઈચ્છા હતી. મનુનું ધર્મશાસ્ત્ર માન્ય કેમ? તો—

मनुर्वै यत्किंचिदवदत् तद्भेषजंतायाः०— इतिश्रुतेः.

મનુનું વાક્ય ઔષધ સરખું સમજવું એમ શ્રુતિમાં લખેલું છે, તેથીજ. આ પ્રમાણે દત્તક પુત્ર દેવો તો તે મોટો કિંવા નાનો ન દેતાં વચલો દેવો, આનું કારણ, અજીગર્તાએ પોતાના પુત્ર શુનઃશેપ એ વચલો હતો તેજ વેચી નાંખ્યો એ આધાર. એવો હરએક ઠેકાણે આધાર કાઢવાની રીતિ છે. મામાની દીકરી પરણવી આ વિષે—

तृप्तांजुहुर्मातुलस्येवयोषां०—ऋ० परिशिष्ट.

એ વેદમાં વાક્ય છે, આ વાસ્તે તેની ચિંતા નહીં. સારાંશ, શ્રૌતપ્રમાણ મળ્યું એટલે સર્વોત્કૃષ્ટ આધાર થયો એમ સર્વની સમજણ હતી. અને આજ ધોરણપર આધુનિક પંથવાળાએ પણ નવા આધાર કાઢયા. વેદના મંત્રભાગમાં તો પ્રવેશ કરવા જગ્યા નથી, પરંતુ વેદમાં બે ઠેકાણે ઘણુંજ પોકળ છે. કારણ તેની ગણુતી નથી, અને આપરથી સર્વને તેમાં હાથ ઘાલવા ફાવે છે. એટલે પરિશિષ્ટ અને ઉપનિષદ્. શૈવ, શાક્ત, વૈષ્ણવ, ઈત્યાદિ પંથવાળાએ પોતાનો આધાર દેખાડવા વાસ્તે નાનાપ્રકારના ઉપનિષદ્ કરી રાખ્યાં છે.

---

## विकृती.

મંત્રભાગની વિકૃતી આઠ છે આ વિષય પ્રાતઃશાખ્યગ્રંથમાં અને શિક્ષામાં લખેલ છે.

जटा, माला, शिखा, रेखा, ध्वजो, दंडो, रथो, घनः ॥
अष्टौ विकृतयः प्रोक्ताः क्रमपूर्वा मनीषिभिः ॥

શિવાય પાંચ ક્રમ છે; તેનાં નામ—૧ ક્રમ, ૨ ઉત્ક્રમ, ૩ વ્યુત્ક્રમ, ૪ અભિક્રમ અને ૫ સંક્રમ.

વેદનાં પદને વિલોમ અને અનુલોમ બોલતાં આ ક્રમ અને વિકૃતિ થાય છે જેમ—

१ संहिता—

तं यज्ञं बर्हिषि प्रौक्षं पुरुषं जात मग्रतः ॥

अ० ८, अ० ४, वर्ग १९.

२ पद—

तम्, यज्ञम्, बर्हिषि, प्र, औक्षन्, पुरुषम्, जातम्, अग्रतः ॥

હવે આની મોડણી. ३ क्रम.

तं । यज्ञं ॥ यज्ञं । बर्हिषी ॥ बर्हिषि । प्र ॥ प्र । औक्षन् ॥ औक्षन् । पुरुषं ॥ पुरुषं । जातं ॥ जातं । अग्रतः ॥ अग्रत । इत्यग्रतः ॥

જટા પછીના બધાને વિકૃતિ કહે છે તેમાં જટા અને દંડ એ બે મુખ્ય છે. જટા ત્રણ ક્રમથી થાય છે—ક્રમ, વ્યુત્ક્રમ, ને સંક્રમ.

उदाहरण—

तं । यज्ञं ॥ यज्ञं । तं ॥ तं । यज्ञं ॥
यज्ञं । बर्हिषि ॥ बर्हिषि । यज्ञं ॥ यज्ञं । बर्हिषि ॥ इ०

ચરણવ્યુહના ભાષ્યમાં લખેલું છે કે—

आसां मध्ये जटा दंडयोःप्राधान्यं

વેદની પારાયણના અનેક પ્રકાર છે. સંહિતાપારાયણ, પદપારાયણ, ક્રમપારાયણ, જટા પારાયણ, ધન પારાયણ ઈત્યાદિ.

પેહેલા વેદ બધા એકજ હતા પરંતુ પાછળથી તેના ચાર ભાગ કીધા.

क्षीणायुषः क्षीणसत्वा—न्दुर्मेधान्वीक्ष्य कालतः ॥
अवतीर्णो महाभागो वेदं चक्रे चतुर्विधं ॥

વેદના પાઠકોમાં ભેદ છે.

(૧) વૈદિક–સંહિતા પાઠી.

(૨) શાખા પાઠી–શાખા એટલે સંહિતા, બ્રાહ્મણ, ને સૂત્ર એ પાઠ કરનાર.

(૩) પંચ ગ્રંથિ વૈદિક–એટલે, ૧ સંહિતા, ૨ બ્રાહ્મણ, ૩ સૂત્ર, ૪ પદ ને ૫ ક્રમ એ પાઠ કરનાર. અને—

(૪) દશગ્રંથિ વૈદિક–સંહિતા, બ્રાહ્મણ (આરણ્યકસહિત) પદ, ક્રમ અને ષડંગ એટલા કહે છે તે.

ક્રમ અંકોએ કહ્યા તો ૧ + ૨; ૨ + ૩; ૩ + ૪; ૪ + ૫; ૫ + ૬; એમ થાય છે. આ પારાયણ ક્રમ થયો.

હવે ક્રમ એટલે સરળ રીતે પદ બોલવાં અને છેલું પદ લઈ આગલું લેવું. આ પંચક્રમમાંનો ક્રમ.

ઉત્ક્રમ એટલે છેલું એક પદ બે વખત બોલવું.

વ્યુત્ક્રમ એટલે બે પદ ઉલટાં બોલવાં.

અભિક્રમ–પેહેલું પદ બે વખત બોલવું.

સંક્રમ–સંહિતા પ્રમાણે બોલવું.

**अंकोना उदाहरणो.**

ક્રમ—૧+૨; ૨+૩. ઉત્ક્રમ—૧+૧; ૩+૩.

વ્યુત્ક્રમ—૨+૧; ૩+૨. અભિક્રમ—૧+૧; ૨+૨.

સંક્રમ—૧+૨; ૨+૩.

**पदनां उदाहरणो.**

**यज्ञेन + यज्ञं, यज्ञं+यज्ञं, यज्ञं + यज्ञेन,**

**यज्ञेन + यज्ञेन, यज्ञेन+यज्ञं,**

આને પંચસંધી પણ કહે છે. પંચસંધી કહ્યા પછી તેપર ઘન બોલે છે, તેને પંચસંધીપૂર્વક ઘન એમ કહે છે.

**पंचसंधीना उदाहरण.**

**यज्ञेनं यज्ञं, यज्ञं यज्ञं, यज्ञं यज्ञेनं, यज्ञेनं यज्ञेनं, यज्ञेनं यज्ञं, यज्ञमयजंता, अयजंता यजंता, अयजंत यज्ञं यज्ञं, यज्ञं, यज्ञमयजंता.**

પંચસંધી આ પ્રકૃતમાં દાખલ કરેલ છે.

(૨) માલા બે પ્રકારની—(૧) ક્રમ માલાને (૨) પુષ્પમાલા. અર્ધી ઋચા લઈ તે પ્રથમ મૂળ પાસેથી અને પછી છેલા પાસેથી બોલવી તે ક્રમ માલા.

| | |
|---|---|
| तत् सवितुः | धीमहीति धीमही |
| सवितुर्वरेण्यं | देवस्य धीमही |
| वरेण्यं भर्गः | भर्गो देवस्य |
| भर्गो देवस्य | वरेण्यं भर्गः |
| देवस्य धीमही | सवितुर्वरेण्यं |
| धीमहीति धीमही | तत्सवितुः |

ऋ. सं. अष्ट. ३, अ. ४, वर्ग १०, ऋचा १०.

बीजुं उदाहरण.

| | |
|---|---|
| यज्ञेन यज्ञं | आसन्निद्यासन् |
| यज्ञमयजंत | आसन्प्रथमानि |
| अयजंत देवाः | प्रथमानि धर्माणि |
| देवास्तानि | धर्माणि तानि |
| तानि धर्माणि | तानि देवाः |
| धर्माणि प्रथमानि | देवा अयजंत. |
| प्रथमान्यासन् | अयजंत यज्ञं |
| आसन्निद्यासन् | यज्ञं यज्ञेन |

પુષ્પમાલા એટલે જટાજ; પરંતુ પદ અવકાશથી બોલવાં. આમાં ઈતિકાર એ, છેવટ અને પદમાં સંધિ હશે ત્યાં બોલવાની ચાલ છે.

૩ શિખા—એટલે જટાજ, પરંતુ આમાં પાછળ પદ લેવાં પડે છે.

यज्ञेन यज्ञं, यज्ञं यज्ञेन, यज्ञेन यज्ञमयजंत,
यज्ञमयजंता, यजंत यज्ञं, यज्ञमयजंत देवाः

આમાં ત્રણ ક્રમ અને ઉત્તર પદ એમ લીધું છે. એમ દરેક પદ લેઈ બોલવું.

૪ રેખા—એટલે પ્રથમ બે પદ, પછી ત્રણ પદ, પછી ચાર, પાંચ એમ પદ લેવાં, અને આ પ્રમાણે ઋચા ગોઠવવી.

ઋચા—मधुनक्तमुतोषसो मधुमत्पार्थिवंरजः

પદ—मधु, नक्तं, उत, उषसः मधुमत्, इति मधुमत् ॥
पार्थिवं रज इति रजः

ऋ. सं. अष्ट. १, अ. ६, वर्ग १८.

રેખા—२ मधु नक्तं, नक्तं मधु, मधु नक्तं,
३ नक्तमुतोषसः, उषसः उतनक्तं, नक्तमुत उतोषसः
४ उषसो मधुमत्पार्थिवंरजः रजः पार्थिवंमधुमधूषसः
उषसोमधुमधुमदिति मधुमत्पार्थिवंरजः रज इतिरजः

बीजुं उदाहरण.

મંત્ર—स नः पितेव सूनवे ऽग्ने सूपायनो भव, स च स्वानः स्वस्तये ॥

ऋ. सं. अष्ट. १, अ. १, वर्ग २.

રેખા—२ स नः, नः स, नः,
३ नः पितेव सूनवे, सूनवे पितवे नः, नः पितेव, पितेव सूनवे, पितेवेति पिता इव ॥
४ सूनवे ऽग्ने, सूपायनो भव, भव सूपायनो, ऽग्ने सूनवे, सूनवेऽग्ने, ऽग्ने सूपायनो, सूपायनो भव, भवेतिभव ॥

૫ ધ્વજઃ—આ ક્રમ સદરહુ પ્રમાણેજ છે પરંતુ છેવટનું પદ ક્રમ પ્રમાણે લેવું.

| | |
|---|---|
| यज्ञेन यज्ञं | आसन्नियासन् |
| यज्ञमयजंत | प्रथमान्यासन् |
| अयजंतदेवाः | धर्माणि प्रथमानि |
| देवास्तानि | तानिधर्माणि |
| तानिधर्माणि | देवास्तानि |

| | |
|---|---|
| धर्माणि प्रथमानि | अयजंतदेवाः |
| प्रथमान्यासन् | यज्ञमयजंत |
| आसन्निथासन् | यज्ञेन यज्ञं |

૬ દંડ—આમાં ક્રમ બોલી ઉલટાં કરવાં. એટલે પેહેલું પદ ઋચા આવે ત્યાં સુધી કિંવા અર્ધ ઋચા આવે ત્યાં સુધી છોડવું નહીં.

२ यज्ञेन यज्ञं, यज्ञं यज्ञेन,

३ यज्ञेन यज्ञं, यज्ञमयजंत, अयजंत यज्ञं, यज्ञेन

४ यज्ञेन यज्ञं, यज्ञमयजंत, अयजंतदेवाः,देवा अयजंत, यज्ञं यज्ञेन,

५ यज्ञेन यज्ञं, यज्ञमयजंत, अयजंत देवाः, देवस्तानि, तानि देवा, अयजंत यज्ञं, यज्ञेन,

૭ રથ—આમાં બે પ્રકાર છે. દ્વિચક્રી ને ચતુશ્ચક્રી; અર્ધથી લીધું. એટલે બે ચક્ર થાય છે અને પાદ લીધું એટલે ચાર ચક્ર થાય છે.

ऋचा—स्वस्ति न इंद्रो वृद्धश्रवः स्वस्ति नः पूषा विश्ववेदाः ॥
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

ऋ. सं. अष्ट. १, अ. ६, वर्ग १६.

## द्विचक्री.

२ स्वस्ति नः स्वस्ति नः, नः स्वस्ति नः स्वस्ति,

३ स्वस्ति नः स्वस्ति नः, न इंद्रो नस्तार्क्ष्यर्यः, इंद्रो नः स्वस्ति, तार्क्ष्यो नः स्वस्ति,

४ स्वस्ति नः स्वस्ति नः, न इंद्रः नस्तार्क्ष्यः, इंद्रो वृद्धश्रवस्तार्क्ष्यो अरिष्टनेमिः

वृद्ध श्रवा इंद्रो नः स्वस्ति, अरिष्ठनेमिस्तार्क्ष्यो नः स्वस्ति ॥

## चतुश्चक्री.

२ स्वस्ति नः स्वस्ति न :स्वस्ति नः स्वस्ति नः,

नः स्वस्ति नः स्वति नः स्वस्ति नः स्वस्ति,

३ स्वस्ति नः स्वस्ति नः स्वस्ति नः स्वस्ति नः,

न इंद्रः, नः पूषा, नस्तार्क्ष्यः, नो बृहस्पतिः,

इंद्रो नः स्वस्ति, पूषा नः स्वस्ति, तार्क्ष्यो नः स्वस्ति.

बृहस्पतिर्नः स्वस्ति.

४. स्वस्ति नः, स्वस्ति नः, स्वस्ति नः, स्वस्ति नः,

नइंद्रः, नः पूषा, नस्तार्क्ष्यः, नो बृहस्पतीः,

इंद्रो वृद्धश्रवाः पूषा विश्ववेदाः स्तार्क्ष्यो अरिष्टनेमिः, बृह-स्पतिर्दधातु

वृद्धश्रवा इंद्रो नः स्वस्ति, विश्ववेदाः पूषा नः स्वस्ति,

अरिष्टनेमिस्तार्क्ष्यो नः स्वस्ति, दधातु बृहस्पतिर्न स्वस्ति ॥

स्वस्ति नः, स्वस्ति नः, स्वस्ति. नः, स्वस्ति नः,

न इंद्रः, नः पूषा, नस्तार्क्ष्यः, नो बृहस्पतिः,

इंद्रोवृद्धश्रवाः, पूषाविश्ववेदाः, तार्क्ष्योः अरिष्टनेमिः बृहस्पति-र्दधातु

वृद्धश्रवा इति वृद्धश्रवाः, विश्ववेदा इति विश्ववेदाः

अरिष्टनेमिरित्यरिष्टनेमिः, बृहस्पतिरितिबृहस्पतिर्दधात्विति-दधातु.

૮ ઘન—આમાં શિખા, પછી ઉલટું અને પછી ક્રમ.

यज्ञेन यज्ञं, यज्ञं यज्ञेन, यज्ञेनयज्ञमयजंता,

यजंतयज्ञं, यज्ञेन यज्ञेन, यज्ञयमजंत ॥

यज्ञमयजंता, यजंतयज्ञं, यज्ञमयजंतदेवाः ॥

देवा अयजंत यज्ञं, यज्ञमयजंतदेवाः ॥

આમાં ત્રણ ત્રણ ચાર ચાર પદના ઘન બોલે ત્યારે એક પદ ૧૩ વાર આવે છે.

આ પારાયણની પદ્ધતિ કાઢનારા બે ઋષિ હતા. એકનું નામ વ્યાલી અને બીજાનું નામ હય ગ્રિવ.

આ શિવાય, વર્ણ ક્રમ એટલે પદમાં વ્યંજન અને અનુસ્વાર કેટલાં છે એ કહી દેખાડે. બીજું, સ્વરવર્ણ ક્રમ, આમાં અક્ષરને ઉદાત અનુદાત અને સ્વરિત કેટલાં છે તે કહેવાં. ત્રીજું, માત્રાવર્ણક્રમ. ચોથું, અંગવર્ણક્રમ, અને પાંચમું વર્ણસારભૂતવર્ણક્રમ, આ પ્રમાણે પણ બોલવાનો પાઠ છે.

१. प्रातःशाख्यमાંનું જટા લક્ષણ—

ब्रूयात्क्रमविपर्यासं क्रममीदृग्विध द्विशेत् ॥
जटाऽऽख्या विकृतिं धीमान् विज्ञाय क्रमलक्षणं ॥

२. माला—ब्रूयात्क्रमविपर्यासाचर्द्धचर्स्यादितोंततः ॥
अंतं चादिनयेदेवं क्रममालेति कीर्तितः ॥

दुसरी—माला मालेव पुष्पाणां पदानां ग्रंथिनी हि सा ॥
आवर्त्तते प्रयस्तस्यां क्रमव्युत्क्रमसंक्रमाः

३. शिखा—पदोत्तरां जटामेव शिखामार्या प्रचक्षते इ०

४. रेखा—क्रमाद्वि त्रि चतुः पंच पदक्रममुदाहरेत ॥
पृथक् पृथक् विपर्यस्य रेखामाहुः पुनः क्रमात् ॥

५. ध्वज—ब्रुयादादेःक्रमं सम्यक् अंतादुच्चारयेदिति ॥
वर्गो वा ऋचि वा यत्र पठनं स ध्वजः स्मृतः ॥

६. दंड—क्रमवत् क्रमणं कुर्यात् व्युत्क्रमं च पदे पदे ॥
स्वरसंधि समायुक्तं एतद्दण्डस्य लक्षणं ॥

७. रथ—पादशो ऽर्धर्चशो वा ऽपिसहोक्त्वा दंडवद्रयः इ०

८. घन—जटामुक्तां विपर्यस्य घनमाहुर्मनीषिणः ॥

આ પ્રમાણે પારાયણ કરવાથી ઘણુંજ પુણ્ય ને સ્વર્ગવાસ લખ્યો છે. આ ઉપરથી તે પ્રમાણે લોકો કરે છે.

## स्वर.

સ્વર, માત્રા, પારાયણ, વગેરે વિષય પ્રાતઃશાખ્યમાં, શિક્ષામાં અને વ્યાકરણમાં આવે છે. તેમાં સ્વરનું લક્ષણ લખેલું છે.

अथातस्त्रैः स्वर्यलक्षणं व्याख्यास्याम:—
उदात्तश्चानुदात्तश्च स्वरितश्च तथैव च ॥
गांधर्ववेदे ये प्रोक्ताः सप्त षड्जादयःस्वरः ॥१॥
त एव वेदे विज्ञेया त्रय उच्चादयः स्वरा ॥
उच्चो निषादगांधारौ नीचा ऋषभधैवतौ ॥२॥
शेषास्तु स्वरिता ज्ञेयाःषड्जमध्यमपंचमाः
षड्जो वेदे शिखंडिस्या—दृषभस्यादजामुखं ॥३॥
गवा रंभति गांधाराः क्रौंचं चैव तु मध्यमाः ॥
कोकिला पंचमो ज्ञेयो निषादस्तु वदेत गजः ॥४॥
अश्वाश्च धैवतं ज्ञेयं स्वराः सप्त विधीयते ॥

દરેક વેદનું જૂદું પ્રાતઃશાખ્ય અને જૂદિ શિક્ષા છે, તેમાં ઘણોજ વિચાર કીધો છે. તેની મતલબ વેદની પાઠ પધ્ધતિનું સંરક્ષણ કરવાની દેખાય છે. દરેક વેદની પાઠ પધ્ધતિ જૂદી છે; ઋગ્વેદની રીત જૂદી. તૈતિરીયની વેગળી અને તેમાં ૠ કાર પુષ્કળ આવે છે; શુકલ, વાજસનેય એટલે જેની સંહિતા મંત્રમય છે, તેમાં બ્રાહ્મણની મીસલ નથી, અને તે હાથથી સ્વર દઈ ષ કારને ઠેકાણે ખકાર બોલે છે, તે સ્વરને દેખાડનાર હાથ કેમ દેખાડવા તેના નીયમ છે, સામવેદનાં ગાયન કરવાની રીતી છે, અને તેની પરિભાષા ઘણી છે; અને તેવીજ અથર્વની પણ છે.

સંસ્કૃતમાં મૂળ શબ્દને પ્રાતિપદિક એમ બોલે છે. અને તેને સુપ્ત્તિઙત પ્રત્યય લાગ્યા એટલે પદ થાય છે. ઉદાહરણ.

**राम**—એ પ્રાતિપદિક, આનુંપદ રામઃ એમ થયું, પદ એટલે, નામ કિંવા ક્રિયાપદ આની વિભક્તિ, રૂપ કિંવા કાળ, આ સંબંધમાં રૂપ બદલાયું એટલે તે, મૂળ પ્રકૃતિનો પ્રયોગ થતોજ નથી. ક્રિયાપદ હોય તો ધાતુ એમ કહે છે. ધાતુ એટલે જેને પ્રત્યય લાગ્યો નથી તે. જેમ—કૃ ધાતુ એનું કરોતિ એ પદ થયું.

સંહિતા એ પદ પ્રકૃતિ છે, એટલે તેમાં બધાં પદજ છે. અને જટા વગેરેની વિકૃતિ કહે છે તે ૮ છે, જેનો ખુલાસો ઉપર "વિકૃતિ" એ મથાળા નીચે કરેલ છે.

त्वष्टाप्रजापतिનો દીકરો વૃત્ર આને ઈંદ્રએ માર્યો ત્યારે ત્વષ્ટાએ મોટો યજ્ઞ કરીને, ઈન્દ્રને મારે એવો એક બીજો પુત્ર પેદા કરવો એવું મનમાં આણી યાગ કરવા લાગ્યો. તે વખતે "इंद्र ! शत्रून्वर्धयस्व" એવો મંત્રો-ચ્ચાર કરતિ વખતે ઉદાત્ત સ્વરે ઉચ્ચાર થયો. તેથી કરીને જે પુત્ર થયો તેનેજ ઈન્દ્રે માર્યો ! આ ઉદાહરણ શિક્ષામાં લખેલ છે. આ પ્રમાણે સ્વરના ઉચ્ચારનું ફળ છે.

પદ પ્રથમ કહે છે ને પછી ક્રમ શીખે છે. અને પછી ક્રમઉપરથી પાછળ વિક્રતિ બોલે છે. ગાયનનાં સ્વર એજ પદ છે, એમ સમજ્યા તો તેની વિકૃતિ નીચે લખ્યા પ્રમાણે થશે.

सा रि ग म प ध नी सा એ સંહિતા થઈ.

सारी रिसा सारी, रिग गरी रिग,

गम मग गम, मप पम मप આ જટા.

આ પ્રમાણે આ સાત સ્વરનો સ્વર પ્રસ્તાર થાય છે તેની સંખ્યા.

| | |
|---|---|
| सा रि २ | सा री ग म प १२० |
| सा रि ग ६ | सा रि ग म प ध ७२० |
| सा रि ग म २४ | सा रि ग म प ध नी ५०४० |
| ३२ | ५८८० |

५९१२

ઘન પાઠી, જટા પાઠી, અને ક્રમ પાઠી આ બ્રાહ્મણને સ્મરણશક્તિ અત્યુત્કૃષ્ટ જોઈએ અને પદ તેની આંખ આગળ દેખાવાં જોઈએ, પરંતુ આવી પણ શક્તિ મનુષ્યમાં છે એ બ્રાહ્મણમાં જેવામાં આવે છે; એ બહુજ વિચિત્ર કામ છે! ઘન મધ્યે એક પદ ૧૩ વાર બોલવામાં આવે છે. પ્રાતઃશાખ્યપર શિક્ષા આ નામનાં ઘણાંજ ગ્રંથ છે તેમાં આનો વિચાર જેવો. વેદની પદ્ધતિ એટલે સ્વર, -હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, અનેવેષ્ટન એટલે આ સ્વરસંધિ, અને તેના ઉચ્ચાર, ઈત્યાદિ રક્ષણ કરવા વાસ્તે શિક્ષા એ ગ્રંથ પ્રવૃત્ત છે. આ પ્રમાણે પારાયણ કરવી એટલે જેમ દ્રવ્યનો વ્યર્થ વ્યય કરી ડુંગરો ખોદી ગુફા કરવી તે પ્રમાણે બુદ્ધિની વ્યર્થ વ્યય છે.

ત્રિસુપર્ણમંત્ર, પંચબ્રહ્મમંત્ર, પુરૂષસૂક્ત, સૌર, રૂદ્ર, પવમાન, સાવિત્રિ, પરે, મૃત્યુંજય, ઉપસ્થાન, શાંતિસૂક્ત, પ્રણવ, ઈ. ઈ. ઈ.

સુપર્ણ એ નામ તેજ મંત્રમાં મળે છે. सद्योजातं એ પાંચ મંત્રનાં નામ હોઈ તેને બ્રહ્મોપનિષદ્‌માં બ્રહ્મમંત્ર એમ લખેલ છે. કાંઈ નામ તે માંહેનાં દૈવપરથી પડેલાં છે અને કાંઈ તે માંહે પ્રથમ અક્ષરપર પડેલ છે. પિતૃમેધ એટલે મનુષ્યના અંત્યેષ્ટિકર્મ; આના મંત્રનો આરંભ "પરે યુવાસી" આ પદથી થાય છે, તેથી તેનું નામ પરે એમ પડેલું છે. તૈત્તિરીય આરણ્યકમાં પિતૃમેધ છે, તેવોજ ઋગ્સંહિતામાં પણ છે પરંતુ તે સંક્ષેપતઃ ચિત્રપ્રયોગપરથી કરે છે; તેને બ્રહ્મમેધ કહે છે. પિતૃમેધ એ નામ અગ્નિહોત્રી બ્રાહ્મણની અંત્યેષ્ટિને લગાડે છે. પ્રેત દહન કરવું એ પણ એક પ્રકારની ઈષ્ટિજ છે અને તેના સ્વતંત્ર મંત્ર છે પરંતુ તેમાં ગરૂડ પૂરાણ વગેરેની માંહી જે નવાં નવાં કર્મ કાર્ટ્યાના હિતના વાસ્તે ઘાલેલ છે, તે મૂળમાં ઘણાજ થોડાં છે.

પ્રયોગમાં કેટલેક ઠેકાણે "जुहुयाद्वाजपेत" એટલે મંત્ર પઠન કરવું કિંવા તે મંત્રએ હોમ કરવો એમ લખેલું છે, તે પરથી વૈદિક સંહિતાની પારાયણ કરે છે અને પ્રત્યેક ઋચા બોલી હોમ પણ કરે છે. આ હોમને સ્વાહાકાર કહે છે. એક ઋચા બોલવી અને પછી સ્વાહા બોલવું એવી રીત યાજ્ઞિકોએ ઠરાવ્યું છે. રૂદ્રના સ્વાહાકાર આજપ્રમાણે થાય છે. રૂદ્રમાં ૪૬૦ મંત્ર કલ્પેલ છે; અને તે પ્રમાણે ૧૧ વખત મંત્ર પાઠ કીધોતો એક એકાદશાની થઈ. એવી એકાદશાની અગીઆર વાર કીધીતો એક લઘુરૂદ્ર થાય છે અને આવો અગિઆર વાર લઘુરૂદ્ર કીધોતો એક મહારૂદ્ર થાય છે અને તેમજ તે મહારૂદ્ર ૧૧ વાર કીધોતો એક અતિરૂદ્ર થાય છે, એવાં યાજ્ઞિકોએ નામ રાખેલાં હોઈ તેના ફલવિષે અનેક ગ્રંથ થયા છે અને તે પ્રમાણે આ કામમાં લોકો લાખો રૂપીઆનો ખરચપણ કરે છે.

સોમયાગ એ પ્રકૃતિ છે અને તે પરથી પાછળ અનેક વિકૃતિ થાય છે; એટલે તેપર બીજા કર્મ વધારી તે અધિક વધાર્યા એટલે તેનું वाजपेय ઈત્યાદિ નામ પડે છે.

મંત્ર બોલીને હોમ થાય છે. તેમજ તેના યોગથી માર્જન અને અભિષેક કરવાની પણ ચાલ છે. હવે મંત્રનો અર્થ જોયો તો તેમાં જે ક્રિયા આપણે કરીએ છિએ તેવા અર્થનો કંઈજ બોધ થતો નથી. આ વિષે મંત્રવિનિયોગમાં ઉલ્લેખ થએલજ છે. आपोहिष्ठा ઈ. આ માર્જનનો મંત્ર એવો વિનિયોગ લખ્યો છે. હવે તે મંત્રમાં પાણીની સ્તુતિ માત્ર છે. પરંતુ તે બોલીને માર્જન કરવું એ કર્મનો બોધ તેમાં થતો નથી, પણ જ્યારે મંત્રમાં શક્તિ છે એવી સમજુત થઈ ત્યારે આ વ્યવસ્થા થઈ હશે. પછી તે મંત્રે પાણી શરીરપર પડ્યું તો કવચરૂપે તે કલ્યાણ કરશે એમ લાગી તે પરથી આ મંત્રવિધિ ઉત્પન્ન થઈ હશે. આજપ્રમાણે ગાયત્રી મંત્રે અર્ધ્ય દે છે તે મંત્રમાં પણ સૂર્યની કિંવા સૂર્યના ચાલક પરમેશ્વર તેની સ્તુતિ હોઈ તેના યોગથી અર્ધ્ય દેવા એ બોધ આશ્વલાયન સૂત્રપર્યંત તો દેખાતો નથી—

*सावित्रींजपेत्, आनक्षत्रदर्शनात्०

ગાયત્રીજપ કરવા એમ લખેલું છે. પરંતુ પાછળ સૂર્યપર શત્રૂ ઉઠે છે, તે તેની સાથે અસ્તોદય વખતે લડાઈ કરે છે અને ગાયત્રી એ બ્રહ્માસ્ત્ર છે, તેણે પાણી નાંખ્યું તો તે શસ્ત્ર થઈ સૂર્યના શત્રુને લાગે છે ઈત્યાદિ સમજુતિ થઈ ત્યારે અર્ધ્ય દેવાનો સંપ્રદાય પડ્યો હશે એવી કલ્પના થાય છે. રૂદ્ર મંત્રમાં પણ કેવળ રૂદ્રસ્તુતિ હોઈ તેમાં મને અમુક દે તમુક દે કરીને પ્રાર્થના છે.

**नमः सोमाय च इत्यादि,—नमक.**

**शं च मे मयश्च मे० इ०,—चमक.**

હવે આમાં રૂદ્રમંત્ર બોલીને તેથી અભિષેક કરવાનો બોધ નથી પરંતુ પાછળથી એવી કલ્પના નિકળી કે શિવે વિષ લીધું ત્યારે તેના અંગમાં ઘણીજ આગ થઈ તે વેળા તેને પાણીમાં બેસવાની ફરજ પડી તેથી જે ભક્ત તેપર પાણી નાંખશે તે તેને પ્રિય થશે એવી ફળશ્રુતિ ઠરાવી તેપરથી અભિષેક કર્મ આ તે મંત્રોને જોડ્યું પરંતુ તેમાં સર્વત્ર પ્રાર્થના છે. એ મુખ્યતા તપથી દેખાય છે. અજ્ઞાની લોકો

---

* વ્યાહૃતીપૂર્વક કહી તો ગાયત્રી, નહીં તો સાવિત્રી કહેવાય છે.

વાસ્તે જેમ મૂર્તિ ઉત્પન્ન થઈ તેમ કર્મ પણ અજ્ઞાની લોકો વાસ્તે અને તેની ગમતને વાસ્તે ઉત્પન્ન થયેલ હશે. એટલું તો ખરૂં કે પૂજા, અભિષેક ઈત્યાદિ કામ કરતાં હોમ એ અતિ પ્રાચિન છે- કારણ કે વેદપર પ્રથમનાં વ્યાખ્યાનો બ્રાહ્મણ હોઈ તેમાં હોમ કરવાવિષે લખે છે બ્રાહ્મણમાં એવી ચાલ છે કે મંત્રનું પ્રતિક લખી કર્મ લખેલ હોય છે.

**गणानांत्वा गणपतिं हवामह इति ब्राह्मणस्पत्यं ॥**

**ऐतरेयब्राह्मण.**

બ્રાહ્મણ થયા તે વખતેજ મંત્રને શક્તિ છે એ સમજુત ઉત્પન્ન થઈ હતી તેથી તે તે કર્મનાં ફળ પણ લખેલાં છે "**पशुकामोयजेत्**" ઈત્યાદિ અને બીજી પણ કેટલીક બાબતો તે વખતે ચાલુ થઈ હતી તેમાં પણ તેજ હેતુ (ફળ) દેખાડવા વાસ્તેજ લખેલ છે.

## तांत्रिकमंत्र.

વેદમાં હજારો મંત્ર છે. પરંતુ તંત્રમાં તો તેનાથી પણ અધિક અને નવા મંત્રો રચ્યા છે. શિવાય તેનાં મોટાં મોટાં ફળ લખેલાં છે પરંતુ પાછળથી વૈદિકનો અને તાંત્રિકનો સંપ થઈ તે પરસ્પરને પણ માન્ય કરવા લાગ્યા, અને પ્રયોગકારે વૈદિક કર્મ લખી તેમાં તાંત્રિક કર્મ પણ લખી રાખ્યાં આનાં ઉદાહરણ સંધ્યામાં જોવાં તો આસન-વિધી, મુદ્રા, અર્ધ્ય એ બધાં તંત્રમાંથી લીધેલાં છે તેમજ કુંડમંડપવિધિ પણ તંત્રમાંથી લીધેલ છે વૈદિક છે તે યજ્ઞકુંડને યોનિ કરતા નથી પરંતુ તાંત્રિક પક્ષે યોનિ એ પરમદૈવત સમજી તે શિવાય પૂજા, હોમ, માર્જન, ઈત્યાદિ થનારજ નહીં અને તેથી તે કુંડપર યોનિની આકૃતિ કરી હોમ વગેરે કરે છે મહારૂદ્ર વગેરે જે વૈદિક કર્મ તેમાં પણ આ તાંત્રિક માર્ગ લેછે અને બલિદાન વગેરે પણ તાંત્રિકજ છે પરંતુ તે ઘણેક ઠેકાણે વૈદિકમાં સામેલ થયેલ છે ન્યાસ અને યંત્રપૂજન એ તાંત્રિકજ છે તંત્રમાં જે મોટાં મોટાં અને લાંબા કર્મ કીધાં તે પુરોહિતને પણ યોગ્ય લાગ્યાં તેથી લીધાં હશે એમ જણાય છે. તેજપ્રમાણે લિંગ-પૂજન એ પણ તાંત્રિક હોઈ તે પૂરાણમાં અને રૂઢીમાં માન્ય થઈ

ગયાથી તેની સ્થાપના યેનિમાં* કરે છે અને આ પ્રમાણે ઉભય અવયવની પૂજનાદિ કર્મ એકજ થાય છે પરંતુ આ વાત વેદમાં અ-શ્રુત છે.

## मंत्र रचना.

મંત્રનું સામર્થ્ય એટલું માનેલું છે કે બધા દેવતા તેને આધીન છે મંત્ર પાઠે દેવતાને બોલાવવામાં આવે છે તેને જવાની આજ્ઞા દેવામાં આવે છે તેને થોભાવવામાં આવે છે અને તેની પાસેથી અનેક વર પણ લેવામાં આવે છે મૂળ ઋષિ એ ઈશ્વરના ભક્ત હતા તેણે મંત્ર શિવાય દેવને એવી આસ્થાપૂર્વક કહેલ છે કે તમે આવો અહીં બેસો આ અમારૂં સોમ પીઓ વગેરે તેપરથી પાછળથી આ મંત્રથીજ દેવ આવે છે એવી કલ્પના થઈ પરંતુ આવા લેખ તુકારામના અભંગમાં પણ સાં-પડે છે "દેવ તું જલદી આવ" બીજા ભક્ત ·પાસે જાય છે અને મારી પાસે કેમ નથી આવતો? વગેરે આસ્થાનાં ભાષણ તેણે પણ લખે-લાં છે પરંતુ પાછળથી મંત્રનો વિલક્ષણ અર્થ થઈ બ્રાહ્મણોએ મંત્ર એજ આપણાં વાસણ કુસણ સમજી સંરક્ષણ કીધું અને તેપરથી સર્વ દેવનાં સૂત્ર બ્રાહ્મણની પાસે છે એમ પણ લોક માનવા લાગ્યા.

આ પરથી અગ્નીમાં હોમ કરવો એ શિવાય સર્વ કર્મ પાછળથી ઉત્પન્ન થયાં હશે શિવાય વેદના દેવ ભોજનના અતિ લાલચુ છે એમ પણ પૂર્વાપર માન્યું હતું એમ દેખાય છે ભોજનમાં મુખ્યત્વે કરી માંસ અને સોમરસ એ દેવનું ભક્ષ એમ કહેલ છે. એ બંને પદાર્થ દેવને અર્પણ કરી અવશિષ્ટ પોતે ખાવું તેમજ અગ્નિમાં જે પદાર્થ દગ્ધ થાય છે તે દેવને પહોંચે છે અને તેથી કરી તે સંતુષ્ટ થાય છે એવી પ્રાચિનકાળથી સમજુત હતી. આ પ્રમાણે દેવનો તો શું પણ મરણ પામેલા માણસ (પીતર) અને મનુષ્યમાં જે મોટું—રૂષિ—રાજા એઓને પણ પદાર્થ અર્પણ કરવાની ચાલ હતી તેજ પ્રમાણે તે વખતે મધુપર્ક આ આતિથ્ય ધર્મ હોઈ પંચતત્વ, અગ્નિ, સૂર્ય, વાયુ, ઈન્દ્ર અને

---

*શિવનાં લીંગનાં ભોંતળીઆનો જે ભાગ જેને શાલુંકા અથવા થાળું કહે છે તેજ યોનિ અથવા ગુજરાતમાંની જળાધારી થાય.

પૃથ્વી ઈત્યાદિ એજ દેવ માન્યા હતા અને તેજ વખતે 'यथादेहे तथादेवे' આ પ્રમાણે ઋષિએ તેને ઉપાધિ સમજી તેણે ખાવાપીવાનો પદાર્થ અર્પણ કરવો એમ લખેલ હશે.

યાસ્ક ઋષિએ નિરૂક્ત કરીને વેદપર એક પ્રાચીન ભાષ્ય કિધું છે અને તેવોજ નિઘંટ કરીને એક વેદનો કોશ છે વેદની સંસ્કૃત વાણી એ ઘણીજ પ્રાચીન હોઈ તે જેમ જેમ વધારે કઠણ લાગવા લાગી તેમ તેમ વેદપર ભાષ્ય થયાં પેહેલાં રાવણ કરીને એક પંડિત હતો તેણે એક ભાષ્ય કીધું હતું એમ કહે છે પરંતુ આ તરફ સાયનાચાર્ય* એણે જે ભાષ્ય કીધું તેજ હાલમાં ચાલતું હોઈ તેમાં તપસીલવાર ખુલાસો કીધો છે દરેક ઠેકાણે અઘરા શબ્દનો સુલભ શબ્દ કરી તેનું વ્યાકરણ બતાવ્યું છે મંત્રનો વિનિયોગ જે સૂત્રમાં મળે છે તેનો દાખલો લખ્યો છે ઋગ્વિધાનાદિક નિરૂક્તના પ્રમાણ લઈ તે પણ દાખલ કરેલ છે અને તેથી કરી વેદાર્થ કરવામાં મોટી સહાય થઈ છે.

## परिशिष्ट.

વેદને લગતા જે કાંઈ ગ્રંથ છે તેને પરિશિષ્ટ કહે છે તે પરિશિષ્ટમાંનાં કેટલાંક સંહિતાની પોથીમાં લખે છે અને કેટલાંક જૂદાં બહાર છે શ્રીસૂકત અને ગંગાજમુનાના મંત્ર વગેરે આ પોથીમાંના પરિશિષ્ટ છે અને બહારનાં એટલે સર્વાનુક્રમ જેમાં વેદના દેવ ઋષિ છંદ ઈત્યાદિ લખેલા છે તેનેજ પરિશિષ્ટ કહે છે સંહિતા બ્રાહ્મણને સૂત્ર આને વેદની શાખા કહે છે પંચગ્રંથી અને દશગ્રંથી વૈદિકના લક્ષણ પર (૩૫ મું પાનુ જુઓ) મધ્યે લખેલું છે. તેમજ બ્રાહ્મણને સૂત્ર આમાં જે યજ્ઞયાગાદિક વૈદિક કર્મ લખેલાં છે અને તેનો જે અભ્યાસ કરે છે તેને શ્રોતિ કહે છે ગૃહ્યસૂત્રમાંનો સંસ્કાર જેને કરવામાં આવે છે તેને યાજ્ઞિક કહે છે અને સોમયાગ કરે છે તેનું દીક્ષિત એવું નામ પડે છે.

---

* સાયનાચાર્ય એટલે વિદ્યારણ્ય કહો કિંવા માધવ કહો એણે વીરભુક ભુપાલની મદદથી આ વેદભાષ્યનું અવાઢ્ય-અઘરૂં કામ સિદ્ધ કર્યું આ વિરભુક રાજા પછી આ તરફ તેના જેવો કોઇ રાજા પણ થયો નથી અને પ્રધાન પણ થયો નથી સર્વ દેશમાં મૂર્ખની ખાણ નીકળી છે !!!

# अंग.

વેદના અંગ એટલે છ ગ્રંથ છે તેવિષે શિક્ષામાં આમ લખે લું છે કે

छंदःपादौ तु वेदस्य हस्तौ कल्पो ऽथ पठ्यते ॥
ज्योतिषामयनं चक्षुर्निरुक्तं श्रोत्रमुच्यते ॥१॥
शिक्षा घ्राणं तु वेदस्य मुखं व्याकरणं स्मृतं ॥
तस्मात्सांगमधीत्येव ब्रह्मलोके महीयते ॥२॥

છંદ, કલ્પ, જ્યોતિષ, નિરૂક્ત, શિક્ષા અને વ્યાકરણ મળી છને અંગ કહે છે.

આ ષડંગના મૂળ વચનો અને તેની તપશીલ આ નીચે લખેલ છે.

## छंदशास्त्र.

मयरसतजभनलगसंमितं ॥

આ એક નાનું પાંચ છ પાનાનું પુસ્તક દશગ્રંથમાં દાખલ કીધેલ છે અને તે વૈદિક લોક બોલતા હતા પરંતુ પાછળ છંદશાસ્ત્ર વૃદ્ધિંગતથઈ તેજ પર હજારો ગ્રંથ થયા છે કાવ્યદર્પણ, અલંકાર, રસગ્રંથ આ બધા કવિતાના પ્રકરણપર હોઈ તેમાં અનુષ્ટુપ જગતી ત્રિષ્ટુપ્ ગાયત્રી ઈત્યાદિ છંદમાં અક્ષર અને માત્રા કેટલા જોઈએ ઈત્યાદિનું નિરૂપણ કીધું છે નિબંધકાર એ તેને છંદશાસ્ત્ર અથવા પિંગળશાસ્ત્ર કહે છે. વેદમાં છંદ ઘણા છે ઋગ્વેદને તો બહુઋચ કહે છે આનું કારણ તેમાં ઋચા શિવાય મંત્ર ન હોઈ ઋષિએ નાનાપ્રકારના છંદે ઈશ્વરની સ્તુતિ કીધી છે.

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ॥—गीता.

## कल्प (सूत्र)

अथैतस्य समाम्नायस्य०—श्रौत.

उक्तानि वै तानि कानि गृह्याणि वक्ष्यामः.—गृह्य (स्मार्त.)

કલ્પ એટલે ધર્મસૂત્ર આ જે પ્રમાણે દરેક શાખાનાં જૂદાં જૂદાં છે તે પ્રમાણે લોક તેને પોતપોતાની શાખાના કહે છે પરંતુ હાલમાં કેટલીક શાખાનો નાશ થવાથી તેનાં સૂત્ર અને બ્રાહ્મણ પણ બુડેલા હોઈ જે લબ્ધ છે તેવડાજ લેછે.

ઋગ્વેદનું આશ્વલાયન સૂત્ર છે તેમાં શ્રૌતસૂત્ર અને ગૃહ્યસૂત્ર એવા બે ભાગ છે. તેમાં શ્રૌતસૂત્રના ૧૨ અધ્યાય અને ગૃહ્યસૂત્રના ૪ અધ્યાય આ પ્રમાણે છે. આ શિવાય ગૃહ્યપરિશિષ્ટ કરીને એક ગ્રંથ છે તેમાં બીજો રહેલો અથવા નવો કલ્પિત વિષય એટલે ગ્રહમખ વગેરે કેહેલાં હોઈ સંધ્યા અધિક તપસીલવાર કહેલી છે આ પ્રમાણે આશ્વલાયનાચાર્યના મૂળ ૧૬ અધ્યાય છે બ્રાહ્મણ ગ્રંથમાં કર્મ લખેલાં છે પરંતુ તેની અનુક્રમણિકા અને સાંકળીઆ જેવાં શ્રૌતસૂત્ર છે; એ ચાલ ઉપાધ્યાય (પુરોહિત) એના સૌલભ્યને વાસ્તે હશે. તોપણ બ્રાહ્મણમાં આગળ પાછળ જે કર્મ હશે તે બધા અનુક્રમથી અને સંક્ષેપ રીતીથી લખેલાં છે આશ્વલાયનના શ્રૌતસૂત્રના પેહેલા છ અધ્યાયમાં પૂર્વક્રતુ અને પાછળના છ અધ્યાયમાં ઉત્તરક્રતુ કહેલ છે પૂર્વક્રતુમાં ત્રણ ભેદ છે. પાકસંસ્થા, હવિસંસ્થા અને સોમસંસ્થા. પાકસંસ્થા એટલે અષ્ટકા, પાર્વણ, શ્રાવણી, આગ્રયણ, અશ્વયુજિ ઈત્યાદિ. હવીસંસ્થા એટલે અગ્નિહોત્ર, દર્શપૌર્ણિમાસ, ચાતુર્માસ્ય, નિરૂઢ, પશુ અને આગ્રયણ વગેરે. અને સોમસંસ્થા એટલે અગ્નિષ્ટોમ, અત્યાગ્નિષ્ટોમ, ઉક્થ, શોળસિ, વાજપેય, અતિરાત્ર, અને અપ્તુર્યામ. અને ઉત્તરક્રતુ એટલે પૌંડરિક, અશ્વમેધ, રાજસૂય, મહાવ્રત, અને સત્ર ઈત્યાદિ. આશ્વલાયને છેડે પ્રવરાધ્યાય લખેલ છે.

આ બધી સંસ્થામાં દ્રવ્ય લીધાં છે તે—દૂધ, ખેતરમાંનુ ધાન્ય, વનસ્પતિનો રસ, લાજા એટલે ધાણી, પુરોડાષ એટલે લોટનો ગોળો, ઓદન એટલે ભાત, સાતૂનો લોઠ, દહીં અને ઘી વગેરે. પશુયાગમાં બધાં ઉત્તમ પશુ દાખલ કરેલ છે. પુરૂષ, અજા, ગો (ગાય) અવિ (મેઢાં) અશ્વ, અરણ્યપશુ, ગુગ્ગુલ (ગુગલ) દેવદારૂ (દેવદાર) વગેરે સુગંધી પદાર્થ, સોમવલ્લી સોમલતા, સુરા વગેરે આજ યજ્ઞોપયોગી પદાર્થ છે. યજ્ઞમાં પશુ ઈત્યાદિકને જે ખીલે બાંધી અને પર્યગ્નિ કૃત કરી તેને મેધ્ય એટલે યોગ્ય કરે છે તે સંસ્કારને ઉપાકરણ કહે છે. યજ્ઞસંબંધી અનેક પાત્ર લખેલાં છે તે—શૂલ, સ્વધીતિ, સ્રવા, જુહૂ, અને ઉપભૃત્ વગેરે હોય છે.

## स्मार्त.

ગૃહ્યસૂત્રનું મૂળ વાક્ય ઉપર સૂત્રારંભે લખેલુંજ છે આમાં ગૃહસ્થના બધાં કર્મ સ્માર્તઅગ્નીપર કરવાવિષે કહેલું હોઈ તેમાં ૧૬ સંસ્કાર છે.

પેહેલાં શ્રૌતકર્મ માત્ર ચાલતાં હોઈ વેદના મંત્રનો ઉપયોગ ત્યાં વધારે હશે અને પાછળથી ગૃહ્યકર્મનો નિબંધ થયો હશે એમ લાગે છે. કારણ કે મૂળ મંત્રમાં ક્યાંઈ પણ સંસ્કાર દેખાતો નથી એટલુંજ નહીં પણ ઐતરૈયબ્રાહ્મણમાં પણ સંસ્કાર કાંઈ દેખાતો નથી ત્યારે આ કલ્પના પાછળથીજ નિકળી હશે.

પેહેલા ઋષિલોકોમાં ખાવાપીવાનો કાંઈ નિષેધ હતો એમ દેખાતું નથી, કારણ કે આ ગૃહ્યસૂત્રના ચાર અધ્યાયમાં અન્નપ્રાશન સંસ્કારમાં બકરાનું અને તેતર પક્ષીનું માંસ વધારે હિતકારક દાખલ કરેલું હોઈ તેનું ફળ લખેલું છે.

॥ आजमन्नाद्यकामस्तैत्तिरं ब्रह्मवर्चसकामः ॥

શિવાય લગ્નમાં જે મધુપર્ક લખેલ છે તેમાં તો ગાયથી કરવું એટલે તત્પ્રીત્યર્થ ગાય મારવી કરી લખ્યું છે આ મધુપર્કમાં આલંભન અને ઉત્સર્જન એવા બે પક્ષ હોઈ તેમાં હાલમાં માત્ર ઉત્સર્જન પક્ષ ચાલુ છે મધુપર્કના અધિકારી મામા, જમાઈ, ઋષી, રાજા, વેવાઈ, ગુરૂ અને કાકા વગેરે છે એટલે એ આપણે ત્યાં આવેથી તે બધા વાસ્તે દર છ મહિને મધુપર્ક કરવું એવું લખેલું હોઈ માંસશિવાય મધુપર્ક થતું નથી એમ પણ કહેલું છે.

नामांसो मधुपर्को भवति भवति इ०

આજ વાસ્તે માંસની મીજબાની દેવી એમ છે અને તે પ્રમાણે પેહેલાં ચાલ પણ હતી.* આ શિવાય ગૃહ્યસૂત્રમાં પશુકલ્પ લખેલ છે,

* માંસાહારની ચાલ પેહેલા સારી પ્રચાર પામેલી હતી આના ઘણાક દાખલા છે બહુ તો શું પણ આ તરફ ભોજરાજાના કાલપર્યંત પણ તે ચાલ હશે એમ અનુમાન થાય છે કારણ તે કાલનો પ્રસિદ્ધ કવિ જે ભવભૂતિ તેણે પોતાના સર્વ પ્રસિદ્ધ "ઉત્તર રામચરિત" નામના નાટકમાં (અંક ૨) વસિષ્ટએ

અષ્ટકાન્વષ્ટક મધ્યે પણ પશુની પ્રાપ્તિ છે. અંત્યેષ્ટીમાં ગાય કિંવા બકરો મારી તેનું માંસ પ્રેતપર સ્થાપન કરી પ્રેત દહન કરવું કરી લખેલું હોઈ તેવા પશૂને અનુસ્તરણી એમ કહેલ છે. તે કર્મના જે કાંઈ કાંઈ મંત્ર ઋગ્વેદમાં છે તેજ સૂત્રમાં લીધેલા છે.

**अग्नेर्वर्मपरिगोभिर्व्ययस्व० इत्यादि– ऋ.संहिता. अ.७अ.६ वर्ग२१.**

આ મંત્ર તે પશુના (અનુસ્તરણીના) આંતરડા કાઢી પ્રેતપર રાખવા વખતે બોલે છે. તેજ પ્રમાણે તે વખતે પ્રેતના હાથમાં માંસના કટકા દેવાનો જે મંત્ર કહે છે તે,

**अतिद्रवसारमेयौ० इत्यादि—ऋ. संहिता. अ. ७ अ.६ वर्ग२१.**

હવે આમ કરવાનું કારણ એવું કહ્યું છે કે જ્યારે યમ પાસે જીવ જાય છે ત્યારે તેની પાસે જે ચાર આંખોના કુત્રા છે તેને દેવા વાસ્તે આ માંસના કટકા ઉપયોગી પડે છે. સૂત્રને છેડે शूलगव કરીને એક અનુષ્ઠાન લખેલ છે તેતો દરવર્ષે બલદનો યજ્ઞ કરવાવિષે છે. આ પ્રમાણે ગૃહ્યસૂત્રમાં ગૃહસ્થના આચરણમાં અનેક હિંસાનો પ્રસંગ છે.

મધુપર્કમાં શૂદ્રનો ડાબો પગ ધોવો એમ લખેલું છે. **"सव्यंशूद्राय"** આ પરથી આ સૂત્ર વખતે શૂદ્ર રાજા હશે એમ લાગે છે. જનોઈના પ્રયોગમાં યજ્ઞોપવિત તો મૂળગીજ લખેલ નથી. એવુંજ અંત્યેષ્ટીમાં સૂતક નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણે જાતીને જનોઈ લખેલ છે. આપરથી ત્રણે વર્ણ વેદાધિકારી હતા એમ દેખાય છે.

**अष्टमेवर्षेब्राह्मणमुपनयेत्. एकादशेक्षत्रियम्. द्वादशेवैश्यम्.**

આશ્વલાયન ગૃહ્યસૂત્રપર નારાયણવૃતિ હોઈ કુમારિલભટ્ટની એક કારીકા એટલે શ્લોકબદ્ધ સંહિતા પણ છે. તેમાં માત્ર સર્વ હિંસા કાઢી નાંખી સાંમત સમયને અનુકૂળ એવી કારિકા કીધી છે. કુમારિલ એ શંકરાચાર્યની પેહેલા થયા એમ કહે છે. તેપરથી તે વખતે બૌદ્ધધર્મનો અતિ પ્રચાર થયો હતો અને હિંસા કર્મપરથી બ્રાહ્મણની

---

દશરથ રાજાને મીજબાની વાસ્તે મધુપર્ક કરી કાલવડ માર્યો પરંતુ જનક આવ્યો ત્યારે તે નિવૃતમાંસ હોવાથી મધુપર્ક કીધું નહીં. આ વર્ણન અભિજ્ઞ વાંચનારાએ વાંચ્યું હશે.

નિંદા અત્યંત થઈ હતી તે ટાળવા વાસ્તે આ કુમારિલભટ્ટે આ કારિકા લખી અહિંસક ધર્મ ચાલુ કીધો હશે અને તેપરથી ઋષિના વાક્ય મનુષ્યે કેમ તોડાય એ વિચાર પણ એક બાજુ રાખ્યો હશે એમ લાગે છે.

જે સૂત્રના પરિશિષ્ટ છે તેનાં આરંભ વચન આ છે—

अथास्मिन्नाश्वलायनगृह्ये०

આ પ્રમાણે ગૃહ્યસૂત્રના ચાર અધ્યાય છે. ઋગ્વેદની બીજી શાખા સાંખ્યાયન નામની છે. તેનાં પણ સાંખ્યાયન, શ્રૌત અને ગૃહ્યસૂત્ર છે. તેમાં ગૃહ્યસૂત્રનો આરંભ આ પ્રમાણે છે.

अथातः पाकयज्ञान् व्याख्यास्यामः—सांख्यायन.

હવે આપસ્તંબ ગૃહ્યસૂત્ર—

अथ कर्माण्याचाराद्यानि गृह्यंत उदगयनपूर्वपक्षाहः
पुण्याहेषु कार्याणि ॥

આનાપર સુદર્શનાચાર્યની વ્યાખ્યા છે.

આપસ્તંબ ધર્મસૂત્રનું મૂળ—

अथातःसामयाचारिकान्धर्मान्व्याख्यास्यामः—आपस्तंब.

हिरण्यकेशी શ્રૌતસૂત્રનું મૂળ—

यज्ञं व्याख्यास्यामः स त्रिभिर्वेदैर्विधीयत ॥

તૈત્તિરીય યજુર્વેદના પેટામાં મૈત્રાયણી શાખા હોઈ તેનાં માનવ સૂત્ર છે તેનો આરંભ—

ॐ उत्तरत उपचारो विहारोंतराणि यज्ञांऽगानि
कर्तुश्चत्वारि कर्माणि इ०

મૈત્રાયણી શાખામાં ચરક કરીને એક ભેદ છે. આ શાખાના સંહિતા* અને બ્રાહ્મણ એ બંને એકત્રજ છે, એટલે બંનેની પોથી એકજ છે. આ વેદને નિગદાખ્ય વેદ એટલે ગદ્યપદ્યરૂપ વેદ એમ પણ

* સંહિતામાંના છંદરૂપ ભાગને મંત્ર કહે છે અને ગદ્યરૂપ ભાગને બ્રાહ્મણ કહે છે.

કહે છે. આને અરણ્ય હોઈ તેમાંથીજ મૈત્રાયણ્યુપનિષદ્ અથવા મૈત્ર્યુ-
પનિષદ્ નિકળે છે.

માધ્યંદિની શાખાનું કાત્યાયન સૂત્ર છે તેનો આરંભ—

इह पुण्यो वै पुण्येन कर्मणा भवति अथातोऽधिकारः ॥१॥

આને પારસ્કર સૂત્ર પણ કહે છે. આના ગૃહ્યસૂત્રનો આરંભ.

अथातो गृह्यं स्थालिपाकानां कर्म ॥

लाट्यायन શ્રૌતસૂત્રનો આરંભ—

अथ विध्यव्यपदेशे सर्वक्रत्वधिकारः ॥१॥

गोभिलीय ગૃહ્યસૂત્રનો આરંભ—

अथाते गृह्यकर्माण्युपदेक्ष्यामः ॥

આ પ્રમાણે અનેક સૂત્ર ચાલે છે.

હવે આપણી શાખા છોડી બીજી શાખા લેવી નહીં એવો નિષેધ
છે અને કેટલેક ઠેકાણે તેની પણ વિરૂદ્ધ મળે છે.

बह्वल्पं वा स्वशाखोक्तं यस्य कर्म प्रचोदितं ॥
तस्य तावति शास्त्रार्थे कृते सर्वः कृतो भवेत् ॥

वैजवापायन.

ऊनो वाऽप्यतिरिक्तो वा यः स्वशाखोदितो विधिः ॥
तेन संतनुयाद्यज्ञं न कुर्यात्पारतंत्रिकं ॥—लौगाक्षी.

यः स्वशाखां परित्यज्य पारक्यामधिगच्छति ॥
स शूद्रवद्बहिः कार्यः सर्वकर्मसु साधुभिः॥—वसिष्ट.

ऋक्शाखाविधिना कर्म यदि स्यादन्यशाखिनां ॥
न तत्कर्म पुनः कुर्यादिति यज्ञविदां मतं ॥
माध्यंदिनी तु या शाखा सर्वसाधारणी स्मृता ॥
यःकरोति तया कर्म स्वशाखाफलमश्नुते ॥ इ० इ०

ज्योतिष.

पंच संवत्सरमयं युगाध्यक्षप्रजापतिं ॥

જ્યોતિષશાસ્ત્ર એ મોટું હોઈ તેનાં મુહૂર્ત, ગણિત, હોરા એવા ત્રણ વિભાગ છે. આ શિવાય ચોથો વિભાગ સ્વરોદયશાસ્ત્ર અને પાંચમો રમલ કરીને હોઈ, તેપર અઢાર સિદ્ધાંત છે. ગણિતપર અને મુહૂર્ત પર ઘણા દૈવજ્ઞ પ્રવૃત થયા છે પરંતુ તેના ગ્રંથોનો ઉપયોગ વેદને યજ્ઞના મહિના કાઢવા પડે છે એટલોજ જોઈએ તેટલો. અને આટલાજ વાસ્તે આ નાનું પુસ્તક દશગ્રંથમાં દાખલ કરી તેનું પ્રથમ વાક્ય ઉપર લખ્યું છે.

જ્યોતિષશાસ્ત્રનો વિસ્તાર પાછળથી ઘણો થઈ જે અઢાર સિદ્ધાંત થયા કરી ઉપર લખેલ છે તેનાં નામ.—

(१) ब्रह्म, (२) आर्य, (३) वसिष्ट, (४) अत्रि, (५) मनु, (६) पौलस्त्य, (७) लोमेश, (८) मरीचि, (९) अंगिरा, (१०) व्यास, (११) नारद, (१२) शौनक, (१३) भृगु, (१४) च्यवन, (१५) यवन, (१६) गर्ग, (१७) कश्यप, (१८) पराशर.

આ સિદ્ધાંતને સંહિતા કહે છે. આ બધી સંહિતા મળી ચાર લાખ ગ્રંથ છે. આ પ્રમાણે જ્યોતિષમાં મુખ્ય જે ચાર ગ્રંથ સંહિતા, મુહૂર્ત, સિદ્ધાંત અને હોરા તેમાં સંહિતા એ મૂળ ગ્રંથ છે. મુહૂર્તને ફળ ગ્રંથ કિંવા જાતક કે તાજક કહે છે. તાજક એ યવનાચાર્યે* કીધેલ હોઈ તેમાં અરબી પણ છે અને તેમાં સ્વરોદય કેરલમત અને રમલ આનો પણ સમાવેશ થાય છે. ભાસ્કરાચાર્યે સિદ્ધાંત શિરોમણી કરી અને ગણેશ અને કેશવ આણે ગ્રહલાઘવ જાતક વગેરે કર્યાં.

પાછળથી હિંદુ લોક પતિત અને અજ્ઞાન થવાથી ઢોંગ ધતુરાના ગ્રંથ ઘણા થયા. ધર્મમાં તંત્રનું બંડ પથરાઈ ગયું અને તે પ્રમાણે જ્યોતિષમાં પણ પ્રશ્ન, મુહૂર્ત, જય, અમૃતવેળા ઈત્યાદિ કપટ નીકળ્યાં.

---

૧ બગદાદમાં મુસલમાની ખલીફા હતા ત્યારે તે હિંદુસ્થાનના જ્યોતિષ અને વૈદ્ય બોલાવી લઈ તે પાસે આરબ લોક આ ગ્રંથ શિખતા હતા. તે વખતે એટલે ૮૦૦-૯૦૦ શકમાં અલબિરૂની એણે કેટલાક જ્યોતિષ ગ્રંથનો તર્જુમો કીધો અને તે વખતે આર્યભટ્ટનું સૂર્યસિદ્ધાંત પણ પ્રસિદ્ધ હતું.

## निरुक्त.

समाम्नायः समाम्नायः ॥

આ નિરૂક્તનું વચન છે. નિરૂક્ત એ વેદમાંના કઠણ શબ્દનો સ્પષ્ટાર્થ સૂચક હોઈ તેના બે ષટક છે. આના કર્ત્તા યાસ્કઋષિ હતા. આ વેદનું વ્યાખ્યાન અત્યુપયોગી છે એમ સમજી તે દશગ્રંથમાં દાખલ છે.

## शिक्षा.

अथशिक्षां प्रवक्ष्यामि ॥

આ શિક્ષાનું મૂળ વાક્ય છે. જૂદા જૂદા વેદની જૂદી જૂદી શિક્ષા અને પ્રાતિઃશાખ્ય છે. આમાં વેદનો પાઠ કરવાનો નિયમ અને તેના ઉચ્ચારનો અને સ્વરનો નિયમ વગેરે કહેલ છે. આ પ્રકરણપર ઘણા ગ્રંથ છે પરંતુ શિક્ષા એ નામનું જે એક નાનું પુસ્તક છે તેજ દશ ગ્રંથમાં દાખલ કરેલ છે.

## व्याकरण.

वृद्धिरादैच् ॥

આ પાણિની મુનિએ વ્યાકરણપર આઠ અધ્યાયનાં જે સૂત્ર કીધાં છે તેનું મૂળ વચન છે. પેહેલાં સંસ્કૃતભાષાના અનેક વ્યાકરણ હતાં એમ કહેવાય છે; પરંતુ તે હાલમાં પ્રાપ્ત ન હોઈ પાણીનીનું વ્યાકરણ માત્ર ચાલુ છે ને તેજ દશગ્રંથમાં દાખલ કરેલ છે. આના ઉપર પતંજલીએ મહાભાષ્ય કીધું અને કાત્યાયને વાર્त्तિક કીધું. એવા શેખર સુધી અનેક ગ્રંથ થતા આવ્યા છે. હવે આમાં વિષય કેવળ વ્યાકરણનોજ છે એમ નથી; પરંતુ સંસ્કૃત વ્યાકરણમાં શબ્દ સિદ્ધિ અને વ્યાકરણનો નિયમ એ એકત્ર છે. એજપરથી આ શાસ્ત્ર ઘણું મોટું થયેલું છે. આ ગ્રંથ શિવાય પેહેલાનાં સારસ્વત, શાકટાયન, ઈન્દ્ર, હેમ, વ્યાલી વગેરે પણ બીજા વ્યાકરણ છે.

## निघंट.

गौः ग्मा.

આ નિઘંટનું આદિવાક્ય છે આમાં કઠણ શબ્દનો કોશ હોઈ આ-

પણ દશગ્રંથમાં દાખલ છે. આ શિવાય સંસ્કૃત ભાષોદધિપર સૌલભ્યથી પ્રવાસ કરવાને ઉત્તમ નૌકા જેવાં સાધનિભૂત એવા અમર, ધરણી, મેદિની, ત્રિકાંડશેષ, ધનંજય, શબ્દાર્ણવ, ગંગાધર, એકાક્ષરી, નાનાર્થ, અને રૂદ્ર ઈત્યાદિ બીજા પણ ઘણા કોશ છે.

---

## यज्ञप्रशंसा.

### पंचमहायज्ञ.

આશ્વલાયન ગૃહ્ય સૂત્રમાં નિત્ય પંચમહાયજ્ઞ કરવા કરી લખેલું છે તે પંચ મહાયજ્ઞનાં નામ.

देवयज्ञो, भूतयज्ञः, पितृयज्ञो, ब्रह्मयज्ञो, मनुष्ययज्ञ, इति ॥

આમાં બ્રહ્મયજ્ઞ એટલે સ્વાધ્યાય એટલે બ્રાહ્મણોએ પવિત્ર થઈ બેસવું અને નીચે લખેલા ગ્રંથનો પાઠ કરવો.

॥ अथ स्वाध्यायमधीयीत ऋचोयजूंषिसामान्यथर्वाङ्गिरसो ब्राह्मणानि कल्पान् गाथा नाराशंसीरितिहासपुराणानीति ॥

સ્વાધ્યાય એ બ્રાહ્મણનો મુખ્ય તપ છે એવો પ્રાચિન મત હશે. પાછળથી બૌદ્ધ મત નિકળ્યો ત્યારે દેહદંડ, તપ, ઉપવાસ અને ત્યાગ વગેરે નિકળ્યા. તે પછી કર્મમાં ન્યુનાધિક્ય થયું એટલે નામ સ્મરણ કીધું એટલે સફળ થયા એવું નામમાહાત્મ વધ્યું. તેમજ શૂદ્રાદિકને ત્યાં કર્મ કરવાં તો બાહ્યકર્મને એટલે તંત્રને કાંઈ હરકત નથી. પરંતુ મંત્ર બોલવા કિંવા નહીં આનો સંશય થયો, ત્યારે આપરથી કર્મનો મુખ્ય ભાગ કર્મ નહીં પણ મંત્ર છે એવું ઠરે છે.

યજ્ઞ એ મોટું અનુષ્ઠાન ગણેલ છે. શ્રુતિમાં પણ આમ લખેલું છે કે.

यज्ञो हि श्रेष्टतमं कर्म०—तै० ब्राह्मण.

અને આજ ધોરણથી રામે અને યુધિષ્ટિરે મોટા યુદ્ધને અન્તે અશ્વમેધ કર્યા. આ દેશમાં અનેક દંતકથા છે કે અમુક ઠેકાણે બ્રહ્મદેવે યજ્ઞ કર્યા અને અમુક ઠેકાણે તપ કર્યા અને આવી કથા કહી

ઠેકાણે ઠેકાણે તે સ્થળ પણ બતાવે છે. દશાશ્વમેધતિર્થ, ગૌતમાશ્રમ વગેરેની ઠેકાણે ઠેકાણે કથા પ્રસિદ્ધ છે. હવે પેહેલાં રાજાદિકે મોટા યજ્ઞ કીધા તેમાં સંશય નથી પરંતુ પાછળથી બૌદ્ધે* સર્વને આ યજ્ઞ કર્મથી પરાવૃત કીધા અને તેણે વેદના કેટલા કર્મ બંધ કીધાં અને બ્રાહ્મણોએ પણ તે છોડી દીધાં.

વેદનું અધ્યયન સાંગોપાંગ કરવું એમ લખેલું હોઈ તેમાંના અંગ ઉપર લખેલજ છે અને ઉપાંગમાં ધર્મશાસ્ત્ર, મીમાંસા, ન્યાય અને તર્ક એમ લખેલ છે. ષડદર્શનનેજ છ ઉપાંગ એમ કહે છે.

---

## उपवेद.

ચાર વેદના ચાર ઉપવેદ છે એમ કેહેવાય છે.—

| મૂળવેદ. | ઉપવેદ. |
| --- | --- |
| ऋक्— | आयुर्वेद. |
| यजु— | शिल्पवेद (अर्थवेद.) |
| साम— | गांधर्ववेद. |
| अथर्व— | धनुर्वेद. |

આ ઉપવેદ સંબંધના ઘણા ગ્રંથો છે. પરંતુ આ વિષયનાં પુસ્તકો નિશ્ચિત ન હોઈ તે વિષે સ્વાધ્યાયમાં કિંવા પાઠમાં ક્યાંઈ પણ લખેલું નથી.

---

૧ આ અદ્વિતીય શાંતિબ્રહ્મ અને હિંસાકર્મ દ્વેષ્યના ઉપદેશનું પરાક્રમ કેમ ગાજ્યું એ કોઇને પણ કહેવાની ગરજ નથી. યજ્ઞ યાગાદી સર્વ કર્મને ખોટા અને પાખંડી કેહેનાર આ બૌદ્ધવિષે પ્રસિદ્ધ ગીત ગોવિંદ કાવ્યકાર જયદેવ પોતાના કાવ્યારંભે દશાવતારનું મંગલ કરતાં તેને ઇશ્વરી અવતાર સમજી એમ કહે છે કે,

निंदासि यज्ञविधेरहह ! श्रुतिजातं
सदयहृदयदर्शीत पशुघातम्०—अष्टपदी.

# षड्शास्त्र એટલે वेदोपांग.

હવે છ શાસ્ત્રો એટલે—બે તર્ક, બે યોગ, અને બે મીમાંસા, આનો આરંભ લખું છું.—

## १. सांख्य.

अथत्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यंतपुरुषार्थः

આ કપિલમહામુનિકૃત સાંખ્યસૂત્રનું પેહેલું સૂત્ર. આ ઉપર પાછળથી સાંખ્યપ્રવચનભાષ્ય વગેરે ઘણાક ગ્રંથ થયા છે.

## २. न्यायशास्त्र.

प्रमाण प्रमेय संशय प्रयोजन दृष्टांत सिद्धांतावयव

तर्क निर्णय वाद जल्प वितंडाहेत्वाभास छल

जातिनिग्रहस्थानानां तत्वज्ञानान्निःश्रेयसाधिगमः

આ ગૌતમમુનિકૃત ન્યાયસૂત્રનું પેહેલું સૂત્ર છે. આ ઉપર પાછળથી ગદાધરી વગેરે ઘણાક ગ્રંથ થયા. આ ન્યાયશાસ્ત્રના અભ્યાસ કરનારને નય્યાયિક કહે છે.

## ३. योग.

अथ योगानुशासनम्.

આ પતંજલિઋષિકૃત યોગશાસ્ત્રનું પેહેલું સૂત્ર છે. આના ઉપર પણ પાછળથી ઘણાક ગ્રંથ થયા છે.

## ४. वैशेषिक.

अथातो धर्म व्याख्यास्यामः १

यतोऽभ्युदयनिःश्रेयससिद्धिःस धर्मः २

આ બે સૂત્રો કણાદમુનીના વૈશેષિક શાસ્ત્રનાં છે. તેપર ટીકા, વૃતિ વગેરે ઘણાક ગ્રંથ છે.

## ५. मीमांसाशास्त्र.

अथातो धर्मजिज्ञासा, इ०

આ જૈમિનીકૃત મીમાંસાશાસ્ત્રનું મૂળ સૂત્ર છે. આ ઉપર શબર અને કુમારિલભટ્ટાચાર્યે આનું ભાષ્ય છે. આ મીમાંસાશાસ્ત્રને પૂર્વ-મીમાંસા અથવા કર્મકાંડ એમ પણ કહે છે.

## ૬. वेदान्तशास्त्र.

अथातो ब्रह्मजिज्ञासा, इ०

આ વ્યાસકૃત વેદાન્ત સૂત્રનું પેહેલું સૂત્ર છે. તેપર શંકરાચાર્યે ભાષ્ય કરેલું છે.—આના ચાર અધ્યાય હોઈ તે પ્રત્યેકને પાદ કહે છે. તેનો અનુક્રમ (૧) समन्वय, (२) अविरोध, (३) साधन, અને (४) फल, આ પ્રમાણે નામો છે. તેમાં પેહેલામાં વેદાન્તનું તાત્પર્ય, બીજામાં બીજા શાસ્ત્રોનું ખંડન, ત્રીજામાં વૈરાગ્યનિર્ગુણજ્ઞાન અને ચોથામા જીવન્મુક્તિ, એમ કહેલું છે.

વેદમા અનેક દેવોનું ભજન કહેલું છે, તે દેવ—

नमो महद्भ्यो नमो अर्भकेभ्यो नमो युवभ्यो नमो आशिनेभ्यः
यजाम देवान्यदि शक्नवा० इत्यादि.

એટલે મોટા દેવ, નાના દેવ, તરૂણ દેવ, અને વૃદ્ધ દેવ આ બધાને નમસ્કાર હોય, એમ કહેલું છે. પરંતુ 'विद्वांसो हि देवाः' આ વાક્યથી દેવ એટલે વિદ્વાન્ લીધા તો ચાલસે. પાછળથી બુદ્ધિ વધી ત્યારે લોકો પોતાના તર્કની સાહ્યતાથી દેવનો, આત્માનો અને જગત્નો વિચાર કરવા લાગ્યા, અને ત્યારે પાછળ આ શાસ્ત્ર ઉત્પન્ન થઈ કર્મપરની શ્રદ્ધા કમી થઈ. આજ વખતે ઉપનિષદ્ ઉત્પન્ન થયેલ હશે. વેદાન્તશાસ્ત્રમાં તર્કનો તરંગ ઘણોજ છે.

## भक्तिशास्त्र.

આ ષટ્શાસ્ત્રનાં સૂત્રોશિવાય એક બીજું भक्तिशास्त्र કરીને સૂત્ર છે તેનો આરંભ—

१. अथातो भक्तिजिज्ञासा इ०
सा परानुरक्तिरीश्वरे इ०

આમાં ગૌણભક્તિ અને પરાભક્તિ આનાં લક્ષણો કહેલાં હોઈ

ઈશ્વરપર અત્યંત પ્રીતિ રાખવી એજ મનુષ્યને મુખ્ય સાધન છે એવું કહેલું છે. આ ગ્રંથને વૈષ્ણવલોક વધારે માને છે. આ ઉપર સ્વપ્રેશ્વરાચાર્યની ટીકા છે.

## योगशास्त्र.

યોગશાસ્ત્રમાં કર્મયોગ, હઠ્યોગ, રાજયોગ, જ્ઞાનયોગ, વગેરે શાખા છે. મૂળ પાતંજલીએ જે લખ્યો છે તે હઠ્યોગ છે. હઠ્યોગ એટલે ધ્યાન, ધારણા, સમાધિ, ધૌતિ, પોતી, બસ્તિ, ગજક્રિયા, પ્રાણાપાનાવરોધ વગેરે જે સાધનો કરવાનું લખેલું છે, તે; પરંતુ આ શાસ્ત્રનો અભ્યાસ ઘણુંકરીને કોઈ કરતા નથી. ભગવદ્ગીતામાં પ્રતિપાદન કરેલ તે કર્મયોગ છે. એટલે—પ્રાપંચિક સર્વ કર્મ કરતાં જવાં, પરંતુ તે અભિમાનરહિત થઈ ઈશ્વરાર્પણ કરવાં એટલે તે આપણને મોક્ષ પ્રતિબંધક ન હોઈ મુક્તિદાયક થાય છે એવો તે મધે અર્જુનને ઉપદેશ કરેલ છે. આ યોગ તો બધાનેજ લેવા સરખો છે. દેશમા ચોતરફ ગાજે છે એવું જે કાંઈ હોય તે વેદાન્ત હોઈ તેના અભ્યાસી ઘણા છે, અને આની બીજાં શાસ્ત્રો કરતાં હાલમાં ચઢતી વધારે છે. મઠેમઠ, ઘરેઘર, દેવળેદેવળ અને ગામેગામ અતિ ઉદાસીન, નિરૂત્સાહ અને જગત્‌ને છાંયાવત્ માનનારા એવા વેદાન્તી મળે છે! તેવિષે થોડું લખવું વાસ્તવિક છે. અને તે પ્રસ્તુત સ્થળે અપ્રાસંગિક લાગનાર નથી.

તુકારામે લખેલું છે કે,—

आम्हां नको ब्रह्मज्ञान ॥ आम्ही भाविक हो जन ॥

વેદાન્તી કહે છે કે જગત્ મિથ્યા છે અને આત્મા એજ બ્રહ્મ છે.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ॥
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलं ! ॥

અમારે ધર્માધર્મ નથી, કોઈ પણ કર્મ કરવાનો અમારે બાધ નથી, પાપ નથી, પુણ્ય નથી, વિધિ નથી અને નિષેધ નથી! અને આવા પ્રકારનું મહાવેદાન્ત પસરી તેમાંથી વામમાર્ગ, કૌલમાર્ગ, એ ઉત્પન્ન થયા, અને પરમહંસ કેહેવડાવનારા સંન્યાસી લોકો મદ્ય માંસાદિક

અભક્ષ ભક્ષણારા ઘણા મળી આવવા લાગ્યા, આ પરિણામ વેદાન્તનું થયું !! સર્વ કૌલગ્રંથમાં વેદાન્ત અને ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ ઉપાસનાજ ભરેલી છે। હવે, જે મનુષ્યને પ્રાચિન કર્મમાર્ગનો દૃઢ અભ્યાસ હોય છે તેનાથી, સહસા ખરાબ કર્મ થતાં નથી એ ખરૂં છે. પરંતુ એટલું તો થાય છે કે, આવા વેદાન્તે કેવળ આળસુ અને ત્યાગી થઈને, આપણે કંઈ કરવાનું નથી, જગત મિથ્યા છે? ત્યારે પરોપકાર કોના ઉપર કરવો? એવી તેની બુદ્ધિ થાય છે અને તેથીકરી તે મનુષ્ય કેવળ નિરૂપયોગી અને સ્વચ્છંદી થાય છે।

પ્રાચિનકાળનું ખરૂં વેદાન્ત આવું હતું કે, ઈશ્વર એક છે, જીવ એ ઉત્પન્ન થએલ; પ્રાણી એ પરસ્વાધિન હોઈ તેણે ધર્માધર્મ તપાસી વિવેકથી વર્તાણૂક ચલાવવી, જગ સત્ય છે, પોતાની પ્રમાણેજ સુખ દુઃખવિષે લોકોને સમજાવવા, વગેરે અત્યંત સ્તુત્ય મત વેદાન્ત સંબંધમાં ચાલતો હતો. પરંતુ હાલમાં અર્થનો અનર્થ થઈ તેનું અતિનિંદ્ય પરિણામ થયું છે। અને ધુતારા, પાખંડી અને મંત્રશાસ્ત્રી, એ લોકોએ તો ('तृतीयःपंथाः) એમ ચલાવેલ છે.

---

## ધર્મશાસ્ત્ર.

ધર્મશાસ્ત્રનું મૂળ, અનેક ઋષીનાં સૂત્રો અને સ્મૃતિ છે. તેપર પણ ઘણીક ટીકા અને વ્યાખ્યા થઈને તે ધર્મશાસ્ત્ર વધ્યું. સ્મૃતિ એ શ્રુતિને અનુકૂલ છે, એ ઉઘડ છે. સ્મૃતિમાંહેનો મુખ્ય વિષય આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત એ હોય છે. આચાર ભાગમાં જાતીનો અને આશ્રમનો ધર્મ કહેલો છે. વ્યવહારમાં રાજનીતિ, ન્યાયસભા અને દંડ એ પ્રકરણ છે. વિવાદસ્થળ અને કજીઆનું મૂળ એટલે જે જે ઠેકાણે અને જે સંબંધી વાદ થશે એવો સંભવ છે તેટલાં પ્રકરણ ધર્મશાસ્ત્રમાં લઈ તેનો નિયમ લખ્યો છે. આ વિવાદના સ્થલો ઋણદાન, વિભાગ, સ્ત્રીસંગ્રહણ, દાય, દ્યૂત, સીમા ઈત્યાદિ છે. પ્રાયશ્ચિત્તમાં વિધીનું ઉલ્લંઘન થયું ત્યારે તેની નિષ્કૃતિ કેમ કરવી એ વિચાર અને કૃચ્છ્રચાંદ્રાયણ સાંતપન અને અબ્દાદિક

પ્રાયશ્ચિત્ત અને તેનો સંક્ષેપ, વગેરે લખેલ છે. રાજનીતિમાં અવયવચ્છેદ અને દ્રવ્યદંડ એ વધારે લખેલું હોઈ તુરંગ વગેરેની તો જરૂરજ નથી. તેમાં વાદી પ્રતિવાદીને દિવ્ય દેવાનો પ્રકાર ઘણો લખેલો છે; પરંતુ તે આ વખતે વિશોભિત અને ગેરવાજબી હોવાથી તેની સર્વ પ્રકારે બંધી કરી તે જગ્યાએ નવા અને સુધારેલા પ્રકાર શરૂ થયા છે. આચારભાગમાં વર્ણાશ્રમપર વધારે કટાક્ષ હોઈ યુદ્ધમાં લડનાર અને મરનાર આનું મહાત્મ્ય મોટું વર્ણવેલું છે. તેમજ બ્રહ્મચારી અને પતિવ્રતા આની પણ મોટી પ્રતિષ્ઠા વર્ણન કરેલી છે:—

द्वाविमो पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ ।
परिव्राड्योगयुक्तश्च रणे चाऽभिमुखो हतः ॥
यत्र यत्र हतः शूरः शत्रुभिः परिवेष्टितः ।
अक्षयाल्लँभते लोकान् यदि क्लीबं न भाषते ॥
जितेन लभ्यते लक्ष्मी—र्मृतेनापि वरांगनाः ।
क्षणविध्वंसिनी काया का चिंता मरणे रणे? ॥
ललाटदेशे रुधिरस्रवश्च यस्याहवेषु प्रविशेत वक्त्रम् ।
तत्सोमपानेन किलास्यतुल्यं संग्रामयज्ञे विधिवच्च दृष्टम् ॥४॥

पराशर.

स्मृती.*

१. मनुमेकाग्रमासीन—मभिगम्य महर्षय:
प्रतिपूज्य यथान्याय—मिदं वचनमब्रुवन्—मनु:.

---

* સ્મૃતિમાં કેટલીક સ્મૃતિ શ્લોકબદ્ધ છે અને કેટલીક ગદ્યરૂપ છે. સ્મૃતી આ, મૂળ જે ધર્મસૂત્ર હતાં તેપરથી કીધી છે એવી પણ કલ્પના છે. પાછળથી સ્મૃતિનાં પ્રશસ્ત પુસ્તક થવાથી સૂત્રો બુડ્યાં. જેણે જેણે સ્મૃતિ લખી તેણે તેણે તેમાં પોતપોતાનાં સ્થળો લખેલાં છે. તેપરથી કોઇ સ્મૃતિકાર હિમાલયમાં થયા અને કોઇ સિન્ધુતીરે થયા વગેરે સમજાય છે. આમાંની કેટલીક સ્મૃતિ બૃહત્ કહેવાય છે અને કેટલીક લઘુ કહેવાય છે.

આ મનુસ્મૃતિનો પેહેલો શ્લોક. આ ગ્રંથને ભૃગુસંહિતા પણ કહે છે, આ મનુના ભાષણપરથી કીધી એવું તેમાં લખેલું છે અને તેથી આનેજ મનુસ્મૃતિ કહે છે. આ સ્મૃતિપર કુલુકભટ્ટ આણે જે ટીકા કીધી છે તેનું નામ મન્વર્થમુક્તાવલિ એવું છે. આ મનુસ્મૃતિપર બીજી પણ એક મેધાતિથીની ટીકા છે.

२. वाराणस्यां सुखासीनं वेदव्यासं तपोनिधिं ॥
पप्रच्छुर्मुनयो ऽभ्येत्य धर्मान् वर्णव्यवस्थितान् ॥

व्यासस्मृति.

३. अथा तो हिमशैलाग्रे देवदारुवनाऽऽलये ॥
व्यासमेकाग्रमासीन–मपृच्छन्नृषयःपुरा ॥

पराशर.

આ સ્મૃતિ કલિયુગમાં પ્રમુખ હોઈ તેપર માધવે વ્યાખ્યા કીધી છે, તેને પરાશર માધવી કહે છે. શિવાય બીજી એક નંદપંડિતની પણ ટીકા છે.

४. योगीश्वरं याज्ञवल्क्यं संपूज्य मुनयो ऽब्रुवन् ॥
वर्णाऽऽश्रमेतराणां नो ब्रूहि धर्मानशेषतः ॥

याज्ञवल्क्य.*

આપર મિતાક્ષરા અને પ્રતીતાક્ષરા એવી બે ટીકા છે.

---

* યાજ્ઞવલ્કયની સ્મૃતિના ત્રણ ભાગ એટલે ખંડ છે. તે–આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત. તેમાં ઉપલો શ્લોક આચારાધ્યાયનો છે. બીજા બે ભાગના આદિ શ્લોક આ.—

व्यवहारान्नृपःपश्ये–द्विद्वद्भिर्ब्राह्मणैःसह ॥
धर्मशास्त्रानुसारेण क्रोधलोभविवर्जितः ॥–व्यवहाराध्याय.
ऊनद्विवर्षं निखने न कुर्यादुदकं ततः ॥
आश्मशानादनुव्रज्य इतरो ज्ञातिभिर्मृतः ॥-प्रायश्चित्ताध्याय.

५. विष्णुमेकाग्रमासीनं श्रुतिस्मृतिविशारदम् ॥
पप्रच्छुर्मुनयः सर्वे कलापग्रामवासिनः॥—विष्णुस्मृति.

६. हुताग्निहोत्रमासीन—मत्रिं वेदविदां वरं ॥
सर्वशास्त्रविधिज्ञात—मृषिभिश्च नमस्कृतं ॥—अत्रि.

७. अथातः पुरुषनिश्रेयसार्थं धर्मजिज्ञासा ॥ १०—वसिष्ठ.

८. प्रायश्चित्तविहिनानां महापातकिनां नृणां ॥
नरकांते भवेज्जन्म चिन्हांकितशरीरिणां ॥—शातातप.

९. वेदो धर्ममूलं तद्विदां च स्मृतिशीले दृष्टो धर्मव्यतिक्रमः
गौतम.

એનાપર હરદત્તાચાર્યની ટીકા છે.—

१०. सर्वशास्त्रार्थतत्वज्ञः सर्ववेदविदां वरः ॥
पारगः सर्वविद्यानां दक्षो नाम प्रजापतिः ॥—दक्ष.

११. इष्टापूर्त्ते तु कर्त्तव्ये ब्राह्मणेन प्रयत्नतः ॥
इष्टेन लभते स्वर्गं पूर्त्ते मोक्षमवाप्नुयात् ॥—लिखित.

१२. स्वयंभुवे नमस्कृत्य सृष्टिसंहारकारिणे ॥
चातुर्वर्ण्यहितार्थाय शंखः शास्त्रमकल्पयत् ॥—वृद्धशंख.

१३. इष्ट्वा क्रतु शतं राजा समाप्तवरदक्षिणं ॥
भगवंतं गुरुं श्रेष्ठं पर्यपृच्छद्बृहस्पतिं ॥—बृहस्पति.

१४. अथातो गोभिलकाना—मन्येषां चैव कर्मणां ॥
अस्पष्टानां विधिं सम्य—क्स्पर्शयिष्ये प्रदीपवत् ॥
कात्यायन.

१५. आपस्तंबं प्रवक्ष्यामि प्रायःश्चित्तविनिर्णयं ॥
दुषितानां हितार्थाय वर्णानामनुपूर्वशः ॥—आपस्तंब.

१६. श्रुतिस्मृत्युदितं धर्मं वर्णानामनुपूर्वशः ॥
प्राब्रवीदृषिभिः पृष्टो मुनीनामग्रणीर्यमः ॥—यमः

१७. अतःपरं प्रवक्ष्यामि जातिवृत्तिविधानकं ॥
अनुलोमविधानं च प्रतिलोमविधिं तथा ॥—उशना.

१८. ये वर्णाश्रमधर्मस्था—स्ते भक्ताः केशवं प्रति ॥
इति पूर्वं त्वया प्रोक्तं भूर्भुवः स्वर्द्विजोत्तमाः ॥

हारित.

* १९. गृहाऽऽश्रमेषु धर्मेषु वर्णानामनुपूर्वशः ॥
प्रायश्चित्तविधिं दृष्ट्वा अंगिरामुनिरब्रवीत् ॥—अंगिरा.

२०. सिंधुतीरे समासीनं देवलं मुनिसत्तमम् ॥
समेत्यमुनयः सर्वे इदं वचनमब्रवीत् ॥—देवल.

२१. वृद्धशातातपः प्रोक्तं स्मृतितंत्रविनिश्चितं ॥
संक्षेपेण प्रवक्ष्यामि यावदार्थोपलब्धये ॥—वृद्धशातातप.

२२. शातातपस्य महर्षेर्धर्मशास्त्रंव्याख्यास्यामः॥—लघुशातातप.

२३. हारितेनैवमाख्यातं लोकानां हितकाम्यया ।
प्रायश्चितं चिकित्सार्थमेतत्प्राहुर्मनीषिणः ॥—लघुहारित.

२४. पितुर्वाक्यार्थकारी च रुचिः प्रम्लोचया सह ॥
नमस्योवाच देवेशं ब्रह्माणंजगतः पतिम् ॥—प्रजापति.

२५. संवर्त्तमेकमासीन—मात्मविद्या परायणम् ॥
ऋषयस्तं समागम्य पृच्छंति धर्मकांक्षिणः ॥—संवर्त्त.

२६. अथातो बुधधर्मशास्त्रं व्याख्यास्यामः ॥
श्रेयोऽभ्युदयसाधनो धर्मः इ०॥—बुध.

---

* 'गृहाश्रमादिधर्मेषु वर्णानामनुपूर्वशः॥ प्रायश्चित्तविधिं दृष्ट्वा त्वंगिरा-वचनं यथा' ॥ આવો પણ કયાંઈ પાઠ છે.

२७. वासुदेवं नमस्कृत्य प्रांखस्य लिखितस्य च ॥
धर्मशास्त्रं प्रवक्ष्यामि दधिचैव घृतं यथा ॥—शंखलिखित.

२८. त्रयीसुसंवित्तिविवेकनिर्मला: समग्रनि: श्रेयससिद्धि
हेतव: ॥ समस्तशास्त्रार्थसुतत्वबोधका जयन्ति कात्या-
यनपादपांसव: ॥— कोकिल.*

२९. उपदिष्टो धर्म: प्रतिवेदं तस्यानुव्याख्यास्याम: ॥—बोधायन.

३०. धर्मजिज्ञ: सुभिक्षस्य—गमितौजा महाद्युति: ॥
भारद्वाजादिभि: पृष्ट: माब्रवीदेतदंगिरा: ॥—लघुअंगिरा.

३१. अथातो हिमशैलाग्रे देवदारुवनालये ॥
व्यासमेकाग्रमासीनं द्विजा: पृच्छंति धार्मिका: ॥

वृद्धपराशर.

આ શિવાય પણ બીજી સ્મૃતિ છે. મુખ્ય સ્મૃતિ મનુ, યાજ્ઞવલ્ક્ય, અને પારાશર આની છે. ગૌડ, મૈથિલ, કાશી, મહારાષ્ટ્ર અને દ્રવિડ આ દેશોમાં પૃથક્ પૃથક્ સ્મૃતિ મનાય છે. ભરૂચના ભાર્ગવબ્રાહ્મણ એ કોકિલ સ્મૃતિ માને છે એ ઉપર ટિપમાં લખેલુંજ છે. તેમજ દક્ષિણમાં વ્યવહારમયૂખ ચાલે છે અને હિંદુસ્થાનમાં મિતાક્ષરા ચાલેછે. મનુ તો સર્વત્રજ માન્ય છે. મનુ અને યાજ્ઞવલ્ક્ય આ શિવાય બાકીની સ્મૃતિ નાની નાની છે. તેમાં કેટલીક શ્લોકબદ્ધ અને કેટલીક ગદ્યમાં છે. એવું ઉપર કહેલુંજ છે. વ્યવહારમધ્યે જેવિષે શ્રુતિમાં આધાર નથી તે, સૂત્ર કિંવા સ્મૃતિપરથી લે છે. મૂળ સૂત્રપરથી સ્મૃતિ કીધી એવું ઉપર એક ઠેકાણે કહ્યું છે. પરંતુ તેનો તપાસ કરવા સર્વ ધર્મસૂત્ર ઉપલબ્ધ નથી.

---

* ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણ આ કોકિલ સ્મૃતિ માને છે.

# પુરાણ.

એકંદર અષ્ટાદશ (૧૮) પુરાણ હોઈ તે બધા મળી ચાર લાખ શ્લોકોનું પુર છે. તેમાં મહાપુરાણ, ઉપપુરાણ, શ્રૃંખળાપુરાણ, અને સંહિતાપુરાણ એવા ચાર પ્રકાર હોઈ તેમાં પણ કેટલાંક વરાહ કલ્પમાંનાં, કેટલાંક સારસ્વત કલ્પમાંનાં, અને કેટલાંક સાવર્ણિ મન્વંતરમાંનાં એવો કલ્પભેદ માનેલો છે. શિવાય બીજો ભેદ આવો છે કે, કેટલાંક સાત્વિક પુરાણ, કેટલાંક રાજસ પુરાણ, અને કેટલાંક તામસપુરાણ એમ ગણેલ છે. ભાગવતમાં બે ભેદ હોઈ તે બંનેને પણ પુરાણમાં ગણતી કરવા વિશે બે મત છે. કોઈ દેવી ભાગવતને મહાપુરાણમાં ગણે છે અને કોઈ શ્રીમદ્ભાગવતને મહાપુરાણમાં ગણે છે. ભાગવતનું લક્ષણ આવું લખેલું છે કે,—

श्रीमद्भागवतं नाम पुराणं वेदसंमितं ॥
गायत्र्याश्चेत्समारंभस्तद्वै भागवतं विदुः

શિવાય બીજું આમ કહ્યું છે કે,

हरिर्द्वाभ्यां रविर्द्वाभ्यां द्वाभ्यां चंडिविनायकौ ।
द्वाभ्यां ब्रह्मा समाख्यातः शेषेषु भगवान् हरिः ॥

પુરાણમાં શું વિષય હશે એ વિશે આમ લખેલું છે કે—

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वंतराणि च ॥
वंशानुचरितं चेति पुराणं पंचलक्षणं ॥

મજકુર રજ, સત્વ, તમ આ ભેદ વિશે તપાસીએ તો કોઈ શૈવ પુરાણને તામસ કહે છે અને કોઈ વિષ્ણુપુરાણને તામસ કહે છે, એવા નાનાપ્રકારના મત હોઈ—

तामसा निरयगामिनः

એમ પણ લખે છે. અને વળી—

सात्विकेषु च कल्पेषु माहात्म्यमधिकं हरेः ॥
राजसेषु च कल्पेषु माहात्म्यं ब्रह्मणो विदुः ।
तद्वदग्नेश्च माहात्म्यं तामसेषु शिवस्य च ।

પુનરપિ—

दश शैवपुराणानि सात्विकानि विदुर्बुधाः ॥
तामसानि च चत्वारि वैष्णवानि प्रचक्षते ।
सात्विका मोक्षदा प्रोक्ता राजसा स्वर्गदा शुभाः
तथैव तामसा देवी निरयप्राप्तिहेतवे ॥

આવું કહ્યું છે. કેટલેક ઠેકાણે ૬ સાત્વિક પુરાણ, ૬ રાજસી પુરાણ અને ૬ તામસી પુરાણ એમ લખેલું છે.

मात्स्यं कौर्मं तथा लैंगं शैवं स्कादं तथैव च ॥
आग्नेयं च षडेतानि तामसानि निबोधमे ॥ १ ॥
वैष्णवं नारदीयं च तथा भागवतं शुभं ॥
गारुडं च तथा पाद्मं वाराहं राजसं स्मृतं ॥ २ ॥
मद्वयं मद्वयं चैव वत्रयं च चतुष्टयं ॥
आलिंपाग्नि पुराणानि कूस्कं गारुडमेव च ॥

પુરાણમાં સૃષ્ટિ કેમ ઉત્પન્ન થઈ; સૂર્યવંશી અને સોમવંશી રાજા કોણ કોણ થયા; તેનું માહાત્મ્ય કેવું છે તેઓનાં ક્ષેત્રો ક્યાં છે, કાંઈ અદ્ભુત ચમત્કારની વાતો; કાંઈ નીતિપર કથા, કાંઈ પાતાલ, સ્વર્ગની કથા, આગલા મન્વંતરની કથા, આગલું ભવિષ્ય, કયા દિવસ પવિત્ર અને તે દિવસે કેવાં વ્રત વરતોલાં કરવાં, દેવના અવતાર કયા થયા, વર્ણાશ્રમ ધર્મ, શ્રાદ્ધ, મોટા મોટા યજ્ઞનો ઇતિહાસ, ભૂગોલનું વર્ણન, સપ્તદ્વિપ, નવખંડનું વર્ણન વગેરે લખેલું છે. આ બધું કલ્પિત અને કાવ્યસરખું છે. પરંતુ તેનું નામ પુરાણ એટલે જુની વાત આવું છે. આ પરથી કાંઈ મૂલવાત અથવા દંતકથા લોકોમાં ચાલતી હતી તેમાં સામેલ કરી રાખેલ છે. પુરાણમાંનું ભૂગોળ વર્ણન ઘણું મિથ્યા હોઈ તે જ્યોતિષ શાસ્ત્રને બિલકુલ મળતું નથી. આજપરથી ભાસ્કરાચાર્ય વગેરે જ્યોતિષ ગ્રંથકર્ત્તાએ તેને રદ ઠરાવેલ છે. કવિતા દૃષ્ટિથી તપાસીએ તો પણ આ ગ્રંથ વિલક્ષણ છે. કલ્પનાના તરંગ ક્યાં સુધી કરવા તેની મર્યાદા રહેલી નથી, કોઈએ સમુદ્ર પ્રાશન કીધું; પૃથ્વી શરણ ગઈ; સાગર, પર્વત બોલતા થયા; નદીઓને પુત્ર

થયા; સૂર્ય ચંદ્રનો વંશ પૃથ્વીપર આવ્યો; પૃથ્વિપરના માણસ સ્વર્ગમાં જઈ પાછાં આવ્યાં વગેરે અદ્ભુત અને અસંભવિત વાતો ઘણીજ લખી. આપરથી મિથ્યા જ્ઞાન ઘણું પસર્યું તત્વજ્ઞાન સર્વ આચ્છાદિત થઈ સત્ય પરિક્ષાથી ગ્રહણ કરવાની રીત છુટી. બીજું, એક એક દેવ એક પુરાણમાં પ્રમુખ કરેલા હોઈ તેનું શ્રેષ્ટય વર્ણન કરવાને વાસ્તે બીજા દેવની નિંદા કરેલી છે. આમ થઈ થઈને નિંદા શિવાય એક પણ દેવ ન રહી બધાને દુષણો લાગ્યાં અને સર્વની ફજેતી થઈ । તે પરથી અવતાર આ પુરાણોમાંથી નાટકમાં આવ્યા. વેદાન્તી કહેવા લાગ્યા કે સર્વ મિથ્યા છે ત્યારે શિવ વિષ્ણુની નિંદા થઈ તો ચિંતા નહીં. બ્રહ્મદેવ અસત્ય બોલ્યા, શિવ મોહનીમાં ભુલ્યા અને તેણે લોકોને નર્કમાં નાંખવા વાસ્તે ખોટાં શાસ્ત્રો પ્રસિધ્ધ કર્યાં એમ પદ્મ પુ-રાણમાં પાખંડોત્પત્તિમાં લખેલ છે. કૃષ્ણાવતારવિશે તો વ્યભિચાર, ચોરી અને અસત્ય આનુંજ વર્ણન કરેલ છે. ઇન્દ્રને શાપ થયો, ચંદ્ર એ ગુરૂપત્નિ લિધી, વિષ્ણુએ મોહિની થઈ ઠગ્યા, ઇત્યાદિ વ્યર્થ જલ્પથી સર્વ પુરાણ ઓતપ્રોત ભરેલ છે. ભાગવતમાં શિવવિષે આમ લખેલ છે કે,—

नष्टशौचा मूढधिया जटाभस्मास्थिधारिण:
विशंतु शिवदीक्षायां यत्र दैवं सुरासवं
मुमुक्षवो घोररूपान् हित्वा भूतपतीनथ ॥

**भाग. स्कंद. ४, अ.२, श्लोक. १.**

એવી અનેક ઠેકાણે નિંદા લખેલી છે. નિંદા શિવાય કોઈ પણ દેવ શિલક રહ્યા નથી. શિવાય પોતપોતાના ઇષ્ટ દેવનું મા-હાત્મ્ય વર્ણન કરવા વાસ્તે એટલી પ્રૌઢી દેખાડેલી છે કે, કોના સ્મ-રણથી મુક્તિ, કોઈના નૈવેદ્ય ખાવાથી મુક્તિ, કોઈના દર્શનથી તો શું પણ દર્શન કરવાનું મનમાં આણ્યું એટલે મુક્તિ. આ પ્રમાણે સર્વત્ર મુક્તિ અને સ્વર્ગ ખુબ સસ્તાં થયાં? તે પ્રમાણે નર્ક પણ પગલે પ-ગલે અને પુણ્ય પણ ડગલે ડગલે, વૈષ્ણવની મુદ્રા ધારણ કીધી કે નરક પ્રાપ્તિ, ભસ્મ લગાડવાથી હજાર જન્મનાં પાતક જાય છે. બીલનું

માહાત્મ્ય, તુલસીનું માહાત્મ્ય, દુર્વાનું માહાત્મ્ય, વ્રતોનું માહાત્મ્ય યાત્રાનું માહાત્મ્ય વગેરે જ્યાં ત્યાં સર્વોત્કૃષ્ટ લખેલ છે ત્યારે ખરૂં સર્વોત્કૃષ્ઠ કયું આની ભ્રાંતી પડે છે, વૈષ્ણવોએ અને શૈવોએ પરસ્પરની ઘણી નિંદા કરેલી છે અને તેમજ દ્વૈતાદ્વૈત મતવાદીઓએ પણ એકમેકની ઘણી નિંદા કીધી છે. હવે બીજા બધા પુરાણો કરતાં ભાગવત એ પુરાણ સાંપ્રતકાળે પુષ્કળ અંશે અનુકૂલ છે, કારણ તેમાં ભક્તિવર્ણન વિશેષ હોઈ અહિંસા પ્રતિપાદન છે. આજપરથી તેનું માહાત્મ્ય વિશેષ છે. પરંતુ બીજા પુરાણોમાં આ ધોરણ નથી. શ્રાદ્ધમાં માંસ જોઈએ એવું બધા પુરાણમાં લખેલું છે. માંસવિના શ્રાદ્ધ કોઈ કરશે તો ત્યાં જાવું નહીં એવું લખેલું છે.

श्राद्धं न गच्छेत्तद्विप्रा कृतं यच्च निरामिषम् ॥—निर्णयसिंधु.

પરંતુ ભાગવતમાં—

न दद्यादामिषं श्राद्धे न चोद्यात्धर्मतत्त्ववित् ॥
मुन्यन्नैष्टया परा प्रीतिर्यथा न पशुहिंसया ॥

આ સર્વ કારણપરથી સચ્છાસ્ત્ર કયાં અને અસચ્છાસ્ત્ર કયાં એની તારવણી કરવાંની જરૂર છે. વાસ્તે ગુરૂ કરવા એવો સંપ્રદાય પડ્યો. એટલે ગુરૂએ બતાવેલ એક મત લઈ બેસવા ઠીક પડે છે. નહીંતો અનેક શાસ્ત્રના સમુદ્રમાં ગોથાં ખાઈને કીનારે આવવાનું અતી પ્રયાસનું હોઈ શકય નથી. અનેક વાદવિવાદ ને મતો ઉત્પન્ન થઈને બધો ગોંધળ થયેલ છે.

दश शैवपुराणानि सात्विकानि विदुर्बुधाः ॥
श्रद्धेयानि द्विजवरै—स्तेषां धर्मस्तु तत्र यत् ॥ १ ॥
वैष्णवानि च चत्वारि तामसानि मुनीश्वराः ॥
ब्राह्मे तु राजसे शैवे सेव्ये सर्वत्र संमते ॥ २ ॥
तस्माच्छैवानि विप्राणां पुराणानिहितानि च ॥
तस्मादेतेषु सर्वात्मा सांबः सर्वोत्तमोत्तमः ॥ ३ ॥
पूज्यः सर्वान्सुरान्हित्वा वैकुंठ प्रमुखानपि ॥
पशूनां पतिरीशानो ब्रह्माद्याः पशवः स्मृताः ॥ ४ ॥

શિવે મોહશાસ્ત્ર નિર્માણ કર્યાં તેવિશે પદ્મપુરાણમાંનાં વચનો—

त्वं हि रुद्र महाबाहो मोहनार्थं सुरद्विषाम् ॥
पाखण्डाचरणं धर्मं कुरुष्व सुरसत्तम ॥ १ ॥
तामसानि पुराणानि कथयस्व च साम्प्रति ॥
मोहनानि च शास्त्राणि कुरुष्व च महामते ॥ २ ॥
तथा पाशुपतं शास्त्रं त्वमेव कुरु सुव्रत ॥
कैलासशैवपाखाण्डं महाशैवादिभेदतः ॥ ३ ॥ इ०

દ્વારકામાં જવાનું મનમાં આણ્યું કે મુક્તિ થાય છે. આવિશે પ્રલ્હાદસંહિતામાં લખેલું છે કે—

यदा मतिं च कुरुते द्वारकागमनं प्रति ॥
तदा नरकनिर्मुक्ता गायंति पितरो दिवि ॥ १ ॥
यावंत्पदानि कृष्णस्य मार्गे गच्छति मानवः ।
पदे पदे ऽश्वमेधस्य यज्ञस्य लभते फलम् ॥ २ ॥

આપ્રમાણે કાશીનું પણ—

काशि काशीति काशीति त्रिवारं यः पठेन्नरः ॥
सोऽपिदेशांतरोवासि काशीवासफलं लभेत् ।
काश्यां तु मरणान्मुक्तिः स्मरणादरुणाचलः ॥ इ०

આવા હજારો માહાત્મ્ય, ભાષાનું સામર્થ્ય હતું તેટલું ખરચી લખેલા છે।

पादोदकं पिबेद्यो वै शालग्रामसमुद्भवं ॥
पञ्चगव्यसहस्रैस्तु प्राशितैः किं प्रयोजनं ? ॥ १ ॥
कोटिचान्द्रायणैश्चैव मासोऽपोषण कोटिभिः ।
तत्फलं प्राप्यते तस्मा—द्विष्णोर्नैवेद्यभक्षणात् ॥ २ ॥
ब्रह्महा वा ऽथ गोघ्नो वा पाखंडी सर्वपापकृत् ॥
गोपीचन्दनसम्पर्कात् पूतो भवति मानवः ॥ ३ ॥
शालग्रामशिलास्पर्शात् कोटिजन्माऽघनाशनं ॥
शालग्रामैकपजना—च्छतलिंगफलंभवेत् ॥ ४ ॥

ये ददाति द्विजातिभ्य-श्चन्दनं गोपिमार्दितं ॥
अपि सर्षपमात्रेण पुनात्यासप्तमं कुलम् ॥ ५ ॥
सत्सिद्धान्तमार्तंड.

એવા એક એક પ્રકરણપર હજારો ગ્રંથ છે, હવે આનું તાત્પર્ય જોયું તો, આ કેવળ આગ્રહ દેખાય છે. વાણીઆની દુકાને એક પાઈ આપી તો ગોપીચંદન મળે છે, અને તેથી એટલાં પાપ જાય છે તો પુણ્યની અતિશય સસતાઈજ સમજવી જોઈએ! હવે શિવની નિંદા લખી છે તે આ પ્રમાણે—

शैवान्पाशुपतान् स्पृष्ट्वालोकायतिक नास्तिकान् ॥
विकर्मस्थान् द्विजान् शूद्रान् सवासो जलमाविशेत् ॥

અને ભસ્મનું અને રૂદ્રાક્ષનું માહાત્મ્ય આવું લખેલું છે કે—

महापातकयुक्तो वा युक्तो वा चोपपातकैः ॥
भस्मस्नानेन तत्सर्वं दहत्यग्निरिवेन्धनं ॥
अरुद्राक्षधरो भूत्वा यत्किंचित्कर्म वैदिकं ॥
कुर्वन् विप्रस्तु मोहेन नरके पतति ध्रुवं ॥

હવે તપાવેલી છાપ લેવી એ વિશે લખેલું છે તે—

शंखचक्रे तापयित्वा यस्य देहः प्रदह्यते
स जीवः कुणप स्त्याज्यः सर्वधर्मबहिष्कृतः ॥-लिङ्गपुराण.
लांछिताश्च न संभाष्या—नस्पृश्याश्च कदा च न ॥
न तस्य निष्कृतिं दृष्ट्वा स्नानदानजपादिभिः॥-आदित्यपुराण.

તેમજ લિંગપૂજા માહાત્મ્ય એવું લખેલું છે કે,—

नास्ति लिंगाऽऽर्चनात्पुण्य—मधिकं भुवनत्रये ॥
तस्माल्लिंगं सदा पूज्य भक्तिभावेन निश्चयः ॥
अप्येकदिवसं भक्त्या—यः पूजयति शंकरं ॥
सोऽपि याति शिवस्थानं किं पुनर्बहुशोऽर्चन ? ।

આ પ્રમાણે ભજન પુજનનું માહાત્મ્ય વર્ણીને, અજ્ઞાની પણ જે-નાથી તે થયું તેને સદ્ગતિ પ્રાપ્તિ થઈ એવી અનેક કથા તેની પુષ્ટિ

અર્થે લખેલી છે. ઉદાહરણાર્થે, જેમ અજામિલ, તેમજ શિવરાત્રીની કથામાંહેનો પારધી, એવી અનેક કથા છે. એકે નૃસિંહની કથા વિષ્ણુભક્તનું શ્રેષ્ટત્વ દેખાડવાને લખી. પરંતુ બીજાએ મૃગની કથા લખી તેમાં નૃસિંહની ફજેતી કીધી. આવી ભિન્ન ભિન્ન મતલબે પુરાણમાં અનેક ગોટાળો ઉત્પન્ન કીધો અને નવા જુનાં વચનો પણ કર્યા તેથી ફરી અવિદ્યા અત્યંત વધી, અને હાલમાં દેખાય છે એ પરિણામ થયો, એટલે ઉપયોગી કામપર કોઈનું પણ લક્ષ્ય નથી!!! હવે પુરાણમાં વર્ણન કર્યા પ્રમાણે દેવાદિકનાં કર્મો ખરાબ છે, અને તે પ્રમાણે મનુષ્ય વર્તશે તો ફજેત થશે એ સ્મૃતિકારોને પણ જણાયેલ હતું. અને તેથીજ તેમણે મનુષ્યને તે પ્રમાણે કરવાને ઉત્તેજન ન મળે તેથી એવો નિયમ કરેલો છે કે, દેવોએ અને ઋષીઓએ જે કરેલ છે તે કરવું નહીં; પરંતુ તેણે કહેલ હશે તે માત્ર કરવું હારિત સ્મૃતિમાં આવું લખેલ છે કે—

अनुष्ठितं येन देवै–र्मुनिभिर्यदनुष्ठितं ॥
नाऽनुष्ठेयं मनुष्यैस्त–त्तदुक्तं कर्म आचरेत् ॥

તેમજ

नदेवचरितंचरेत् इत्यादि.

મુળમાં વેદની પ્રવૃતિ હતી ત્યારે વ્યાસે એવું લખેલું છે કે—

धर्मात्संजायते ह्यर्थो धर्मात्कामोऽभिजायते ॥
धर्मादेव परं ब्रह्म तस्माद्धर्मं समाऽऽश्रयेत् ॥
वेद प्रणहितो धर्मो ह्यधर्मः स्तद्विपर्ययः ।
वेदो नारायणःसाक्षा–दिति मे निश्चिता मतिः ॥
न केचिद्वेदकर्त्तारो वेदस्मर्त्ता चतुर्मुखः ॥
तथैव धर्मं स्मरति मनुः कल्पान्तरेष्वपि ॥

આઉપરથી પેહેલાં થઈ ગએલી જગત્‌માંના વેદ બ્રહ્મદેવને સંભાર્યા એવું હતું. અને વેદશિવાય બીજું કોઈ પણ ધર્મનું મૂળ નથી એવું છતાં પાછળથી પુરાણ વગેરે આજ ધર્મપ્રમાણે ગણવામાં આવ્યાં. હવે પુરાણમાં પણ બધું મિથ્યા જ્ઞાન છે એવું નથી. કોઈ ઠેકાણે

ધર્મનો ઉપદેશ વ કાંઈક ચમત્કારિક કથા અને કાંઈક ડહાપણ દૃષ્ટિએ પડે છે. ભાગવતમાં આરંભમાંજ પરિક્ષિત રાજાને શાપ હોઈને સાત દિવસમાંજ સર્પ દંશથી મૃત્યુ આવનાર એવું તેને માલમ પડ્યું ત્યારે હવે તરણોપાય શું કરવો ? એવો તેને વિચાર પડ્યો. એવી લેમેલનો વખત દેખાડી, તેટલામાં શુકાચાર્યનું આગમન થયું અને તેનું અતિ આણંદથી કરીને પરિક્ષિતે ભાગવત શ્રવણ કર્યું એવો ઉત્તમ પ્રસંગ કથારંભે દાખલ કર્યો છે, અને આથી કરીને લોકોની તેનાપર અત્યંત શ્રદ્ધા બેસે છે. હવે સમુદ્ર મંથન વગેરે સરખી કથા જોઈએ ત્યારે કેવળ અદ્ભુત દેખાય છે. તેમાં સર્પની દોરી, પર્વતનું રવાયું, અને દેવદાનવ ખેંચતા હતા, આ બધું આલંકારિક છે એવું દેખાય છે. તેવોજ નર્કાસુરનો વધ, ત્રિપુરાસુરનો વધ, મહિષાસુરનો વધ, એવી એવી જે વિલક્ષણ કથા છે તેમાંની કેટલીક તો બધા પુરાણમાં સરખીજ છે અને કેટલીક જૂદી છે. કોઈએ દસ હજાર, કોઈએ વીસહજાર અને કોઈએ પચાસ હજાર એવા આ પુરાણ ગ્રંથ રચાએલા હોઈ તેમાં પોતપોતાના જૂદા જૂદા મતો ઘણાજ દાખલ કરેલ છે, અને પોતાના મતની પ્રશંસા પણ પુષ્કળ કીધી છે. જેમ—

सर्वभूतदयायुक्तं वैष्णवं द्वेष्टि यो नरः ॥
स चंडालो महापापी रौरवं नरकं व्रजेत् ॥

શિવાલયની મિલકત કોઈએ લેવી નહીં આવિશે આવું કહ્યું છે કે.

वरं विषमपि प्राश्यं शिवस्वं नैव भक्षयेत् ॥
विषमेकाकिनं हन्ति शिवस्वं पुत्रपौत्रिकं ॥

ભાગવતમાં ભક્તિવિના બ્રાહ્મણ અતિશય નિંદ્ય કરીને લખેલું છે.

विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठं

પુનરપિ પદ્મપુરાણમાં—

न शूद्रा भगवद्भक्ता विप्रा भागवताः स्मृताः ।
सर्व वर्णेषु ते शूद्रा ये—ह्यभक्ता जनार्दने ॥

આજ મત લઈને ચારે વર્ણના વેરાગીબાવા એકત્ર થાય છે ને તપનો અંગિકાર કરીને વૈષ્ણવી મુદ્રા, તિલક, માળા વગેરે ધારણ કરીને બ્રાહ્મણથી પણ ભેખધારી પોતાને શ્રેષ્ઠ કેહેવરાવે છે. આ ભક્તસમાજનું રૂપ નિચે લખ્યાપ્રમાણે વર્ણન કીધું છે.—

ये कंठलग्नतुलसीनलिनाक्षमाला ये बाहुमूलपरिचिन्हितशंखचक्राः ॥
निस्संललाटपटले लसदूर्ध्वपुंड्रास्ते वैष्णवा भुवनमाशु पवित्रयन्ते !

આ રીતે હજારો લોક વૈષ્ણવ થઈ મઠ બાંધી બેઠા છે; અને રાધાકૃષ્ણનું ભજન કરેછે. પરંતુ આ તેના આરાધ્ય યુગ્મનો જે ઈતિહાસ લખેલો છે તે જોયો તો વિચારી મનુષ્યને રાધા કોણ ને કૃષ્ણ કોણ? રાધા બીજાની સ્ત્રી, અને તેનો પ્રેમ કૃષ્ણપર બેઠો. તેનો જે છાનોમાનો વ્યભિચાર થતો હતો તે બદ્દલ તેનો વર **અનયાગોપ** આ સદાય મેણા બોલતો હતો! એવું તે કૃષ્ણલીલાનું વર્ણન છે. પરંતુ પાછળથી આ વાત લજ્જાસ્પદ એમ દેખાઇ તેજવિષે ભક્તોએ બીજીજ કથા લખી; કે, રાધાગોવિંદ એ સ્વર્ગમાં ગોલોક છે ત્યાં નિત્ય રહે છે. તેજ નિચે ગોકુલમાં આવ્યાં. પરંતુ આ વર્ણનને અનુસરીને કોઈ વ્યભિચારી સ્ત્રી એવું કહેશે કે, હું ને મારો જાર એ પેહેલાં સ્વર્ગમાં ઈંદ્રલોકમાં રહેતાં હતાં. પરંતુ હવે મૃત્યુલોકમાં જન્મ લીધો છે તેથીજ તે પેહેલાંનો સ્નેહ અહીં ચલાવી છીએ. તો તે માન્ય થશે કે નહીં? ત્યારે આવી વાતોમાં ધર્મ વ્યતિક્રમ* વધારે દેખાઇ અનાચાર પ્રવૃત્તિ દર્શકતા દેખાય છે! મૃત્યુલોકમાં જન્મ હોઈને જે સ્ત્રીપુરૂષ વિધિપ્રમાણે લગ્ન કરીને રહ્યાં, તેનો પાતિવૃત્ય ધર્મ મુખ્ય છે. પૂર્વજન્મનો સ્નેહ કહી, જોઈએ તેમ કરવા છુટ કોણ દેશે? ત્યારે આવાં અવૈદિક ભજન, પંથ ને મતો ઉત્પન્ન થયાં એવી શંકા હમણા અમનેજ ઉત્પન્ન થાય છે એમ નથી; પરંતુ દશમસ્કંદના ૩૦ મા અધ્યાયનાં પરીક્ષિતે ચરિત્ર સાંભળ્યાં, ને

---

* दृष्टोधर्मव्यतिक्रमः साहसं च पूर्वेषां ॥ तेषांतेजो विशेषेण प्रत्यवायो न विद्यते ॥—आपस्तंब धर्मसूत्र पृष्ठ ७१.

તેમાં રાસ પંચાધ્યાયી હોઇને જેને રસિક વૈષ્ણવ અતિ પવિત્ર એમ માને છે. તે સાંભળી પરીક્ષિતરાજા શુકાચાર્યને કહે છે—

संस्थापनाय धर्मस्य प्रशमायेतरस्य च ॥
अवतीर्णो हि भगवा-नं शेन जगदीश्वरः ॥२७॥
स कथं धर्मसेतूनां वक्ता कर्त्ता ऽभिरक्षिता ? ॥
प्रतीपमाचरद्ब्रह्म न्परदाराभिमर्शनं ॥२८॥
आत्मारामो यदुपतिः कृतवान्वै जुगुप्सितं ॥
किमभिप्राय एतन्नः संशयं छिंधि सुव्रत ॥२९॥

श्रीशुकउवाच.

धर्मव्यक्तिक्रमो दृष्ट ईश्वराणां च साहसः ॥
तेजीयसां न दोषाय वन्हेः सर्वभुजो यथा ॥३०॥
नैतत्समाचरेज्जातु मनसा ऽपि ह्यनीश्वरः ॥
नशत्याश्वाचरन् मौढ्या ह्यथा रुद्रो ऽपिबद्विषं ॥३१॥
ईश्वराणां वचः सत्यं तथैवाचरितं क्वचित् ॥
तेषां यत्स्ववचो युक्तं बुद्धिमान्नैतदाचरेत् ॥३२॥
गोपिनां तत्पतीनां च सर्वेषामपि देहिनां ॥
यो ऽतश्चरति सो ऽध्यक्ष एषः क्रीडनदेहभाक् ॥३३॥

એટલે, ધર્મ સંરક્ષણવાસ્તે અવતાર લીધો તેજ ઈશ્વર, પરસ્ત્રીને વશ થઈ અધર્મ કેમ કરતા થયા ? એવો પરીક્ષિતનો પ્રશ્ન તેનો ઉત્તરઃ—અગ્નિ સર્વ બાળે છે, શિવે વિષ પીધું, ઈત્યાદિ. મોટાં મોટાં કાર્યો જોઈને ને તેમજ ઈશ્વરે અધર્મ કર્યો એટલે તેવાં વર્તન આપણે કરવાં નહીં; પણ તેનાં વચન માત્ર માનવાં એવો ઉત્તર દીધો. હવે આ ઉત્તરની યથાર્થતા જોઈતો ઘણોજ દોષ આવે છે. તે આવો કે—અગ્નિ આ જડ પદાર્થ હોઈ તેમાં જે નાંખ્યું તેને તે બાળે છે; આ જે તેનો સ્વભાવ ધર્મ તેનું દૃષ્ટાંત ઈશ્વર જે ચૈતન્ય રૂપને જ્ઞાનમય તેને લાગતું નથી. બીજો દોષ—વિષ પિવું આ અધર્મ ન હોઈ

સાહસ છે. ત્યારે જેવિષે શંકા છે તેમાં આનો સંબંધ મળતો નથી. ત્રીજો દોષ—ઈશ્વરમાં અધર્મ ને પાપ રહેતાં નથી ત્યાં તે કેમ રહ્યાં ? ને આમાં ઈશ્વરે મનુષ્યને કયો સન્માર્ગ દેખાડ્યો ? આ પણ તેમાં એક જાસ્તી શંકા ઉત્પન્ન થઈ. ચોથો દોષ—જ્યારે ઈશ્વરનું વચન માત્ર લેવું ત્યારે પાછળ બૌદ્ધાવતાર થયો તે બૌદ્ધનું વચન લેવું કે નહીં ? આ એક પ્રશ્ન નિકળે છે. અને પાંચમો દોષ પરદારાગમન બદ્દલ મનુએ શાસન લખેલું કે—

परदाराभिमर्षेषु प्रवृत्तान्नृन्महीपतिः ॥
उद्वेजनकरैर्दंडैश्छिन्नयित्वा प्रवासयेत् ॥३५२॥
तत्समुत्थोहि लोकस्य जायते वर्णसंकरः ॥
येन मूलहरो ऽधर्मः सर्वनाशाय कल्पते ॥३५३॥

मनु, अ० ८.

એટલે, બીજાની સ્ત્રીને જે બગાડે તેને પાંચ દાંભ દઈ દેશ બહાર કાઢી મુકવો. કારણ કે આવો વર્ણસંકર ને ધર્મ નાશ કરનાર જે મનુષ્ય તેને મોટો દંડ જોઈએ, એવો ન્યાય છે. ત્યારે રાસ પંચાધ્યાયી ને ગોપીગીત વગેરેમાં કૃષ્ણનું જે વર્તન લખેલું છે ને જેઉપરથી શુકાચાર્યને પરીક્ષિતનો આ વિષેનો પ્રશ્ન છે તેને ધર્મ કહેવો કે અધર્મ કહેવો ? અને ઈશ્વરમાં અધર્મનો સંભવ છે કે નહીં ? આવો પ્રશ્ન આવે છે. આઉપરથી એટલું અનુમાન થાય છે કે આ જે કૃષ્ણની ગૌરવરૂપ નિંદા જે કવિએ કરી તે કેવળ શૃંગારરસ ઘાલવા વાસ્તે કરેલી હોઈ તે બીલકુલ યથાર્થ નથી એવું સમજવું. કારણ, આવી દુષ્ટકથા ધર્મને લજ્જા લાવનારી હોઈ કોઈ ભંગડ લોકોએ મનમાં આવ્યું તેવું લખેલું છે. પરંતુ આ કવિત્વ ન સમજાઈ લોકોએ તે અવિચારે કરી ધર્મ કરી માન્યું. આનું પણ કારણ જોવાથી આ વર્ણન શ્રવણ કરતી વખતે વિચાર અત્યંત મંદ થઈને ગ્રંથકારે પોતાનું કવિત્વ સ્ફુર્ત કરી જે કાંઈ લખી રાખ્યું તે બધું યથાર્થ અને ધર્મમયજ થઈ બેઠું એ ખોટું થયું. ત્યારે સારાંશ આજ કે પુરાણોએ

ધર્મમાં અતિશય ગોટાળો કરી દીધો એવું લાગે છે. વાસ્તે આવા અદ્ભુત વર્ણનના ગ્રંથ ન હોત તો ઠીક થયું હોત. તોપણ એક વાત ખરી છે કે, મૂર્ત્તિપૂજા ને પુરાણમાંની આવી બડબડ વાતો એણેકરીને લોકોમાં ધર્મ સારો ઠસ્યો ને આ હિંદુસ્થાનમાં જેવા લોક ધાર્મિક છે તેવા કોઈપણ અન્ય દેશમાં નથી. ગરૂડપુરાણમાં પ્રેતકલ્પ કરીને છે તેમાં મનુષ્ય મરવા પછી તેનો પરલોકમાં જવાનો રસ્તો છે ત્યાંની અડચણ ને તેનો પરિહાર ઈત્યાદિ લખેલ છે! ને તેમજ મોટાં મોટાં નરકોનાં દુઃખો લખેલ છે. તે વાંચી અજ્ઞાની લોકોના મનમાં આ કલ્પિત છે એવું આવેજ નહીં. ત્યારે મરણ પછી આવી અવસ્થા છે એવું સમજીને ને તેનાપર વિશ્વાસ રાખીને લોક દાન ધર્મ કરે છે. ને આપરથી ગ્રહણ સમયે ને પછી દાન કરી પુણ્ય સાધવાનો રીવાજ પડ્યો છે. મરણ પછીની જે શિક્ષા ગરૂડપુરાણમાં વર્ણન કરેલ છે તેની લોકોના મનમાં મોટી ભીતિ જાગૃત થઈને તે મટાડવા વાસ્તે અલ્પ સ્વલ્પ પ્રશ્ચાત્તાપ દર્શક કંઈપણ કરે છે. પરંતુ આમાં એક દોષ ઉત્પન્ન થયો તે આવો કે જ્યાં ત્યાં પુરાણમાં બ્રાહ્મણનું મહાત્મ્ય દાખલ કરેલ છે. બ્રાહ્મણની પ્રસન્નતા સુખ દેનાર અને તેનો શાપ ઘાત કરનાર છે; મોટા મોટા રાજા પણ બ્રાહ્મણના શાપથી બળી ગયા અને બ્રાહ્મણની પ્રસન્નતા મેળવવી એજ ઈશ્વરની પ્રસન્નતા મેળવવાનો માર્ગ છે ને આજ વાસ્તે તેને દાન દેવું એવું લખેલું હોઈ તેપ્રમાણે આજપર્યન્ત ઉપદેશ થતો આવ્યો છે. આથીજ સર્વ ધર્મનું ધોરણ બ્રાહ્મણ ભોજન તરફ ગયું. ઉપયોગી કામનો બોધ સંકોચાઈ રહીને દિવસો દિવસ બ્રાહ્મણને વતનદારી ને 'દેખનેમેં ઢબુ ઓર ચલનેમેં શવરાઈ' સરખો અવિચ્છિન્ન ફોગટ ધર્મ મળવા લાગ્યો. અને તેપરથી બ્રાહ્મણોએ પોતાનાં કર્મ છોડી જેવા વેરાગીલોક અજ્ઞાનાવસ્થામાં હોય છે તેમજ બ્રાહ્મણલોક અજ્ઞાની થયા. જો બ્રાહ્મણોએ પોતાનું જ્ઞાનપ્રાપ્તિનું ખરૂં કર્તવ્ય વિસર્યું ન હોત તો આ દેશમાં પ્રાણિમાત્ર વિદ્વાન ને લખનાર વાંચનાર થયા હોત. લક્ષાવધી બ્રાહ્મણ

આચાર્ય થઈ વિદ્યાભ્યાસ, વ્યવહારીક જ્ઞાન ને કલાકૌશલ્ય શિખવત તો આટલા પાછા પડત નહીં. કારણ કે બ્રાહ્મણની સંખ્યા એટલી મોટી ને બુદ્ધિવાન્ છે કે તે સર્વે આપણીપાસે ગુરૂત્વ સ્વીકાર કરાવવાને યોગ્ય હોઈને તેપ્રમાણે તે જ્ઞાનદાતા ગુરૂ થાત તો દેશમાં અજ્ઞાની કરીને મનુષ્યપ્રાણી રહેત નહીં. પરંતુ તેણે પોતાનું અધ્યયન પણ છોડ્યું અને અધ્યાપન પણ છોડ્યું તેથીકરીને નિરૂપયોગી ધર્મ કેવળ દિવસોદિવસ વૃદ્ધિ પામ્યો ને ભિક્ષુકવર્ગ વધ્યો. ત્યારે સારાંશથી જોતાં પુરાણમાંના વર્ણક્રમપરથી તે કેવળ નિરપેક્ષ બુદ્ધિએ ને લોકને સદ્દસદ્વિચારનું જ્ઞાન થાય એટલા વાસ્તે કર્ત્તાએ કરેલ ન હોઈ તેમાં બ્રાહ્મણનો સ્વાર્થ દેખાય છે અને તેપરથી તત્સંબંધી એકંદર પુજ્યબુદ્ધિ નાશ થાય છે, આ વાત ઉપર છેડો આવેછે. હવે આ પુરાણમાંનાં જે પુરાણ મારા જોવામાં આવેલ છે તેનાં મૂળ શ્લોક લખું છું.—

१. तपस्वाध्यायनिरतं मार्कंडेय महामुनिम् ॥
व्यासशिष्यो महातेजो जैमिनिः पर्यपृच्छत ॥—१ **मार्कंडेय.**

२. सूतमेकांतमासीनं नैमिषारण्यवासिनः ॥
मुनयोदीर्घसत्रांते प्रपच्छुर्दीर्घसंहिताम् ॥——२ **मत्स्य.**

३. नैमिषेहरिमीजाना ऋषयःशौनकादयः ॥
तीर्थयात्राप्रसंगेन स्वागतंसूतमब्रुवन् ॥———३ **अग्नि.**

४. सर्वचैतन्यरूपांता माद्याविद्यांचधीमहि ॥
बुद्धिंयानःप्रचोदयात् ॥——————४ **देवीभागवत.**

५. जन्माद्यस्ययतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञःस्वराट्
तेनेब्रह्महृदायआधिकवयेमुह्यंतियत्सूरयः ॥
तेजोवारिमृदांयथाविनिमयोयत्रत्रिसर्गोमृषा
धाम्नास्वेनसदानिरस्तकुहकंसत्यंपरंधीमहि ॥१—
नैमिषेनिमिषक्षेत्रेऋषयःशौनकादयः ॥
सत्रंस्वर्गायलोकायसहस्रसममासत ॥ २—**श्रीमद्भागवत.**

६. इतिहासपुराणज्ञंवेदवेदांगपारगं ॥
धर्मशास्त्रादितत्वज्ञंवसिष्ठतनयाऽऽत्मजं ॥ १—
पराशरंसुखासीनमृषिंमुनिवरोत्तमं ॥
मैत्रेयःपरिपप्रच्छप्रणिपत्याभिवाद्यच ॥२—६ विष्णुपुराण.

७. नमस्तस्मैगणेशायब्रह्मविद्याप्रदायिने ॥
यस्यागस्त्यायतेनामविघ्नसागरशोषणे ॥—७ गणेशपुराण.

८. धर्मक्षेत्रेकुरुक्षेत्रेगंगाकालिंदिसंगमे ॥
प्रयागेपरमेपुण्येब्रह्मलोकस्यवर्त्मनि ॥—८ शिवपुराण.

९. ईशानिशादिभेदेनव्याकुलंसकलंजगत् ॥
निरीक्ष्यश्रोत्रियःकश्चिच्छ्रुतार्थावगतिक्षमः ॥—९ आत्मपुराण.

१०. नमोरुद्रायहरयेब्रह्मणेपरमात्मने ॥
प्रधानपुरुषेशायसर्गस्थित्यंतकारिणे ॥—१० लिंगपुराण.

११. त्रैलोक्यराज्यमाच्छिद्यबलेरिंद्राययोददौ ॥
नमस्तस्मैसुरेशायसदावामनरूपिणे ॥—११ *वामनपुराण.

१२. नमस्तुतेप्रमेयायविष्णवेकूर्मरूपिणे ॥
पुराणंसंप्रवक्ष्यामियदुक्तंविश्वयोनिना ॥—१२ कूर्मपुराण.

१३. वंदेवृंदावनासीनमिन्दिरानन्दमन्दिरं ॥
उपेंद्रंसांद्रकारुण्यंपरानंदप्रभुंहरिं ॥——१३ बृहन्नारदीय.

१४. यस्याऽऽज्ञयाजगत्स्रष्टाविरंचिपालकोहरिः ॥
संहर्त्ताकालरुद्राऽऽख्योनमस्तस्मैचसौरिणे॥—१४ आदित्यपु.

---

(वामनपुराण द्वितीयपाठ.)

*११. पुलस्त्यमृषिमासीन माश्रमेवाग्मिनांवरम् ॥
नारदःपरिपप्रच्छपुराणंवामनाऽऽश्रयम् ॥
कथंभगवताब्रह्मन्विष्णुनाप्रभविष्णुना ॥
वामनत्वंधृतंपूर्वंतन्ममाचक्ष्वपृच्छतः॥२॥११वामनपुराण

१५. अजमजरमनंतंज्ञानरूपंमहांतं ॥
शिवममलमनादिंभूतदेहादिहीनं ॥
सकलकरणहीनंसर्वभूतस्थितंतं ॥
हरिममलममायंसर्वगंवंद्यमेकं ॥१॥
नमस्यामिहरिंरुद्रंब्रह्माणंचगणाधिपं ॥
देवींसरस्वतींचैवमनोवाक्कर्मभिःसदा ॥२॥
सूतंपौराणिकंशांतंसर्वशास्त्रविशारदं ॥
विष्णुभक्तंमहात्मानंनैमिष्यारण्यमागतं ॥३—१५ गरुडपुराण.

१६. तप्तहाटककेशांतंज्वलत्पावकलोचनः ॥
वज्राधिकनखस्पर्शदिव्यसिंहनमोस्तुते ॥—१६ नृसिंह.

१७. ध्यायेत्स्थिरेणमनसागणेशंसर्वसिद्धिदं ॥
बुद्धिप्रकाशकंपूर्णयोगिनाहृदिसंस्थितं । १
जितंतेनाखिलंनानाब्रह्मवर्णनवर्णितं ॥
नानाजगत्समूहंवैगणेशेनोभयंकृतं ॥ २ ।—१७ मुद्गलपु.

१८. तंमन्महेमहेशानंमहेशानप्रियार्भकं ॥
गणेशानंकरिगणेशाननमनामयं ॥——स्कंदपुराण.

१९. यद्योगिभिर्भवभयार्तिविनाशयोग्यमासाद्यवंदितमतीवविविक्तचित्तैः ॥ तद्वत्पुनातुहरिपादसरोजयुग्ममाविर्भवत्क्रमविलंघितभूर्भुवस्वः ॥ १
ईश्वरंजगतामाद्यंप्रणम्यपुरुषोत्तमं ॥
नित्यज्ञानमयंवक्ष्येपुराणंकालिकाह्वयं २ ॥
मार्कंडेयमुनिश्रेष्ठंस्थितंहिमधरांतिके ॥
मुनवःपरिपप्रच्छुःप्रणम्यसनकादयः ॥ ३—१९ कालिकापु

२०. सुरासुरःशिरःश्रेणीनिघृष्टमणिरंजितं ॥
हरेःपादाम्बुजद्वन्द्वमभीष्टफलमस्तुनः ॥—२० नारदीयपु.

२१. नैमिषेनिमिषक्षेत्रेऋषयःशौनकादयः ॥
सूतंधर्मविदंश्रेष्ठंपरिपप्रच्छुरादृताः ॥ १
शौनकंतुपुरस्कृत्यसर्वप्रश्नार्थकोविदं ॥
सूतस्याग्रेसमासीनंभासमानंस्वरोचिषा ॥ २–२१ ब्रह्मवैवर्त्त.
नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमं ॥
देवींसरस्वतींव्यासंततोजयमुदीरयेत् ॥———भारत.

આ ગ્રંથને પુરાણમાં ગણતા નથી, ઇતિહાસમાં ગણે છે.

कूजंतंरामरामेतिमधुरंमधुराक्षरं ।
आरुह्यकविताशाखांवंदेवाल्मीकिकोकिलं ॥–रामायण.

આ કાવ્યમાં ગણેલ છે. કાવ્યનું તાત્પર્ય, કથા થોડી હોઈ તે કવિએ રસ ભરેલ કરેલી અને તેમાં સ્વકપોલ કલ્પિત કથા દાખલ કીધી એટલે તે કાવ્ય કહેવાય.

## परिशिष्ट.

प्रेषाध्याय, कुंतापाध्याय, निविदाध्याय, सुपर्णाध्याय, यमगाथा ने वालखिल्याध्याय કરીને વેદનાં પરિશિષ્ટ છે. પરંતુ તે વેદપારાયણમાં લેવાં નહીં એવું છે એટલે જૂદાંજ લખીએ છીએ.

| | |
|---|---|
| ॐ अग्निर्देवेद्धः० | निविदाध्याय. |
| ॐ इदंजनाउपश्रुत० | नाराशंसि. |
| ॐ वच्यस्वरेभवच्यस्ववृक्षे० | कुंतापाध्याय. |
| ॐ वायुरग्रेपायज्ञप्री० | प्रेषाध्याय. |
| ॐ त्रयइमेलोकाः० | यमगाथा. |

આવાં પણ છુટક પ્રકરણો છે.

વેદમાં આ પરિશિષ્ટ મધ્યે મધ્યે પુસ્તકમાં દાખલ છે ને પૃથક્ પૃથક્ પણ છે. જેમ–श्रीसूक्त આ પરિશિષ્ટ પુસ્તકમાં છે; ને चरणव्युह, सर्वानुक्रम ઇત્યાદિ આ પૃથક્ હોઈ તેને પરિશિષ્ટજ કહે છે. શુક્લયજુર્વેદનાં અઢાર પરિશિષ્ટ છે.

સ્વાધ્યાયના પેટામાં વેદ, વેદાંગ, ઉપાંગ, ઉપવેદ, અને ઈતિહાસ ચરિત્ર, આ બધાં આવેછે. તે આ ગ્રંથના પૃથક્ પ્રકરણમાં દાખલ કરેલછે.

## ઉપસંહાર.

હવે ઉપરના એકંદર ગ્રંથપરથી ને તેના ત્રોટક–તુટક વિવેચન પરથી આપણું ખરૂં કર્ત્તવ્ય શું અને તેથી કેટલા દૂર છીએ આનો સદસદ્વિચાર કરવા ઠીક પડશે. ને તેથી તદ્વિષયક કાંહીં દાખલ કરીને પ્રકૃત પ્રકરણ પુરૂ કરૂં છું.

આ દેશમાં બે ત્રણ હજાર વર્ષથી ધન વૃદ્ધિનાયોગે વિચાર મંદ પડ્યો, બુદ્ધિહીન થઈ, અને આ ખરાબ આચરણના જોરેકરીને સર્વ દેશ ભોળો થઈને પ્રાય: મરણતુલ્ય થયો! તેજપરથી આવા અતિ મૂર્ખ ને નિર્બળ દેશનો નાશ કરનાર સ્વચ્છંદી રાજા થયા ને તેને સુખથી રાજ્ય કરવા સાંપડ્યું. એતદ્દેશીય "રાજા" આ નામ કેવળ મૂર્ખવાચક થયું! સર્વકાળ ભાંગ અફીણ ખાઈ રહેનાર, ને અક્ષર-શત્રુ એવા માણસો સાધુમાં ગણાયા અને એવા લક્ષાવધિ લોક રમતા-રામ ને તીર્થવાસી થઈને ફરે છે. ભટ ભિક્ષુક આણે તો સર્વ વિદ્યાનો ત્યાગ કરીને સ્વાર્થ સાધવાપરજ લક્ષ રાખ્યું! આપરથી ને પ્રજા ઉ-દાસીન ને મૂળથી અજ્ઞાનમાં વધેલી એવી હોવાથી તેને પરદેશની કિંવા સ્વદેશની કાળજી બીલકુલ રહી નહીં. દુષ્ટ રાજાને શિક્ષા કરવાની જે સ્વતંત્ર બુદ્ધિ તે જઈને સર્વએ કહેવું કે, હવે રાજાએ તાલ કરવા માંડ્યો, તે રાજ્ય બુડાવશે; પરંતુ તેનો ઉપાય કરવાને કોઈએ જોવું નહીં એવો નિંદ્યકાળ આવ્યો. પરકીય રાજા આવ્યો તો એક ભિક્ષુકે બીજાને ઘરે જઈ ધીમેથી કહેવું કે, ગામમાં ફુલાણો પેઠો છે, તેણે દરવાજા બંધ કીધા છે, એવું એવું માંહોમાંહ અહીંથી તહીં કહેતા ફરવું. પરંતુ કોણ આવ્યો અને ક્યાંથી આવ્યો તેનું ઠેકાણું નહીં! મુસલ-માનોએ છસો વર્ષ રાજ્ય કીધું, ને અહીં ખરાબ ગતિ પણ કરી. પરંતુ આ કોણ, આનો ધર્મ મતલબ ને ધોરણ શું આ વિષે એક પણ હિંદુએ વિચાર કર્યો નથી અને કોઈ ગ્રંથ પણ લખેલો ન હોઈ આજપર્યંત કોઈને કાંઈ ખબર પણ નહોતી. પેટવાસ્તે ફારસીભાષા શીખ્યા, હકીમનું

ઔષધ લેવા લાગ્યા, ને ફોજમાં તબીબ રાખવા લાગ્યા. મુસલમાન ગવૈઆ આણે તો ગાંધર્વવેદને પણ હઠાવ્યો, તોપણ તેનો શોધ કીધો નહીં, હમણા તો તેજ બહુતેક લોક ઈંગ્રેજી શીખે છે. સારાંશ ભાડાના બળદ પ્રમાણે, જે નાથ ઘાલે અને લાકડી મારે તેની આગળ ચાલવાનો ક્રમ પડ્યો, આ પ્રમાણે લોક સ્થિતિ થઈ. આ પ્રમાણે, આટલા ઉદાસી, બેપરવા, બેફીકર ને પરાક્રમહીન એવા લોક આ ભૂમંડલમાં કોઈ પણ નહીં હશે!! આફ્રિકાખંડમાંના સિદ્દી માત્ર આવા છે. તેના ગામમાંથી ગુલામ પકડી લેછે. પરંતુ પકડનારા ગયા એટલે રહેલાએ બારણા ઉઘાડવાં. તેમજ, હિંદુલોકની ઉપર સ્વારી કરનારાએ આજ મથુરા લુંટ્યું, કાલ કનોજ લુટ્યું, પરમ દિવસે નગર કોટ (જ્વાલામુખીનું શોહેર), પછી થાનેશ્વર (કુરૂક્ષેત્રનું શોહેર) એમ ક્રમેકરીને શોહરો લૂટી દ્રવ્ય લીધું. તથાપિ તેનો કંઈપણ વિચાર ન કરતાં શત્રુ ગયા એટલે લોકોએ દરવાજા ઉઘાડી ઉદ્યોગ ધંધે લાગવું. જેમ બકરાનાં ટોળામાંથી આજ પચાસ માર્યાં, કાલ સો માર્યા તોપણ બાકીનાને તેની દરકાર ન હોઈ ચરતા ફરે છે તેજ પ્રમાણે આ હિંદુલોક ઘણાક દિવસ નરપશુ બની રહ્યા !! આળશુ, ઉદાસીન, અવિચારી, નિરૂદ્યોગી, અલ્પદષ્ઠિ ને કુવાના દેડકાનીપેઠે પોતાનાજ છંદમાં ગુંથાઈ જપ તપ ને અનુષ્ટાન કરતા બેઠા અને હજી પણ બેસે છે! પરંતુ આવા ઘોર અજ્ઞાનમાં એકમેકના નાશને પ્રવૃત્ત થયેલા સર્વ હિંદુસ્થાનવાસી લોક આને, ઈશ્વરકૃપાથી ઈંગ્રેજ સરકારનો અમલ થવાથી પુનરપિ આ દેશમાં ખરા વિચાર પ્રદિપ્ત થઈને પરદેશનું જ્ઞાન પ્રાપ્ત થયું આ પણ મોટી ઉત્તમ વાત થઈ. લોકોને તેની શિક્ષાયોગે ભૂગોલ, રાજ્યનીતિ ને વ્યવહાર વગેરે સમજાવાં લાગ્યાં, ને તેમજ મહાન અનર્થ એટલે સતીદહન, કન્યા હત્યા, આત્મ હત્યા, જન્મપર્યંત વૈધવ્ય, ગુલામગીરી, વગેરે ચાલુ થયેલ હતી, તે સર્વ અનર્થ વસ્તુતઃ અનર્થજ હોઈ ખરો ધર્મ નહોતો, એવી સમજ પડવા લાગી, આથીજ ઈંગ્રેજ સરકારના ઉપકારની કૃતજ્ઞતા ધ્યાનમાં લેવા શિવાય કોઈપણ વિચારી પુરૂષ રહેનાર નથી. વ્યાપાર, ખેતી, લોકોપયોગી કામો, વિદ્યાલય,

સંગ્રહસ્થાન, રેલવે, વગેરે સર્વોપયોગી ને સુધારણાના પ્રકાર વૃદ્ધિંગત થઈને સૂર્યોદય સરખો આ દેશપર અંધકારનાશક ઉજાસ પડ્યો. આ વાત લક્ષમાં રાખવાજોગ છે. લોકોની જીભ ને લેખણ ખુલ્લી થઈ આપરથી અનેક પ્રશ્ન નિકળવા લાગ્યા.* જ્યારે બુદ્ધિ મંદ હતી ત્યારે કોઈપણ પ્રકારના પ્રશ્ન નિકળતા ન હોઈ ખરાખોટાનો વિચાર પણ થતો ન હતો. તે દુઃસ્થિતિ બદલાતી ચાલી; સ્વાધ્યાય એટલે સ્વ-પરદેશનો ઈતિહાસ, ધર્મ, વિદ્યા, કલા, ભાષા, ને રાજ્ય સ્થિતિ આ બધાનો અભ્યાસ આ નીચે લખ્યા મુજબ ચાલુ થયો. પરદેશની વિદ્યા ને રીતભાત જેને માલુમ નથી તે કુવામાંના દેડકાં પ્રમાણે અજ્ઞાન રહે છે, આજ વાસ્તે દેશાવર પરનું જ્ઞાન આપણી સાથે તુલના કરી જોવા વાસ્તે આવશ્ય હોઈ તેથીકરી વ્યાપાર વગેરેની વૃદ્ધિ થાય છે. પરંતુ ઘણા દિવસોથી ત્યાં અલક્ષ્ય કરવાથી હિંદુલોક કેવળ અજ્ઞાનમાં ચાવડીપર માર ખાઈ પોતાના ઘરમાં પ્રતિષ્ઠા મેળવનારા એવા નિંદ્ય સ્વભાવના થયા! તેને જાગૃત કરવાને જે કોઈ મહેનત લે છે તે જાણે છે કે, આ કેટલા આળશુ, ઉદાસીન, સ્વહિત તરફ દુર્લક્ષ્ય કરનારા ને કેટલા પ્રકારની ભ્રાંતિથી વેષ્ટિત—વિંટાએલા છે! જે મોટા પંડિત કહેવાય છે તેણે તો આ ભ્રાંતિનો બોજ બહુજ વધારી કેવળ નિરૂપયોગી લોકના વર્ગમાં પડી રહ્યા છે. તે કેહે છે કે અમારા સમાચાર લેનાર ને માન રાખનાર ગયા. પરંતુ તેણે એવું સમજવું કે, જ્યારે દેનાર હતા ને હજી પણ સ્વદેશીયરાજ્યમાં તેવા છે ત્યારે ને ત્યાં આપે શું પ્રયત્ન ને શું પરાક્રમ કીધું? આપણે પરાક્રમી થવું, ઉપયોગી થવું, અને કુવિચારીપણું ને દુર્જનપણું છોડી દઈને સન્માર્ગમાં લાગવું સબબ આ ગ્રંથકારની કરદ્વય જોડી સર્વને પ્રાર્થના છે કે

---

* જીભને લેખણ આના ઔદાર્યથી સરકારે અમને સ્વાતંત્ર દીધું ખરૂં, પરંતુ અમને તેનો યોગ્ય ઉપયોગ કરી લેવાનું જ્ઞાન ન હોવાથી અમારૂં તે સ્વાતંત્ર્ય દયાળુ સરકારને અનર્થવાળું જણાઇ તેણે તે આ તરફ સંકોચમાં આણેલ છે. તોપણ અવશિષ્ટ સ્વાતંત્ર પણ અમો હતભાગી લોકોને અપૂર્વજ હોઇ તેટલા વાસ્તે અમારે સરકારનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માનવો અવશ્ય છે.

તેણે યથાર્થ સ્વાધ્યાયમાં લાગવું. જગતનું જ્ઞાન મેળવવું; સત્ય ઈતિહાસ જોવો, જે વાતને કાંઈ આધાર નથી તે અસત્ય માનવી. સર્વ બાબતને પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, ને શાબ્દ આ જે પ્રમાણો પૂર્વ ઋષીઓએ ઠરાવ્યાં છે તે લગાડી જોવાં; જે કોઈ કહે તે સાંભળી કેવળ નંદીના પોઠીઆનીપેઠે ડોક હલાવવી નહીં; લોકોના અભ્યુદયમાં આડો પગ ઘાલવો નહીં; અનેક તરેહનું સ્વપરદેશીય જ્ઞાન, અને પુરાતન તેમજ સાંપ્રત માહિતી, આ ગ્રહણ કરી તે લોકને પ્રાપ્ત થવાનાં સાધનો વધારવાં, અને નૂતન વિચારમાં જે કાંઈ ન્યાયને, નીતિને, અને સત્યને અનુસરતું હશે તેજ ધૈર્યથી સ્વિકારવું. અને સ્વાર્થબુદ્ધિ છોડી દેવી. એજ સ્વાધ્યાયનું મુખ્ય ફળ છે. કોઈ નાક થોભી બપોરપર્યંત, પાઠપૂજા કરે છે; કોઈ ગોખતો બેસે છે; કોઈ થાકતા સુધી જપ કરે છે; અને તે તે પ્રમાણે લોક કહે છે કે, અમુક અતિશય સ્નાન સંધ્યાશિળ, ધર્મિષ્ટ ને પુણ્યવાન્ છે. પરંતુ આવો વખત લગાડનાર પોતાનો પણ ઉદ્યોગ બુડાડે છે ને બીજાને ખરાબ ઉદાહરણ દેખાડી બગાડે છે. તે તેમાનું સ્પષ્ટ ફળ છે, અને તેમાં બાજીરાવ જેવા ઋત્વિજપણું કરનારા તેમજ પગમાં ઘુઘરા બાંધી ભજન કરનારા એવા રાજા થયા ત્યારે બાવાભટ આનું અતિશય પાકી દેશમાંનો ઉદ્યોગ ધંધો બુડતાં તેમજ તેને ઉત્તેજન ન મળી વ્રત, ઉદ્યાપન, ને બ્રાહ્મણ ભોજન એજ માત્ર વધતાં, ને આપરથીજ મેહેનતી ને કુશલલોક દીલગીર ને ઉદ્યોગરહિત થઈને આજ સુધી કોટચાવધી રૂપિયાનો વિલાયતી ને ચીની માલ ખપવા લાગ્યો. અહીંનો વ્યાપારધંધો નહીં સરખો થયો. તોપણ લોક અધાપિ નિદ્રામાં ને લાડવાની રેલ છેલમાંજ છે. કોઈએ પાંચલાખ રૂપીઆ ખરચી યજ્ઞ કર્યો, કોઈએ પંદરલાખ રૂપીઆ ખરચી બ્રાહ્મણ ભોજન કર્યું, કોઈએ વિસલાખ રૂપીઆના દાગીના દેવને પહેરાવ્યા. આ પ્રમાણે દ્રવ્ય ઉધળી જવા માંડ્યું. પરંતુ જ્ઞાન વધારવાનું બંધ પડીને ભીખારીની સ્તુતિપર દષ્ટિ દઈને તે વ્યર્થ સ્તુતિ સંપાદન કરવા વાસ્તે લાખો રૂપીઆ ઉડાવ્યા એટલુંજ. આ પ્રમાણે જે ધર્માત્મા કરીને ગોપાળરાવ મૈરાળ સરખા અને ચંદુલાલ

ને અહિલ્યાબાઈ સરખાં થયાં તેણે ઉદારપણાથી ખર્ચ કર્યો ખરો. પરંતુ તેથી સૂતર, દીવાસળી કાચ કિંવા સોય કાતર આમાંથી એક પણ ઉપયુક્ત પદાર્થ કરવાનું ડહાપણ ન આવતાં સર્વ ધંધો બુડી બેઠો! જે ધર્માત્મા, ને સાધુરાજા થયા, તેણે ભીખારી, કાવડવાળા, પ્રદક્ષિણા કરનારા, બ્રહ્મચારી, સંન્યાસી, આનીજ સંખ્યા વધારી, પરંતુ કોઈપણ ઉદ્યોગની ને વિદ્વાનની સંખ્યા વધી નહીં. આવો ક્રમ ચાલવાથી દેશમાં અડધાલોક નિરૂદ્યોગી, લઠ્ઠ ભારતી, ને ફોગટની પ્રતિષ્ઠા મેળવી સર્વ કામમાં શૂન્ય એવા થયા! હવે આ લોક પણ સુખમાં છે એવું નથી. તેપણ દરિદ્રી ને દુઃખીજ છે. તેનું પોષણ કરનારા કંટાળી આપણા અંગપર આ ગીંગોડા ને બગાં બેઠેલ છે એમ સમજે છે. આજ વાસ્તે ઉદ્યોગ ધંધો વધારવો એજ મુખ્ય કર્તવ્ય, ને આકર્ત્તવ્ય પણ જ્ઞાનશિવાય સમજવામાં આવનાર નથી. આપણું શું બુડ્યું અને શું રહ્યું એ જ્યારે સમજાયું ત્યારે તેના વાસ્તે ઉપાય કરતાં આવડશે, ને ખરૂં કર્ત્તવ્ય સમજાશે. પરંતુ બધી પુંજી આળશ ને દરિદ્રતા વધારવામાં ગઈ અને જ્ઞાન ને માહિતી મુળગીજ નહીં હશે તો, તે આવશે કયાંથી? ત્યારે સ્વાધ્યાય એટલે પોતાનું હીત ચિંતન, તે હિત બે પ્રકારનું: પ્રાંપચિક ને પારમાર્થિક કરીને કણાદમુનિ કહે છે.—

अथातोधर्मजिज्ञासा

यतोऽभ्युदयनिःश्रेयस्सधर्मः इति.

આવો પ્રાચિન મહર્ષિનો લેખ છે. તેપર ધ્યાન રાખી આ તરફ સંકોચિત બુદ્ધિના નિબંધકારને બુડતા કાળના કવિ ને ભટ આના ગ્રંથમાં સત્સિદ્ધાંત બીલકુલ નથીજ આ પાકું ધ્યાનમાં રાખવું. પેટ ભરવાવાસ્તે ને લોકને ગાંડા કરવાવાસ્તે યાજ્ઞિકોએ વ્રતાર્ક, વ્રતખંડ ને દાનખંડાદિક ગ્રંથ લખ્યા. જજમાનીઆએ પોતાના ફાયદાવાસ્તે ગરૂડપુરાણ, પ્રેતકલ્પ, અંત્યેષ્ટિ વગરે લખ્યાં. અને ભટ્ટોએ આચારાર્ક, નિર્ણયસિંધુ, તિથિનિર્ણય ઈત્યાદિ અનેક મતલબસિંધુ લખ્યા ને તેનો હેતુ પણ પૂર્ણપણાથી સિધ્ધ થયો! પુરૂષ ને સ્ત્રી સર્વ જાતિપાશમાં પડ્યા ને બુડ્યા અને સર્વ લોક કુતરાબિલાડાથી પણ નીચ થઈને

પરસ્પર કલહ કરવા લાગ્યા ને નાનાપ્રકારનો દ્વેષ ને કુબુદ્ધિ ઉત્પન્ન થઈ. આખરે આ અનર્થ સ્થિતિમાંથી બહાર આવી પૂર્વસ્થિતિ-ઉપર આવશે એવું પણ નજ હતું. પરંતુ ઉપર લખેલા પરદેશસ્થ ને સુધરેલા લોક ઈશ્વર પ્રેરણાએ અહીં આવી તેનો અમલ બેઠો, ત્યારે તેની સંગતથી આંખ ઉઘડવા લાગી, ને બોલ્યા તો ફાવવા લાગ્યા. સ્વદેશીય રાજ્યમાં ને મૂર્ખ રાજાના અમલમાં, પ્રસ્તુત આપણે નિર્ભયપણે ને સ્વસ્થપણે જે વાત બોલીએ છીએ આવી વાત મોંમાંથી બહાર કાઢવા પણ કોણ સમર્થ હતું? ત્યાં ને તે વખતે જીભને ને લેખણને તાળુંજ હોઈને સર્વ સ્વચ્છંદિપણે ચાલતા હતા! આ વિચાર આખરે સર્વને સમજાશે ને સમજાવવું જોઈએજ.

સ્ત્રી ને પુરૂષમાં ભેળવવાથી પુરૂષની રીતભાત ને ભાષણ વ્યવહાર શુદ્ધ થશે. કારણ કે સ્ત્રીએ સ્વભાવથીજ ધર્મશિલ, શ્રદ્ધાળુ ને પવિત્ર હોય છે ને પુરૂષ ઠાંડ પણ જગતના માહીતગાર હોય છે. ત્યારે તે દ્વારાએ તે માહિતી સ્ત્રીને થાય છે ને સ્ત્રીના સાહચર્યથી સાત્વિક ગુણ ને પવિત્રતા આ પુરૂષમાં આવે છે. પરંતુ ઉભયને આ લાભ થશે એ ધ્યાનમાંથી છોડી સ્ત્રીને ગોંધી રાખે છે! આ પણ ચાલ સુધારવી જોઈએ.

હિંદુ લોક જેવા સોસક અને સાત્વિક લોક બીજા નથી. આનું કારણ આજ કે, તેને કાંઈ સમજાતું નથી અને તે મધ્યે એક નિશ્ચય ને ધૈર્ય નથી. વિધવા વંપન કરવા ભટે કહ્યું તો તે અબલાપર જુલમ કરવા તૈયાર (!) ને દસ વર્ષમાં લગ્ન કરો કહ્યું તો સર્વ સાંભળે છે. આ પ્રમાણે જે ઘરમાં જુલમ સોસે છે તેને બહાર જુલમ સોસવાની ચાલ અને સંવય લાગે છેજ. તેને અશક્તપણું આવ્યું એ એક આ સોસકપણામાં મોટું કારણ છે. પરંતુ બીજું કારણ આવું છે કે*

* ગામમાં એકાદ બ્રાહ્મણની છોડી ૧૪ વર્ષની લગ્ન શીવાય રહી કિંવા એક છોકરો વિલાયત જઈ આવ્યો કે ગામમાં જ્યાં ત્યાં ગડબડ થઈ સભા થવા માંડે છે. પરંતુ સરકાર દરબારમાં એકાદ મોટો કાયદો થતો હોય તેનો વિચાર કરવો એટલે લોકોને ઊંઘ આવે છે. આ પ્રમાણે નિરૂપયોગી કામમાં જાગ્રતા અને ઉપયોગી કામમાં ઊંઘ એવો લોકોનો પ્રકાર થયો છે.

ઘરમાં સ્ત્રીમધ્યે ને તેવાજ આર્જવી લોકમાં બેસી બેસી પરદેશમાં ન જવાથી ને અનેક લોકમાં ન ભેળાયાથી નવી પ્રજા બાવરી થાય છે. પેહેલાં રામચંદ્ર, અર્જુન, વિક્રમ, શિવાજી આના જેવા જે મહાન્ પરાક્રમિ પુરૂષો થયા, તે ઘરમાં બેસી થયા નથી. તો તે રાન વનમાં ને ગુરૂગૃહે રહેવાથી પરાક્રમી નિકળ્યા. તે, ખરાબકાળ આવ્યો તો તેને પણ રોકી રાખે એવા હતા, અને તેથીજ તેના હાથે પરાક્રમ થયાં. તેવાંજ પરાક્રમ હાલમાં ઈંગ્રેજ પાસેથી ઈશ્વર ઘડાવે છે તો આ પ્રમાણે થવાની ઈચ્છા રાખી પ્રયત્ન કરવો એજ એક સ્વાધ્યાયનો ઈષ્ટાર્થ છે એમ હું કહુંછું.

બીજા દેશમાં જે સ્ત્રીની સ્થિતિ છે તે આ દેશમાં પુરૂષની છે! ત્યારે જબરજસ્ત પતિ હોવા શિવાય આ પુરૂષરૂપ સ્ત્રીનું કોણ સંરક્ષણ કરશે? આ હિંદુસ્થાનનો જે ફળદ્રુપ દેશ છે તેજ તો હિંદુલોકને મેંઢા પ્રમાણે ખાઈ જશે! પરંતુ અહીં બલિષ્ઠ ઈંગ્રેજ સરકારછે એટલેજ આ દેશને આ તરફ આ સૈકામાં નિર્વિઘ્નપણું આવી થોડુંક સ્વાતંત્ર્ય પણ આવ્યું છે. પરંતુ એવી બલિષ્ટ સરકાર દ્રવ્યથી તેમજ સામગ્રીથી પરિપૂર્ણ હોવા છતાં પણ કાબુલનો અમીર રૂશિયન વગેરે વાઘ જેવા આ હિંદુસ્થાન તરફ તાકી જુવે છે ને ધમકી આપે છે! પણ સરકારના પરાક્રમથી તે આગળ આવી શકતા નથી. એવા જે તે પરરાષ્ટ્રને હિંદુસ્થાનનો લોભ હોવાથી કદી પણ આ દેશને સ્વસ્થતા મળે નહીં એવો સાધારણ તર્ક થાય છે. પરંતુ ઈશ્વર કૃપાથી તે સ્વસ્થતા ઈંગ્રેજ રાજ્ય થવાથી સુતર રીતે ચાલેલ છે એ કેટલું અભિનંદનીય છે! અહીં હિંદુ શિવાય બીજા કોઈ નહીં એવી વાત ઉઠી તો અહીં ચારે તરફથી ગરદી થતાં એક ક્ષણ પણ લાગનાર નથી. આ વાસ્તે આપણે સર્વએ ઈશ્વરની એજ પ્રાર્થના કરવી કે આ આપણા પતિ (!) ચિરકાળ રહે અને તેજ સર્વેશ્વર આપણને પીડા ન કરવાવિષેની તેની સદ્બુદ્ધિ વધારવાની પ્રેરણા કરો!!

---

# परिशिष्ट १ लुं.

## ऋग्वेद.

१ शाकलसंहितामां ६४ અધ્યાય અથવા ૮ અષ્ટક છે ૧૦ મંડલો છે. દરેક અધ્યાયમાં આઠ અષ્ટક હોય છે અને મંડલમાં સૂકતો હોય છે. અમુક સૂક્તનું મંડલ છે આવો નિયમ નથી.

२ ऐतरेयब्राह्मणમાં ૮ પંચિકા અથવા ૪૦ અધ્યાય છે.

३ ऐतरेयआरण्यकમાં ૫ પંચિકા અથવા ૨૫ અધ્યાય છે.

४ आश्वलायनसूत्रમાં શ્રૌત ને ગૃહ્ય એવા બે ભાગ છે. શ્રૌતમાં ૧૨ અધ્યાય છે અને તેમાં યાગ પ્રકરણ છે અને ગૃહ્યમાં ૪ અધ્યાય છે અને તેમાં સંસ્કાર પ્રકરણ છે.

ઋગ્વેદ સંહિતામાં એકંદર ૧૦૧૭ સૂકતો ૨૦૦૬ અનુવાક ૧૦૪૧૭ ઋચા ૧૫૩૮૨૬ પદો અને ૪૩૨૦૦૦ અક્ષરો છે

ઋગ્વેદની માંડુકય, બાષ્કલ, સાંખ્યાયન, આશ્વલાયન વગેરે આઠ શાખા હતી; પરંતુ આજે માત્ર તેમાંની ત્રણ ઉપલબ્ધ છે. ઋગ્વેદના મુખ્ય દેવતાઃ—મિત્ર, વરૂણ, ઈંદ્ર, સોમ, વાયુ, અગ્નિ, નક્ત, ઉષઃ, પૂષા, આશ્વીન, રૂદ્ર, વિષ્ણુ, ઈંદ્રાગ્નિ મૈત્રાવરૂણ, ઘાવાપૃથ્વી, અગ્નિસોમ ઈત્યાદિ હોઈ મુખ્ય રૂષિ મધુછંદ, હિરણ્યસ્તુપ, કણ્વ, વિશ્વામિત્ર, ગૃત્સમદ, દીર્ઘતમ, કવષઐલુષ, વામદેવ વસિષ્ટ, શતર્ચિન, માધ્યમ, ક્ષુદ્રસૂકત મહાસૂક્ત, યમી, લોપામુદ્રા ઈત્યાદિ છે. ઋગ્વેદમાં ગાયત્રી, ઉષ્ણિક, ત્રિષ્ટુપ, બૃહતિ, જગતિ, પંક્તિ, અષ્ટી ને અનુષ્ટપ્ ઈત્યાદિ છંદ છે.

# यजुर्वेद

## તૈત્તિરીય કૃષ્ણયજુર્વેદ

ચરણવ્યૂહ કરીને એક જે વેદોનું પરિશિષ્ટ છે તે ઉપરથી યજુર્વેદની ૧૦૨ શાખા હતી આમ જણાય છે. તેની ગણતી નીચે પ્રમાણેઃ—

૨ खांडिकेय ને औख्य આવા બે ભેદ છે. તેમાં खांडिकेयના આપસ્તંબ, બૌધાયની, સત્યાષાઢ, હિરણ્યકેસી અને ઔધેયી એવા પાંચ ભેદ છે. તે બધાને તૈત્તિરીય કીંવા કૃષ્ણયજુર્વેદ કહે છે.

चरकના ચરક, મૈત્રાયણી, શ્વેતતર, શ્વેતાશ્વતર, વાતાંતર, વાર્તલવ, રાયણીય કપિચ્છલ, પ્રાચ્યકઠ, કઠ, આહ્વરક અને ઔપમન્યવ આવા બાર ભેદ છે.

कठના તેર ભેદ હતા આમ પ્રસિદ્ધ છે પણ તે ઉપલબ્ધ નથી.

मैत्रायणीના, ભેદ—માનવ, દુંદુભ, ઐકય, વારાહ, હરિદ્રવ્ય, શ્યામ અને શ્યામાયનીય છે,

वाजसनीयના ભેદ—જાબાલ, બૌધેય, કાણ્વ, માધ્યંદિન, ગાલવ, વાત્યાયન અને કાપાર વગેરે ૧૭ છે.

૨૪ जाबालના ૨૪ ભેદોનાં નામો મળે છે પણ તે ઉપલબ્ધ નથી.

गालवના ૨૨ ભેદ છે તે પણ ઉપલબ્ધ નથી.

આ પ્રમાણે ૧૦૨ શાખા થઇ. તેમાંની કેટલીક યવન દેશમાં, કેટલીક શ્વેતદ્વીપમાં ને કેટલીક ભરતખંડમાં છે એમ લખ્યું છે.

ઉપર લખેલી એક ગણુતી છે પરંતુ પ્રાયઃ તૈત્તિરીય ૬૬ ને વાજસનીય ૧૫ મળી ૧૦૧ શાખા થાય છે આમ પણ ગ-ણુતી કરે છે. હવે તૈત્તિરીય કૃષ્ણયજુર્વેદ માંહેની શાખા, સૂત્રો અને તેનો પ્રચાર નીચે લખ્યા પ્રમાણે છેઃ-

(१)-१. आपस्तंब શાખા એટલે આપસ્તંબ સંહિતા.

२ तैत्तिरीय બ્રાહ્મણ, આરણ્યક; આના ૧૦ અધ્યાય છે.

३ आपस्तंब सूत्र-આમાં, શ્રૌત ગૃહ્ય ને ધર્મ આવા ત્રણ ભાગ હોઇ આ સૂત્ર તેલંગણ દેશમાં ચાલે છે.

(२)-१ हिरण्यकेशी શાખા-આ શાખાના બ્રાહ્મણ કો-કણમાં છે.

२ हिरण्यकेशी सूत्र-આમાં શ્રાતને ગૃહ્ય એવા બે ભેદ છે.

(३)-१ सत्याषाढा શાખા-આ તૈલંગણમાં છે.

(४)-१ बौधायन શાખા-આ શાખાનાં જે સૂત્ર છે તેનો વિસ્તાર ૩૦૦૦૦ ગ્રંથ જેટલો છે. આ શાખા કર્ણાટક ને દ્રવિડ આ દેશમાં છે.

(५)-१ मैत्रायणी શાખા-આ શાખાનાં માનવસૂત્ર હોઈ નાસિક, ખાનદેશ, વ-હાડ ને નાગપુર વગેરે તરફ આ શાખાના બ્રાહ્મણ છે. આની સંહિતાને બ્રાહ્મણ એકજ હોઇ પૃથક બ્રાહ્મણ નથી. આમાં चरक કરીને એક શાખા છે તે પણ માનવસૂત્રજ માને છે. મૈત્રાયણી શાખામાં કવચિત્ વરાહ સૂત્ર છે.

આ ચરક શાખાના વેદને નિગદાખ્યવેદ એમપણ કહે છે. તૈત્તિરીય કૃષ્ણયજુર્વેદની ૮૬ શાખા હતી એમ ઉપર કહ્યુંજ છે પરંતુ આમાંની હાલમાં ઉપર કહેલીજ માત્ર રહેલી છે. કૃષ્ણયજુર્વેદ સંહિતામાં ૭ પ્રપાઠક છે તેને કાંડ પણ કહે છે. આ દરેક પ્રપાઠકમાં અનુક્રમે ૮,૬,૫,૭,૭,૬, અને ૫, એમ મળી

એકંદર ૪૪ અધ્યાય છે. આમાંના દરેક અનુવાકને છેડે પચા-સની સાંકળી હોય છે. આના બ્રાહ્મણના ત્રણ અષ્ટક હોઇ તેમાં ૮,૮ ને ૯ એવા ૨૫ અધ્યાય છે; ને આરણ્યકના ૧૦ અધ્યાય અને કાઠક અધ્યાય ૩ મળી ૮૨ અધ્યાયની શાખા છે. આ અધ્યાયને પ્રશ્ન પણ કહે છે. આ સંહિતામાં અનુવાક ૬૫૧, પચાશી ૨૧૯૮, પદો ૧૧૨૦૯૦ ને અક્ષરો ૨૫૩૮૬૮ છે આ વેદની શાખા માંહેની કઠ શાખા નાશ થઇ તેમાંના કઠયુપનિષદ્‌ને કાઠકના ૩ અધ્યાય માત્ર રહેલા છે. આ વેદની દરેક શાખા સરાસરી સરખી હોઈ દરેક શાખા ચોવીશ હજાર ગ્રંથ જેટલી છે. શાખા સંહિતા અને બ્રાહ્મણ આ બંને મળી સમજવી.

## वाजसनीय शुकलयजुर्वेद.

### માધ્યંદિની શાખા.

૧ संहिता આના ૪૦ અધ્યાય હોઈ તેને હસ્તસ્વર લગાડે છે.

૨ शतपथब्राह्मण આના સો અધ્યાય ને ૬૮ પ્રપાઠક ને તેના ૧૪ કાંડો છે. આ પ્રપાઠક ૧॥, ૨ કિંવા ૧ અધ્યાયનું થાય છે. આ અધ્યાયના પેટામાં બ્રાહ્મણ વિભાગ હોઈ તેને કંડિકા છે. ઉપર જે ૧૪ કાંડો કહ્યા છે તેના લૌકિક નામો:— હવ્યાન, એકવૈ, અધ્વર, ગ્રહ, સર્વ, ઉખાસંભરણ, હરિત્તખટ, ચી, સાચી, અગ્નિરહસ્ય, મધ્યમ, અષ્ટાધ્યાયી, અશ્વમેધ, અને બૃહદારણ્યક આને ઉપનિષદ્ કહે છે.

कात्यायनसूत्र આમાં શ્રૌત વ ગૃહ્ય બંને હોઇ શ્રૌતના ૨૬ અધ્યાય છે. તેના ગૃહ્ય ને પારસ્કર ગૃહ્ય કહે છે. ને તેના ત્રણ અધ્યાયછે. પારસ્કર આ કાત્યાયનનો શિષ્ય હોવો જોઇએ.

કણ્વ પાઠમાં ૧૭ કાંડો કરે છે ને માધ્યંદિન પાઠમાં ૧૪ કરે છે. આ વેદના ૧૮ પરિશિષ્ટો હોઈ તેમાં શુલ્બસૂત્ર, ચરણવ્યૂહ, પ્રતિજ્ઞાસૂત્ર ઇત્યાદિ છે. આમાં શતરૂદ્રિયસૂક્તને કેટલાક ઉપનિષદ્‌માં ગણે છે ને તેથીજ તેની પેહેલાં શાંતિ બોલવાનો પ્રચાર છે. ઉપનિષદ્ એટલે જેમાં સર્વત્ર ઈશ્વરની વ્યાપ્તિ છે એવો બોધ હોય તે.

कण्वशाખાને પ્રથમ શાખા કહેછે. આની ૧ સંહિતા પાઠ ભેદ હોઇ તેને હસ્તસ્વર નથી, બ્રાહ્મણ શતપથ, સૂત્રકાત્યાયન.

આ વેદની ઋચા ૨૦૨૧ અનુવાક ૩૧૧, પદો ૩૧૫૯૭છે. આની ૧૫ શાખા હતી પણ માત્ર બે રહીછે. આને શુક્લ કહેવાનું કારણ આ સંહિતા મંત્રમયી છે એટલે તેમાં બ્રાહ્મણનો ભેળ નથી. આ વિષે શુકલયજુર્વેદમાં લખ્યું છે કે;

आदित्यानि इमानि शुक्लानि यजुर्षी वाजसनेयेनाख्यायंते.

પરંતુ કૃષ્ણયજુર્વેદની સંહિતા મંત્ર અને બ્રાહ્મણ બંનેથી મળેલો છે.

## सामवेद.

આ વેદની એક હજાર શાખા હતી આમ કહે છે. તેમાંની કૌથુમી, રાણાયણી, ગૌતમા, ખલ્વલા, મહાખલ્વલા, જૈમિનીય, લાંગલા, સૌરાયણસાત્યમુદ્‌ગલ, શાડચાયની, ઋડગ્વર્ણ ભેદ, પ્રાંજલ, ખલલ, મહાખલલ, નૈગમેય, પ્રાચીનયોગ્ય, જ્ઞાનયોગ્ય ને તલવકાર ઇત્યાદિ નામો મળે છે; પરંતુ તેમાંની બેજ શાખા ઉપલબ્ધ છેઃ—

(૧)-૧ कौथुमीશાખા આ ગુજરાતમાં ચાલે છે. એના આસુરાયણ, વાતાયણ અને પ્રાંજલિદ્વૈતામૃત એવા ત્રણ ભેદ છે.

૨ संहिता આમાં દશતી ને પ્રપાઠક આવા બે ભાગ પાડેલા હોય છે.

૧ છંદસીક કિંવા આર્ચિક ૬ પ્રપાઠક.

૨ આરણી—પ્રપાઠક, વિષય, ગાન.

૩ ઉત્તર—૯ પ્રપાઠક.

૪*વે—આયણુ, ઉહ, ઉઝ.

આના આઠ બ્રાહ્મણો છે તેનાં નામોઃ-

પંચાત્રશ—તાંડય, ષડવિંશ, સામવિધાન, સંહિતોપનિષદ્બ્રાહ્મણ, આર્ષેય, દેવતાધ્યાય, વંશબ્રાહ્મણ અને મંત્રબ્રાહ્મણ.

આમાં લાત્યાયન ને ગોભિલ એવાં બે સૂત્રો છે.

(૨) राणायणी શાખા આ મહારાષ્ટ્ર દેશમાં ચાલે છે. અને નાશ પામેલી શાખામાંહેની જૈમિનીય શાખા કર્નાટકમાં હતી એમ કહે છે. સામવેદ સંહિતાના મંત્રો ઘણુ કરી ઋગ્વેદમાં છે ને તેમાંની સુમારે ૧૫૫૦ ઋચા, ૮ કે ૯ આ મંડલમાંથી લીધી છે. આ વેદનો વિસ્તાર ઘણો છે તેથીજ ભગવંતે કહ્યું છે કેઃ

वेदानां सामवेदोऽस्मि. गीता. अ १०

આ વેદના મંત્રમાં ગાયનના છત્રીસ પ્રકાર છે તેનાં નામોઃ—પ્રસ્તાવ, ઉગ્દીથ, પ્રતિહાર ઉપદ્રવ, નિધાન, હિંકાર, પ્રણવ, અશતિ સ્તોભસામ, આદિમધ્યનિધાન, પદવિભાગ ને ઋગ્વ્યૂહ વગેરે છે.

**સામ વેદના દેવોઃ**—અગ્નિ, ઇંદ્ર, પ્રજાપતિ, સોમ, વરૂણ, ત્વષ્ટા, અંગિરા, પૂષા, સરસ્વતિ ઈન્દ્રાગ્નિ ઇત્યાદિ છે.

---

* વે એટલે ગ્રામગેયગાન. આનાં સૂકતોને પૃથક નામો દીધાં છે. તે આ પ્રમાણેઃ-બૃહત્સામ, વૈરૂપ્યસામ, રૈવતસામ, દીર્ઘસામ, વામદેવ્ય સામ ને પંચનિધાન ઇત્યાદી.

તેમાંનાં અગ્નિના સૂક્તને નિધાન, ઇંદ્રના સૂકતને પ્રસ્તુત અને પ્રજાપતિના સૂકતને સ્વર કહે છે.

**સામવેદના છંદો**–ગાયત્રી, બૃહતી, ત્રિષ્ટુપ્, અનુષ્ટુપ્, જગતી ને પંક્તિ છે. ચરણવ્યૂહમાં આની, ૭ શાખા દેખાડેલી છે. ત્યારે ચરણવ્યૂહના પરિશિષ્ટની રચના પેહેલાંજ બાકીની શાખા નાશ પામી હોય એમ લાગે છે. સત્યમુર્ગીય, સત્યમુર્ગ્ય, સત્યમુદ્ગલ, કલાપ, મહાકલાપ, લાંગલાયન અને શાર્દૂલ આ ચરણવ્યૂહ માંહેની સાત શાખા છે.

બીજા વેદો કરતાં આ વેદનો વિસ્તાર ઘણોજ હોવો જોઇએ અને ગાયન પ્રકાર પણ ઘણો હોવો જોઇએ એમાં સંશય નથી. આ વેદમાં અનેક દેવોની સ્તુતિ કરેલી છે. ગ્રંથ સુમાર ૧૪ હજારનો છે.

## अथर्ववेद

આ વેદની શૌનકી, પિપ્લાદ, દાંત, પ્રદાંત, સ્તોતા, ઔતા, બ્રહ્મદાવશા, કુબ્જક, દેવવર્થા, ચરણવિધ ઈત્યાદિ શાખા છે. તેમાંની પિપ્લાદને શૌનકી આ બેજ ઉપલબ્ધ છે. અથર્વવેદનાં નક્ષત્ર વિધાન, વિધિવિધાન, સંહિતા અને શાંતિકલ્પ આવાં ૫ કલ્પ છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રને ઈંદ્ર આવા જે ચાર વેદના દેવતા છે તેમાં આ વેદના દેવતા ઇંદ્ર છે.

(१) शौनकीशाखा -૧ શૌનકી સંહિતા–૨૦ કાંડ છે.

૨ गोपथब्राह्मण–પૂર્વાર્ધ્ધ અ૫ને ઉત્તરાર્ફ્ર અ. ૬. આ ગોપથના આરંભમાંજ ॐकारं पृच्छामः કરીને એક બ્રાહ્મણ છે તેને કોઇ ઉપનિષદ્ પણ કહે છે ને તેનું નામ પ્રણવોપનિષદ્ છે.

૩ आरण्यक–૫૨ ઉપનિષદો.

૪ સૂત્ર—શૌનકી.

પિપ્લાદ શાખાનાં સંહિતા, બ્રાહ્મણ આરણ્યક ને સૂત્ર વગેરે શૌનકી પ્રમાણેજ છે.

## वेदांगो

છંદ, કલ્પ, જ્યોતિષ, નિરૂક્ત, શિક્ષા વ્યાકરણ અને નિઘંટ. શિવાય આ લગત એક આલંકારશાસ્ત્ર કરીને છે.

## उपवेद

શિલ્પ, આયુઃ, ગાંધર્વ અને ધનુ. શિલ્પમાંહેના દેવળ વગેરે બાંધવાનાં કેટલાક શિલ્પ ગ્રંથ છે. આયુર્વેદમાં અત્રિસંહિતા, ચરક, શુશ્રુત, વાગ્ભટ આ પ્રસિદ્ધ ગ્રંથ છે. આયુર્વેદ એટલે આયુષ્ય વધારનારૂં શાસ્ત્ર. તેમાં હેતુ, લિંગ ને ઔષધ આવા ત્રિસ્કંદ છે. હેતુ એટલે રોગનું કારણ, લિંગ એટલે ચિન્હ અને ઔષધ એટલે ઉપાય. સદરહુ વૈદ્યક ગ્રંથકારો માંહેના વાગ્ભટે સૂત્રસ્થાન, શારીર, નિદાન, ચિકિત્સા, કલ્પ ને ઉત્તરતંત્ર આવા છ તંત્ર કર્યાં છે. ગાંધર્વવેદ આ ગાયનશાસ્ત્ર પ્રતિપાદક હોઇ અંશતઃ ઠીક પ્રસિદ્ધ છે પરંતુ ધનુર્વેદનો નાશ થયો છે.

षड्शास्त्रो—उपांगो

| શાસ્ત્ર. | કર્ત્તા. | શાસ્ત્ર | કર્ત્તા. |
|---|---|---|---|
| તર્ક. | સાંખ્ય—કપિલ<br>ન્યાય—ગૌત્તમ | મીમાંસા | મીમાંસા. જૈમિની<br>વેદાન્ત——વ્યાસ |
| યોગ | યોગ—પતંજલિ<br>વૈશેષિક—કણાદ | | |

આ શિવાય શાંડિલ્યકૃત ભક્તિશાસ્ત્ર છે.

स्मृती (उपांगो)

૧. અગ્નિ ૨ અત્રિ ૩ અંગિરા ૪ આપસ્તંબ ૫ આશ્વલાયન ૬ ઉશના ૭ ઋષ્યંગિરા ૮ કણ્વ ૯ કપિલ ૧૦ કશ્યપ ૧૧ કાણ્વ ૧૨ કાત્યાયન ૧૩ કાર્ષ્ણાજિની ૧૪ કુથુમી ૧૫ કુત્સ ૧૬ કોકિલ ૧૭ કૌત્સ ૧૮ ગાર્ગ્ય ૧૯ ગૌતમ ૨૦ ચ્યવન ૨૧ ચિદામ્બર ૨૨ છાગલેય ૨૩ જમદગ્ની ૨૪ જાબાલ ૨૫ જાતુકર્ણ્ય ૨૬ દત્ત ૨૭ દક્ષ ૨૮ દેવલ ૨૯ ધૌમ્ય ૩૦ નાચિકેત ૩૧ નારદ ૩૨ પરાશર ૩૩ પારસ્કર ૩૪ પુલહ ૩૫ પૈઠીનસી ૩૬ પૌલસ્ત્ય ૩૭ પ્રજાપતી ૩૮ પ્રાચેતસ ૩૯ બુધ ૪૦ બૌધાયન ૪૧ બૃહસ્પતિ ૪૨ ભૃગુ ૪૩ ભારદ્વાજ ૪૪ મનુ ૪૫ મરીચો ૪૬ માર્કંડેય ૪૭ મૌદ્‌ગલ ૪૮ યમ ૪૯ યજ્ઞાંગ ૫૦ યાજ્ઞવલ્કય ૫૧ લિખિત ૫૨ લોગાક્ષી ૫૩ લોહિત ૫૪ વત્સ ૫૫ વસિષ્ટ ૫૬ વિષ્ણુ ૫૭ વિશ્વામિત્ર ૫૮ વૈજવાપાયન ૫૯ વૈયાઘ્ર ૬૦ વૈયાઘ્રપાદ ૬૧ વ્યાસ ૬૨ શંખ ૬૩ શાકટાયન ૬૪ શાડ્યાયન ૬૫ શાત્યાયન ૬૬ શાંડિલ્ય ૬૭ શાતાતપ ૬૮ શૌનક ૬૯ સત્યવ્રત ૭૦ સંવર્ત ૭૧ સુમંતુ ૭૨ સોમ ૭૩ હારિત ૭૪ હિરણ્કેશી

આ મૂળ સ્મૃતી શિવાય પૌરૂષગ્રંથ ચતુર્વિંશતિમત, ષડ્‌વિંશતિસાર, મયૂખ, પારાશરમાધવ, વીરમિત્રોદય, દત્તકમીમાંસા, નિર્ણયસિંધુ, મદનરત્નપારીજાત, હેમાદ્રી, કૌસ્તુભ ઇત્યાદિ અનેક પંડિતકૃત ગ્રંથો છે. તેને મહાનિબંધ કહે છે. શિવાય, પ્રયોગના ને અન્હિકના અનેક ગ્રંથ છે. સ્મૃતીમાં મુખ્યસ્મૃતિ, ઉપસ્મૃતિ, વૃદ્ધસ્મૃતિ ને લઘુસ્મૃતિ, એવા ભેદ છે.

पुराणो—संख्या चार लक्ष.

| નામ. | ગ્રંથસંખ્યા. | નામ. | ગ્રંથસંખ્યા. |
|---|---|---|---|
| ૧ કુર્મ | ૧૭૦૦૦ | ૨ મત્સ્ય | ૧૪૦૦૦ |
| ૩ ગરૂડ | ૧૯૦૦૦ | ૪ પદ્મ | ૫૫૦૦૦ |

| | |
|---|---|
| ૫ ભાગવત....૧૮૦૦૦ | ૬ બ્રહ્મ........ ૧૦૦૦૦ |
| ૭ વિષ્ણુ .... ૨૩૦૦૦ | ૮ વામન .... ૧૦૦૦૦ |
| ૯ કાલી .... ૧૦૦૦૦ | ૧૦ ભવિષ્ય.... ૧૪૦૦૦ |
| ૧૧ માર્કંડેય.... ૯૦૦૦ | ૧૨ બ્રહ્મવૈવર્ત....૧૮૦૦૦ |
| ૧૩ વાયુ........૧૦૦૦ | ૧૪ બ્રહ્માંડ .... ૧૨૦૦૦ |
| ૧૫ લિંગ .... ૧૧૦૦૦ | ૧૬ શિવ........૨૪૦૦૦ |
| ૧૭ દેવીભાગવત ૧૨૦૦૦ | ૧૮ ગણેશ .... ૮૦૦૦ |
| ૧૯ બૃહન્નારદીય ૨૦૦૦૦ | ૨૦ નૃસિંહ........૬૦૦૦ |
| ૨૧*સ્કંદ....૮૧૦૦૦ | ૨૨અગ્નિ........૧૫૦૦૦ |
| ૨૩ મુદ્ગલ....૧૦૦૦૦ | ૨૪ આદિત્ય .... ૮૦૦૦ |
| ૨૫ આત્મ .... ૮૦૦૦ | ૨૬ રાઇકપુરાણ.. ૨૦૦૦ |
| ૨૭ વારાહ....૨૪૦૦૦ | ૨૮ નારદ........૨૫૦૦૦ |
| ૨૯ બ્રહ્માંડ....૧૨૦૦૦ | ૩૦ કલ્કી .... ૪૦૦૦ |

આ શિવાય ભારત નામનો એક ઐતિહાસિક પર્વતપ્રાય ગ્રંથ હોઇ તેના હરિવંશ ને વિષ્ણુધર્મોત્તર વગેરે (પરિશિષ્ટો) છે.

## संहिता.

સનત્કુમાર, વાયુ, સુત, પ્રલ્હાદ, વસિષ્ટ, ગૌતમ, કપિલ, બ્રહ્મ, સુર્ય, ગર્ગ, શંકર, ઈશાન, વન્હિ, જૈમિની ને સુદર્શન વગેરે.

---

* આ પુરાણ સંપુર્ણ મળતું નથી પણ તેમાંના કેટલાક ખંડો ને મહાત્મ્યો મળે છે તે ખંડો ને મહાત્મ્યો કાશી, રેવા નાગર, અવન્તિ, કેદાર. અયોધ્યા, સંહ્યાદ્રિ, વિંધ્યાદ્રી, ભુ, કન્યાકુમારિકા, માહેન્દ્ર, ઉત્કલ, સુકિત, પાતાલ, પ્રભાસ, સ્વર્ગ સૃષ્ટિ વગેરે ખંડો અને ગોદા, કૃષ્ણા, ભીમા, ગયા, મથુરા, દ્વારકા, પાવકાચલ (પાવાગડ), વ્યંકટેશ, ચૈત્ર, વૈશાખ શ્રાવણ, કાર્તિક, પુરૂષોત્તમ વગેરે માહાત્મ્યો છે.

रहस्य.

અથર્વ, શિવ, દેવી ને ઋગ્ વગેરે

कल्प.

હિંગલાજકલ્પ ભૃંગિરાજકલ્પ, વિજયાકલ્પ, ઘૂડકલ્પ, પલ્લીકલ્પ, શિવલિંગીકલ્પ, ભગલિંગીકલ્પ, અઘોરકલ્પ, પારદકલ્પ, ગંધકકલ્પ, કન્યાદાનકલ્પ, ગોદાનકલ્પ, પુરશ્ચરણકલ્પ, અર્ઘ્યપ્રદાનકલ્પ, ઇત્યાદિ છે.

इतर ग्रंथ.

પાકશાસ્ત્ર, કર્મવિપાક, સાહિત્યગ્રંથ, કવિતા, કથા, મતગ્રંથ, તાન્ત્રિકગ્રંથ, જૈનગ્રંથ, પ્રયોગગ્રંથ, પદ્ધતિ, કાદંબરી, નાટકો, કોશ, સુભાષિત, નીતિગ્રંથ, સાહિત્ય, અલંકાર વગેરે અનેક છે.

આ પ્રમાણે હજારો ગ્રંથો થયા. તેમાં કેટલાક દેવ મહાત્મ્યના, કેટલાક તિર્થ મહાત્મ્યના, કેટલાક ઈંદ્રજાળના, કેટલાક નરપતિજયચર્યા વગેરેના, કેટલાક કાવ્યના, કેટલાક અલકારવગેરેના છે. કેટલાક તંત્રો, વામ માર્ગી ગ્રંથો તેમજ ઢોંગી અને સ્વાર્થી લોકોએ પોતાના સ્વાર્થ નિમિત પણ ગ્રંથો કરેલા છે. પરિણામ આ આવ્યું કે અજ્ઞાનાવસ્થા થવાથી ગ્રંથનું ખરૂ રહસ્ય ન સમજતા, વેદાદિક વિદ્યા છોડી દઇ, નિરૂપયોગી વિદ્યામાં કાળ ગળાવવા લાગ્યો. આથી આપણી પ્રાચીન કીર્ત્તિ અને શોધક બુદ્ધિ નાશ પામી અને લોકો પુરાણોની અલંકારિક બાબતો ઉપરજ અધાર રાખી અનાચાર કરવા લાગ્યા. શીવ ધર્મી વૈષ્ણવની નિંદા કરવા લાગ્યા, વૈષ્ણવો શીવની નિંદા કરવા લાગ્યા, ભક્તિના ખરા હેતુથી ભ્રષ્ટ થઇ યોગ્ય તત્વને મુકી

દઈ અલંકારીક વર્ણન ઉપર આધાર રાખી પોતાના પુજ્ય દેવને બાને અનેક અધર્મો થવા લાગ્યા. મદિરાપાન, માંસ ભક્ષણ, વ્યભિચાર વગેરેને પણ વામમાર્ગી જેવાએ ધર્મ ઠોકી બેસાર્યો. બ્રાહ્મણોના ગુણકર્મની પરીક્ષા જતી રહી અને જેને ડાબે ખભે જનોઇ તેને દાન અપાવાં લાગ્યાં. આથી ભિક્ષુક વર્ગ વધી ગયો અને દેશમાં અજ્ઞાન, આળસ અને અનાચારે ઘર ઘાલ્યું. વગેરે અનર્થો અજ્ઞાનને લીધે અને સ્વાર્થ પરતાને લીધે થયા આ વાત કબુલ કર્યા શિવાય ચાલે એમ નથી. તિર્થસ્નાન કરવાથી પવિત્ર થવાય છે એમ સમજી અનેક પાપાચરણમાં પણ આશંકા રાખી નહીં. વ્રતોની પણ હાલહવાલી થઈ. એકંદરે આટલો મોટો ગ્રંથ સમુદાય છતાં લોકો સ્વાર્થ પરમાર્થમાં કેવળ અન્યાયવર્તીઅને દુરાચારી થયા આ ખરેખર ખેદ પામવા જેવું છે; છતાં પુરાણોના અલંકારિ વિષયો બાજુ રાખી વિચાર કરીએ તો પુરાણો ઈશ્વરમાં માનવપ્રાણીની પૂર્ણ ભક્તિ, શ્રધ્ધા ને ભાવ ઠસાવવા માટેજ છે આ નિર્વિવાદ સિદ્ધ થાય છે. વાદમાત્ર એટલો જ છે કે લોકો સાધારણઃ અજ્ઞાન હોઈ તેઓ ગ્રંથના સર્વ વર્ણનો બરાબર છે એમ સમજી ચાલે છે અને તેથી તેઓ ગમે તેવા દુરાચારી હોય તોપણ સમાધાન માને છે. આ કાંઇ સાધારણ નુકશાન નથી. પુરાણની એકદંર મતલબ તપાસીએ તો એમ દેખાય છે કે સર્વ મનુષ્ય પ્રાણીને ધર્મ સમજાવી તેને તે કરતલામલવત્ થાય અને ઈશ્વરનો વૈભવ, તેની અતકર્ય શક્તિ અને તેની ભક્ત વીષે અત્યંત કાળજી આ સમજાય સબબ ઠેકાણે ઠેકાણે સર્વને સુબોધ મળે એવાં અનેક ઉદાહરણો ભરી રાખ્યાં છે. વૈદીક ધર્મ કેવળ બ્રાહ્મણાદી વર્ણત્રયીને પાળવા રૂષીની આજ્ઞા હોવાથી શુદ્ર ને સ્ત્રીઓને તેનો અધીકાર ન રહ્યો. આ-

રીતે અર્દ્ધ જગત ધર્મ રહીત રહી ઇશ્વર કૃપાસંપાદન કરી શકે નહીં. આમ ન થાય એટલા માટે તેમને સદ્ગતિપ્રાપ્ત્યર્થે ને સદ્ધર્મ વિવેચનાર્થે અનેક પ્રકારના સુષ્ટ દુષ્ટ તેમજ ધાર્મીક અધાર્મીક વગેરે અનેકોની કથા અલંકાર અને કવીકલ્પના મિશ્રિત રચી સુલભોપાયથી સર્વને ધર્મીષ્ટ કરવા પ્રયત્ન કર્યો અને તે નિર્વિવાદ સફળ પણ થયો. ઠેકાણે ઠેકાણે સ્ત્રીના કડકડીત પાતિવ્રતની કથા, તેમનાં પર પડેલાં દુ;ખો અને તેમાંથી કરી લીધેલી મુકતતા, તેમજ દુષ્ટનો નાશ અને સુષ્ટનું સંરક્ષણ ઈત્યાદિ વર્ણન ઘણુંજ મનોવેધક અને સદાચાર પ્રવર્ત્તક કર્યું છે. આનું પરિણામ ખુલું દેખાય છે કે હિંદુસ્થાનની સ્ત્રીઓ જેવી સદાચરણી, ધાર્મિક, વિનમ્ર, પાપભિરૂ અને સુશિલ સ્ત્રીઓ પૃથ્વીપર થોડાજ દેશમાં મળશે. આવો મત આ દેશના લોકનો હોય તો હો પણ પરદેશી વિદ્વાનોનો પણ આજ મત છે. આ રીતે સર્વને ધર્મ સુલભતા થાય એવી પૌરાણિકોની આ ગ્રંથ પ્રસારમાં વિશેષ કાળજી દેખાય છે અને તેને માટે તેમની સ્તુતિ કરવી યોગ્ય છે.

---

# परिशिष्ट २ जुं.

## ग्रंथोनां नामो ने तेनो वर्ग.

આ નીચે જે નામો આવશે તે આ પેહેલાં આ પુસ્તકના મુખ્ય ભાગોમાં ઠેકાણે ઠેકાણે અગર જો કે આવેલાં છે તથાપિ એક ઠેકાણેજ તેનો થોડામાં ખુલાસો કરીને વર્ગીકરણ કરવાથી જ્ઞાનેચ્છુઓને સારી માહિતી થશે એમ લાગે છે. ને તેથી અહીંઆ કદાચ દ્વિરૂકતીનો દોષ આવશે નહીં એવી આશા છે.

આર્ય લોકોના એકંદર ગ્રંથોના મુખ્ય ત્રણ વર્ગ કરાય છે:—

છાંદસ, આર્ષ અને પૌરૂષ. આ મુખ્ય વર્ગમાં આ આગલા પાંચ ભેદોનો સમાવેશ થાય છે:—

શ્રુતી, સ્મૃતી, શાસ્ત્ર, પુરાણ અને નિબંધ. કેટલીકવાર આ પાંચ ભેદોના થોડામાં નિગમ અને આગમ આવા પણ બે ભેદ કરે છે. તેમાંના નિગમને દક્ષિણમાર્ગ કહે છે ને તેમાં વેદ અને વેદને લગતા ગ્રંથોનો સમાવેશ થાય છે અને આગમને વામમાર્ગ કહે છે ને તેમાં તંત્રો ને શાક્ત માર્ગ સંબંધી ગ્રંથોનો સમાવેશ થાય છે.

હવે આર્ષ ગ્રંથો માંહેના જે મુખ્ય ગ્રંથ મનાય છે તે આ છે:—

૪ વેદ ૪ ઉપવેદ ૬ વેદાંગો અને ૬ ઉપાંગો એટલે શાસ્ત્રો કિંવા દર્શનો.

ઉપર **નિગમ** અને **આગમ** આવા જે બે થોડામાં મુખ્ય ભાગ કહ્યા તેમાંના નીગમના પેટાના આ પાંચ ભાગ કરે છે.

સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ્ પરિશિષ્ઠ. આમાંનાં સંહિતાના પેટામાં પદ, ક્રમ, જટા ને ઘન વગેરે વિકૃતિ હોય છે.

શ્રુતી (છાંદસ) ૪ વેદોની પાંચ સંહિતા, તેના આચાર્ય, તેના બ્રાહ્મણો, આરણ્યકો ને ઉપનિષદો એ નીચે લખ્યા પ્રમાણે છે:—

**સંહિતા**—૧ ઋક્, ૨ સામ, ૩ અથર્વ, ૪ કૃષ્ણયજુ ને ૫ શુકલયજુ.

**આચાર્ય**–૧ પૈલ, ૨ જૈમિની, ૩ સુમંતુ, ૪ વૈશંપાયન અને ૫ યાજ્ઞવલ્કય.

**બ્રાહ્મણો**–ઐતરેય, ૨ કૌશીતકી, ૩ તૈત્તિરીય, ૪ તાણ્ડય, ૬ છાંદોગ્ય, ૬ શતપથ અને ૭ ગોપથ.

**આરણ્યકો**-૧ ઐતરેયારણ્યક, ૨ તૈત્તિરીયારણ્યક, ૩ બૃહદારણ્યક, ૪ સામારણ્યક અને ૬ અથર્વણોપનિષદારણ્યક.

ઉપનિષદો–ઐતરેય,તૈત્તિરીય વગૈરે દશોપનિષદો ને અથર્વણ વેદ માંહેનાં પર મળી અને બીજા ૧૦૮ મળી ૧૬૦.

(૨) **ઉપવેદ**—૧ આયુ, ૨ ગંધર્વ, ૩ ધનુ અને ૪ શિલ્પ.

૧ આયુર્વેદના **ગ્રંથ**–ચરક શુશ્રૃત; વાગ્ભટ, શારંગધર, વૈદ્યજીવન, વંગસેન, ભાવપ્રકાશ, રસરત્નસમુચ્ચય, રસમંજરી, ચિકિત્સાકૌમુદી, નિદાનમાધવ, ધન્વંતરી, નિઘંટ, રાજનિઘણ્ટ, પાકમંજરી, અજીર્ણમંજિરી, ચક્રદત્તચિકિત્સા, લોલિંબરાજ, નાડિપ્રકાશ, વ્યાધિસિંધુવિમર્દન ઇ૦

**૨ ગાંધર્વવેદના** ગ્રંથ–ગાનવિદ્યા, સંગીતરત્નાકર ઈ૦. પરંતુ ૩ ધનુ અને ૪ શિલ્પ આ ઉપવેદસંબંધી ગ્રંથ મળતા નથી.

(૩) ૬ **વેદાંગો**--૧ શિક્ષા, ૨ કલ્પ, ૩ વ્યાકરણ, ૪ છંદ, ૫ જ્યોતિષ અને ૬ નિરૂક્ત.

**શિક્ષાના** ગ્રંથ–પ્રાતઃશાખ અને શિક્ષા.

૨ કલ્પ અથવા સૂત્રો– આશ્વલાયન, હિરણ્યકશી, આપસ્તંબ, કાત્યાયન, માનવવિવાહ, લાત્યાયન, ગોભિલ, બૌધાયન, સાંખ્યાયન ઇ.

૩ વ્યાકરણ–પાણિનીસૂત્ર, કાત્યાયનવાર્ત્તિક, પાંતજલમ-

હાભાષ્ય, કૌમુદી, શેખર, સારસ્વત, મંજુષા, મનોરમાં, શબ્દાનુશાસન ઈ૦

૪ છંદ–પિંગલ વગેરે.

૫ **જ્યોતિષ**–મુહૂર્ત્તગણિત, હોરા, સિદ્ધાંત, તાજક, રમલ, કેશવી, ગર્ગસંહિતા, સૂર્યસિદ્ધાંત, સિદ્ધાંતશિરોમણી (ભાસ્કરાચાર્યકૃત) સ્વરોદય (કેરલમત), જાતકદર્પણ, વારાહસંહિતા, વસિષ્ઠસંહિતા, જાતકાભરણ, મુહૂર્તમાર્ત્તંડ, રાજમાર્ત્તંડ, બ્રહ્મસિદ્ધાંત, ગ્રહલાઘવ, મુહૂર્ત્તચિંતામણી નરપતિજયચર્યા, સમરસાર, રમલચિંતામણિ ઇ૦

૬ **નિરૂક્ત**–અમર, હારાવલિ, મેદિની, ત્રિકાંડશેષ, એકાક્ષરી, ધરણી, શબ્દમહોદધિ ઇત્યાદિ કોશ.

૩ **શાસ્ત્રો** (આર્ષ)–(૪) ૬ ઉપાંગો એટલે શાસ્ત્રો કિંવા દર્શનો. ૧ ન્યાય, ૨ વૈશેષિક, ૩ યોગ, ૪ સાંખ્ય, અને ૫ ને ૬ પૂર્વોત્તર મીમાંસા એટલે કર્મમીમાંસા ને બ્રહ્મમીમાંસા.

૧ ન્યાયના ગ્રંથો–સૂત્રવૃત્તિ, અનુમાનખંડ, કુસુમાંજલિ, ન્યાયમકરંદ, ગદાધરી, વગેરે.

૨ વૈશેષિક–વિશ્વનાથસિદ્ધાંત, કણાદભાષ્યરત્ન ઇ૦.

૩ યોગ–પાતંજલસૂત્રટીકા, હઠયોગપ્રદીપ ઈ૦.

૪ સાંખ્ય–સાંખ્યપ્રવચનભાષ્ય, સાંખ્યપ્રકાશ, સાંખ્યકારિકા, સાંખ્ય ને તત્વકૌમુદી ઈ૦.

૫ પૂર્વમીમાંસા (કર્મમીમાંસા)–શબરભાષ્ય, મીમાંસસાર, કર્મપ્રદીપભાષ્ય ઈ૦

૬ **ઉત્તરમીમાંસા** (બ્રહ્મમીમાંસા અથવા વેદાન્તદર્શન)–વ્યાસસૂત્ર, મુક્તાવલિ, બ્રહ્મવિદ્યાભરણ, વેદાન્તદીપ, અદ્વૈતસિદ્ધાંત, વેદાન્તસાર, પંચદશી, હસ્તામલક, નૈષ્કર્મ્ય

સિદ્ધિ, વેદાન્તપરિભાષા, સ્વયંબોધ, વેદાન્તકલ્પલતિકા, આત્મપ્રકાશ, આત્મપુરાણ ઈ૦

આ ષડ્દર્શનોશિવાય શાસ્ત્રો છે તેઃ—

૨ સ્મૃતી (આર્ષ)—૧—(૧) ધર્મશાસ્ત્ર એટલે સ્મૃતી—મનુ, યાજ્ઞવલ્ક્ય ઇત્યાદિ.

(૨) ઉપસ્મૃતી — ઉશનાદિ.

(૩) લધુસ્મૃતી — પરાશરાદિ.

(૪) વૃદ્ધસ્મૃતી — મન્વાદિ.

૨ નીતિશાસ્ત્ર—કામંદકી, રાજનીતિ, હિતોપદેશ, પંચતંત્ર, શુક્રનીતિ, ને વિદુરનીતિ, આપદ્ધર્મ, કણિકનીતિ, દાનધર્મ, રાજધર્મ, મોક્ષધર્મ [ભારતાંતર્ગત] ઈ૦

૩ ભક્તિશાસ્ત્ર—શાંડિલ્યસૂત્ર, સ્વપ્નેશ્વરાચાર્યકૃત વ્યાખ્યા, ગીતા, ગીતાભાષ્ય ઇ૦

૪ અલંકારશાસ્ત્ર (સાહિત્યશાસ્ત્ર)—રસગંગાધર, સાહિત્યદર્પણ, કુવલયાનંદ, રસમંજરી, અલંકારકૌસ્તુભ, કાવ્યાદર્શ, સાહિત્યકુતૂહલ, વૃત્તરત્નાકર ઈ૦

૫ પાકશાસ્ત્ર—ભીમપાક, નલપાક, ભોજનકુતૂહલ, સૂપશાસ્ત્ર ઈ૦

૬ કામશાસ્ત્ર—વાત્સાયનસૂત્ર, રતિરત્ન, રતિમંજરી, રતિરહસ્ય, જયમંગલા ઇ૦

૭ મંત્રશાસ્ત્ર (આગમ કિંવા વામમાર્ગ)—૬૪ તંત્રો, રહસ્યો પંચાગ્ન, યામલ, પદ્ધતિ, પ્રયોગ ઈ૦

વૈદક, જ્યોતિષ વ્યાકરણ ને છંદ આ ભાગ અગર જોકે ઉપવેદ અને વેદાપાંગના છે તથાપિ તેને શાસ્ત્રો માને છે.

૪ પુરાણો (આર્ષ)-(૧) ૧ મહાપુરાણ ૧૮, ૨ ઉપપુરાણ, ૩ શૃંખલાપુરાણ, અને ૪ સંહિતાપુરાણ. (૨) ઈતિહાસ

(૧)-મહાપુરાણ-પદ્મ, લિંગ, ગરૂડ, વિષ્ણુ વગેરે ૧૮.

૨ ઉપપુરાણ-ગણેશ, મુર્ગલ ઇ૦

૩ શૃંખલાપુરાણ-(જોવામાં નથી).

૪ સંહિતા પુરાણ-સૂતસંહિતા, વારાહસંહિતા, શંકરસંહિતા ઇ૦

(૨)-ઈતિહાસ--ભારત, રાજતરંગિણી, હરિવંશ, ઈ૦

૫ નિબંધ (પૌરૂષ)-આ પૌરાણિકકાલ પુરો થયા પછી હેમાદ્રિમાધવથી આજપર્યંત જે થતા આવ્યા છે તેનાં નામો તે બનાવનારાએ અનેક પ્રકારના પાડયાંછે તે વર્ણાનુક્રમથી નીચે લખ્યાંછે.

૧ અર્ક-વ્રતાર્ક, આચારાર્ક ઇ૦

૨ આન્હિક-વિશ્વામીત્રકલ્પ, વસિષ્ટકલ્પ ઈ૦

૩ ઉદ્યોત—કુંડોદ્યોત, દિનકરોદ્યોત ઈ૦

૪ કમલાકર—સંસ્કારકમલાકર, શાંતિકમલાકર, શૂદ્રકમલાકર, પૂર્ત્તકમલાકર, આન્હિકકમલાકર ઇ૦

૫ કલ્પ—કન્યાદાનકલ્પ, ગોદાનકલ્પ, પુરશ્ચરણકલ્પ ઇ૦

૬ કલ્પલતા—શ્રાદ્ધકલ્પલતા વગેરે.

૭ કૌમુદી—વ્રતકૌમુદી, સંકલ્પકૌમુદી, દાનકૌમુદી ઈ૦

૮ કૌસ્તુભ—સંસ્કારકૌસ્તુભ ઈ૦

૯ ગણપતી—સંસ્કારગણપતિ ઈ૦

૧૦ ચિંતામણી—વિવાદચિંતામણિ, શ્રાદ્ધચિં૦ પુરૂષાર્થચિંતામણિ ઈ૦

૧૧ ચંદ્રિકા—અશૌચચંદ્રિકા, શિવાર્ચનચંદ્રિકા, લિંગાર્ચનચંદ્રિકા, રામાર્ચનચંદ્રિકા ઈ૦

૧૨ તંત્ર–સંસ્કારતત્વ, શુદ્ધિતત્વ, પ્રાયશ્ચિત્તતત્વ, તિથિતત્વ, યાત્રાતત્વ, મલમાસતત્વ, આન્હિકતત્વ, ઉદ્વાહતત્વ ઇ૦

૧૩ તરંગિણી—દુર્ગાભક્તિતરંગિણી ઇ૦

૧૪ દર્પણ—પ્રયોગદર્પણ, દત્તકદર્પણ, દલપતદર્પણ ઈ૦

૧૫ દીપિકા–સ્નાનદીપિકા વગેરે.

૧૬ નિર્ણય—તિથિનિર્ણય, અશૌચનિર્ણય ઇ૦

૧૭ પદ્ધતિ—સંન્યાસપદ્ધતિ, મઠપદ્ધતિ, વાસુદેવપદ્ધતિ૦

૧૮ પારિજાત—મદનપારિજાત ઇ૦

૧૯ પ્રતાપ—જયસિંહપ્રતાપ, નૃસિંહપ્રતાપ ઈ૦

૨૦ પ્રદીપ–સમયપ્રદીપ, અર્ચાપ્રદીપ ઈ૦

૨૧ પ્રયોગ–સોમપ્રયોગ, આધાનપ્રયોગ, સંન્યાસપ્રયોગ, સંસ્કારપ્રયોગ, પશુબંધપ્રયોગ ઈ૦

૨૨ પ્રવૃત્તિ–ધર્મપ્રવૃતિ ઇ૦

૨૩ ભટ્ટિ–નારાયણભટ્ટિ, વિશ્વનાથભ૦, ગાગાભ૦, કૃષ્ણંભ. અનંતભ૦, ગંગાધરભ૦, મહેશભ૦, શંકરભ૦, ગોપિનાથભ૦, બાળંભટ્ટિ૦ ઇ૦

૨૪ મયુખ—સંસ્કારમયુખ, ઉત્સર્ગમયુખ, શ્રાદ્ધમયુખ, પ્રાતષ્ટામયુખ, નીતિમયુખ, દાનમયુખ, કાલમયુખ, શાંતિમયુખ, સમયમયુખ, આચારમયુખ, શુદ્ધિમયુખ અને વ્યવહારમયુખ, એમ બાર ભેદ છે.

૨૫ માધવ–કાલમાધવ, નિદાનમાધવ, વ્યવહારમાધવ; પરાશરમાધવ ઇ૦

૨૬ માહાત્મ્ય–પંઢરીમાહાત્મ્ય, વ્યંકટેશમાહાત્મ્ય, ઈ૦ આ શિવાય પુરાણોક્ત માહાત્મ્યો છે.

૨૭ મીમાંસા-દિનત્રયમીમાંસા, દત્તકમીમાંસા, પિષ્ટ-પશુમીમાંસા ઈ૦

૨૮ મંજરી—પ્રવરમંજરી ઈ૦

૨૯ રત્ન—શાંતિરત્ન, આચારરત્ન ઈ૦

૩૦ રત્નાકર-શાંતિરત્નાકર, વિવાદરત્નાકર ઈ૦

૩૧ રહસ્ય-દાયરહસ્ય, અથર્વરહસ્ય, ઋગ્રહસ્ય, મજુર-હસ્ય. શિવરહસ્ય, દેવિરહસ્ય ઈ૦

૩૨ રાજ—વ્રતરાજ ઈ૦

૩૩ વિવેક-શ્રાધ્ધવિવેક, જાતિવિવેક ઈ૦

૩૪ વીરમિત્રોદય-વ્યવહારવીરમિત્રોદય ઈ૦

૩૫ શેખર—પ્રાયશ્ચિત્તેન્દુશેખર ઈ૦

૩૬ સેતુ—ગયાસેતુ, ત્રિસ્થલિસેતુ. વિવાદાર્ણવસેતુ ઈ૦

૩૭ સંગ્રહ-સ્મૃતિસંગ્રહ, ધર્મસંગ્રહ, સદાચારસંગ્રહ, દાયસંગ્રહ ઈ૦

૩૮ હેમાદ્રિ—દાનહેમાદ્રિ, વ્રતહેમાદ્રિ ઈ૦

આ શિવાય મૂળ ગ્રંથોપર વ્યાખ્યાનગ્રંથ પણ બહુજ છે; તેનાં ભાષ્ય, દીપિકા, ટીકા, વાર્ત્તિક, કારિકા, વ્યાખ્યા, ચૂર્ણિકા એવાં નાંમો છે. તેમાં ભાષ્ય આ નામ વેદભાષ્ય, પાણીની સૂત્રોપરનું, પાતંજલભાષ્ય અને શ્રીમચ્છંકરાચાર્યકૃત ગીતાભાષ્ય આ ત્રણને માત્ર લગાડે છે. બાકીના વ્યાખ્યાગ્રંથોને દીપિકાદિ બાકીના નામો તેનાં જેવાં લક્ષણો કથાં છે તે પ્રમાણે લગાડે છે આ ઉક્ત ગ્રંથો શિવાય બીજા સ્ફુટગ્રંથો છે તે:—

इतरग्रंथ ( पौरुष ).

૧ કાવ્ય-રામાયણ, ગીતગોવંદ, નૈષધ, માઘ, રઘુવંશ, કુમારસંભવ, નલોદય, ભામિનીવિલાસ, ભર્તૃહરિશતક

કિરાતાર્જુનીય, મેઘદૂત. પ્રસન્નરાઘવ, અનર્ઘ્યરાઘવ, કર્ણામૃત, સૌંદર્યલહરી, આનંદલહરી, માધવદૂત, ઘટકર્પર, આનંદરામાયણ, હનુમન્વીચી, અદ્ભુતરામાયણ, કૃષ્ણામૃતરામાયણ ઈ૦

૨ નાટક—શાકુંતલ, મુદ્રારાક્ષસ, પ્રબોધચંદ્રોદય, વિક્રમોર્વશી, ચૈતન્યચંદ્રોદય, માલવિકાગ્નિમિત્ર, માલતીમાધવ, પાર્વતીપરિણય, જાનકીપરિણય, ઉત્તરરામચરિત, નાગાનંદ, હનુમન્નાટક, રતિમન્મથ, વિદ્ધશાલભંજીકા ઇ૦

૩ ચંપૂ—નૃસિંહચંપૂ, ભારતચંપૂ, અનિરૂદ્ધચંપૂ, રામાયણચંપૂ, ગંગા ચંપૂ, વૃંદાવનચંપૂ, બાલચંદ્રચંપૂ. અભિનવરામાયણચંપૂ, ઇ૦

૪ કથા—બૃહત્કથા, કથાસરિત્સાર, કાદંબરી. વાસવદત્તા, સુબંધુ, મહાવીરચરિત, ભોજપ્રબંધ, વેતાલપંચવિંશતિ, શુકબહોત્તરી, વિક્રમચરિત્ર, સિંહાસનદ્વાત્રિંશતિ ઇ૦

૫ કલા—શાલહોત્ર (અશ્વવિદ્યા), ભરતનૃત્યકલા, કુંડમંડપ, દેવાલયપ્રકાર, ચોષષ્ઠિકલાનિર્ણય ઇ૦

૬ મતગ્રંથ—૧ વૈષ્ણવમતગ્રંથ—નારદપંચરાત્ર, શ્રીભાષ્ય, અણુભાષ્ય, મધ્વભાષ્ય, શતદૂષણી ઇ૦

૨ શૈવમતગ્રંથ—(૧)સ્માર્ત્તશૈવોના ગ્રંથ-શિવપુરાણ, શંકરભાષ્ય, લિંગપુરાણ, લિંગાર્ચનચંદ્રિકા, શિવરહસ્ય ઈ૦

(૨) લિંગાઇતના ગ્રંથ—પરમેશ્વરતંત્ર, શંકરસંહિતા, પરમરહસ્ય, બસવપુરાણ, સૂક્ષ્મતંત્ર, વર્તુલાગમ, વીરશૈવચિંતામણી, પાશુપતાગમ, વીરાગમ, ઇ૦

૩ જૈનમતગ્રંથ કલ્પસૂત્ર, ભગવતિસૂત્ર, ઇ.

૪ નાનકમતગ્રંથ (શિખલોકનાં) આદિગ્રંથ ઇ૦

૫ કબીરમતગ્રંથ-સાહેબકા શબ્દ, પદ, કબીરવાણી ઇ૦
૬ વારકરીમતગ્રંથ—તુકારામાની ગાથા, જ્ઞાનેશ્વરી, નામદેવનાં વગેરે ભજન ઇ૦
૭ સ્વામીનારાયણમતગ્રંથ--શિક્ષાપત્રી, વચનામૃત, સત્સંગજીવન ઈ૦
૮ સુભાષિતગ્રંથ—શારંગધર, ચાણાખ્ય ઇ૦

આ સર્વ ગ્રંથોના પાઠ સૌલભ્ય વાસ્તે ભાગ કરેલા હોય છે; ને તે ભાગને અનેક નામો આપેલાં-હોય છે. આ નામો આપવાનો કોઇ સાધારણ નિયમ હોય એમ દેખાતું નથી; એટલું માત્ર ખરૂં કે જુદા જુદા ગ્રંથ ભાગને જુદાજુદા નામો આપવાની રીતિ છે. વિષ્ણુ પુરાણમાં આ ભાગને અંશ એમ કહેલું છે, ભાગવતમાં સ્કંદ, ભારતમાં પર્વ, ઉપનિષદમાં વલ્લી, કોશ વગેરેમાં કાંડ, વર્ગ વગેરે, બ્રાહ્મણમાં પ્રપાઠક, ઋગ્વેદમાં વર્ગ આપસ્તંબ વેદમાં મંત્ર; સંહિતાંમાં અષ્ટક, યોગમાં આન્હિક, કાવ્યમાં તરંગ, સર્ગ વગેરે, સૂત્રમાં ખંડ, નારાયણોપનિષદમાં અનુવાક , આ રીતે સગવડ સારૂ જે ભાગ પડેલા હોય છે તેને નાના પ્રકારનાં નામો દે છે. શિવાય લહરી, અધ્યાય, ઉચ્છવાસ, ઉલ્લાસ, પાદ, પંચિકા, સ્તબક, રાત્ર, વગેરે અનેક ભાગ સંજ્ઞા છે.

ગ્રંથ પ્રસાર વિષે અને શિક્ષણ આપવા વિષે હાલના રાજનો પ્રકાર તપાસતાં ઘણોજ સંતોષકારક છે. હાલમાં ગરીબ તેમજ શ્રીમંત સર્વ, જે અંગ્રેજી રાજ્ય ધોરણ સૂધરેલા તેમજ સુશિક્ષિત થયા તેમના તરફથી અનેક નવીન ગ્રંથો થાય.છે. પેહેલાંનાં અનેક ગ્રંથોનું વાંચન ચાલે છે અને જુના અપ્રસિદ્ધ ગ્રંથોની પ્રસિદ્ધિ પણ થાયછે આ દેશના વિદ્યાધને અંત્યંત ઇ-

ષ્ટ છે. પ્રાચીન ગ્રંથ પ્રસારની તુલના હાલના ગ્રંથ પ્રસારના પ્રમાણમાં કરીએ તો ઘણીજ અંકુચિત ને કષ્ટકારક હતી અને હાલપણ વિદ્યાભિલાષી સરકાર આપણા પર ન હોત તો તે ક્રમ પણ નાશ પામી બીજોજ દુષ્ટ પ્રસંગ આ દેશપર આવી પડયો હોત. પ્રાચીન ગ્રંથ પ્રસાર એટલે ગ્રંથ કર્તાએ પોતાનો ગ્રંથ રાજા સરખા શ્રીમંતને બતાવવો અને પછી તે યોગ્ય જણાયતો તેણે તેની લેખકો પાસે હજાર પાંચસો નકલ કરાવવી ને તે પ્રસિદ્ધ અને વિદ્વત્પીઠ એવાં અનેક ઠેકાણે એકેક નકલ મોકલવી. પછી તે તે જગ્યાનાવિદ્યાપ્રિય લોકોને અમુક સારો ગ્રંથ આવ્યો છે એવું સમજાયું એટલે તેમણે તે ઉપરથી નકલ કરી લેવી અને આ રીતે તેની પ્રસિદ્ધિ કર્યા કરવી; પરંતુ હાલની રીત કેવળ જુદીજ છે. આજ જે ગ્રંથો પ્રસિદ્ધ થાય છે તે રાજા કે શ્રીમાનના આશ્રય ઉપર પ્રસિદ્ધ થતાજ નથીને તેમ થવાની આશા પણ નથી. આ બાબત સંબંધી હાલના ગ્રંથકારોને અનુભવ પણ હશેજ. હાલના રાજા, જાગીરદાર અને શ્રીમાન માંહેથી ગ્રંથપ્રસારેચ્છુ અથવા ગ્રંથ કર્તાને અંશતઃપણ સાહ્ય કરનાર એવા બી માટે પણ ચાર પાંચ દાણા મોટી મુશ્કેલીથી મળ્યા તો મળ્યા. આજ બે પ્રકારનાં વેદભાષ્યો, ષડદર્શનચિંતનિકા-વાગ્ભટનું વૈદ્યશાસ્ત્ર ને પ્રાચીન કાવ્યેતિહાસ એવા ગ્રંથો જે ગરીબીને લીધે કાંઇ નિયત ક્રમથી પ્રસિદ્ધ થાય છે તેને ગરીબ પણ વિદ્યાપ્રિય લોકોના પ્રમાણમાં ઘણા થોડાજ રાજા, જાગીરદાર અને શ્રીમાન તરફથી મદદ મળતી હશે. પરંતુ વસ્તુતઃ આવા ગ્રંથોની પ્રસિદ્ધિ સાધારણ લોકોની સાહ્યતાથીજ થાય છે આ સર્વ જાણે છે. રાજા કે શ્રીમાનનો ખાનગી ખરચ ઓછો છે એમ તો કાંઈજ નથી પણ તેમના ખરચનો માર્ગ ઘ-

ષોજ જુદો હોઇ તે દેશની વિદ્યા વૃદ્ધિને સાહ્યભૂત થાય એવો અંશતઃ પણ નથી. પણ દેશમાં દારિદ્ર ને અજ્ઞાન વધારવા શ્રીમાન લોકો અદ્યાપિ ગાઢ નિદ્રામાં હોઈ તેમને હાલચાલ કાંઈજ નથી એમ કહેવુંજ પડે છે તે આ દેશનું મોટું દુર્ભાગ્ય સમજવું! ગ્રંથપસાર આ વિદ્યાવૃદ્ધિનું મૂળ કારણ છે. પરંતુ વિદ્યાનોજ જેને સ્વાદ નથી તે આ ગ્રંથ પ્રસારરૂપ વિદ્યામંદિરનો પાયો રચવા વ્યર્થ શ્રમ શું કરવા કરે? આ પણ ખુલુંજ છે. સારાંશમાં આ દેશમાં જે કાંઇ વિદ્યાવૃદ્ધિ થવાની હશે તેનું જોખમ અથવા તેનું ગૌરવ આનો કોઇ પણ ભાગ હાલના રાજા કે શ્રીમાનને મળવાની આશા નથી ને તેને તેની જરૂર પણ નથી. આ એક હાલનું આ દેશપરનું અનિષ્ટ લક્ષમાં લઈ તન્નિવારણાર્થે સર્વે ઉદ્યોગ કરવો. નવા ગ્રંથોને ઉત્તેજન આપવાની અથવા તો નવીન ગ્રંથ કરવાની વાત તો બાજુએજ રાખીએ; પરંતુ પ્રાચીન વાગ્ભટ્ટાદિએ કરેલા ગ્રંથોનું પર્યાલોચન કરવું નેતે બાબત અનુભવ લઇ દેશકાલ વર્ત્તમાન પ્રમાણે તેમાં વધઘટ કરવી અથવા ભાસ્કરાચાર્ય જેવા જોતિષિએ કરેલા ગણિતને ચાલન દેવું ઇત્યાદિ પ્રકાર આશ્રય કમીપણા યોગે સર્વથા બંધ પડી સર્વ આગેવાન એટલે રાજા શ્રીમાન લોક એશઆરામમાંજ સ્વસ્થ રહ્યા છે સ્વદેશ કે પરદેશના ઈતિહાસ તો રહેવા દો, પરંતુ પોતપોતાના પ્રાંતના ઈતિહાસનો, તે પણ પરદેશી ઉદ્યોગી અંગ્રેજ ગૃહસ્થોએ બનાવ્યા છે તેનો, તરજુમો પણ દેશભાષામાં કરાવવાની કોઇની ઇચ્છા નથી. અથવા તો આવા આવા આપણા પ્રાંતના ઇતિહાસ અમુક ગૃહસ્થે પ્રસિદ્ધ કર્યા છે આની પણ કેટલાક અક્ષરશત્રુંને જ્ઞાનશૂન્યને ખબર સુદ્ધાં નથી. રાજ્યસ્થાનનો ઈતિહાસ

મી. ટાડ આણે કર્યો ને મરાઠાનો ઇતિહાસ મી. ગ્રાંડ ડફ આણે કર્યો. તેવોજ મધ્ય હિંદુસ્થાનનો ઇતિહાસ માલ્કમ સાહેબે કર્યો ને આખા હિંદુસ્તાનો ઈતિહાસ એલ્ફીનસ્ટન સાહેબે કર્યો. શિવાય આજ પ્રમાણે મ્હેસૂર, ગુજરાત, બંગાલા, કોકણ, પંજાબ વગેરે પ્રાંતના ને જુદા જુદા રાજાના પણ ઇતિહાસ સાહેબ લોકોએજ લખ્યા છે. ગ્રાંડડફ સાહેબના કરેલા ઇતિહાસનું ભાષાંતર પણ સરકારેજ કરાવ્યું અને તે નિશાળમાં શિખવાય છે. અને તેથીજ લોકોને મરાઠાની કારકીર્દીમાં શું શું બનાવો બન્યા વગેરે વૃતાંતો સમજાય છે. પરંતુ રાજસ્થાનનો ઇતિહાસ તો તેમજ હજી ઇંગ્રેજીમાં હોઇ એક પણ રજપુત રાજાએ પોતાની દેશી ભાષામાં તે ઉતરાવવાનો પરિશ્રમ કર્યો નથી. આજ પ્રમાણે જયપૂર, જોધપૂર, મેવાડ, મારવાડ વગેરે પ્રાંતોના ઈતિહાસ હર પ્રયત્ને અંગ્રેજોએ લખ્યા પરંતુ આવાં પુસ્તક તૈયાર છતાં તે સ્વભાષામાં લાવવાની કોઇને બુદ્ધિ થવી જોઈતી નથી કે? આજ સ્થિતિ ભૂગોલિક જ્ઞાનની. કલકત્તા એજ અંગ્રેજોનું વિલાયત, શેષના માથાપર આ સર્વ ભૂમંડળ છે, કન્યાકુમારીથી તે હરિદ્વાર સુધીજ માત્ર નવ ખંડ પૃથ્વી અને દસમો ખંડ કાશી ઈત્યાદિ પ્રાચીન અજ્ઞાનજન્ય કલ્પના અદ્યાપિ આપણા રાજા ને શ્રીમાન લોકોના મનમાંથી ગઇ નથી ત્યારે અશિક્ષિત સ્ત્રી, શૂદ્ર તો બાજુજ રહ્યા. આપણા પ્રાંતોમાં કોણ કોણ અને કેવાં સ્થલો છે, ત્યાંના લોકો કેવા છે વગેરે જ્ઞાન પાંચ હજાર ગાઉપરના દૂરના રહેવાસીઓમાં જેટલું હશે તેટલું આપણા સંપત્તિમાં સુખ પામેલાઓમાં નથી. આવીજ રીતે શિલ્પ ગ્રંથની તાણ હોઇ તે તાણ આપણા શ્રીમાન લોકોને કાલત્રયીમાં પણ દેખાતી નથી. સર્વ પ્રકારે દેશમાં સારા અને ઉપયુક્ત કામની

વૃદ્ધિ થવાની શ્રીમાન લોકોનેજ વિશેષે કરી ઇચ્છા ને અભિમાન હોય તો તેમના તરફથીજ યોગ્ય દ્રવ્યવ્યય થઇ દેશનું પણ કલ્યાણ થાય છે. આવી અનેક બાબતોના મનોરથ ગરીબોને ઉત્પન્ન થવાથી કાંઈ ફાયદો નથી. કારણ उत्पद्यन्ते विलियन्ते दारिद्राणां मनोरथाः આ ન્યાય પ્રમાણે દરિદ્રીમાં મોટા હેતુઓ ઉત્પન્ન થવા ન થવા સરખાજ છે. વાસ્તે આ સર્વ બાબતમાં શ્રીમાનજ વિશેષે કરી જવાબદાર છે. હાલમાં સરકાર રાજકુમાર કોલેજ જેવી પાઠશાળા સ્થાપી તેમાં શ્રીમંત અને રાજાના છોકરાને જબરીથી વિદ્યાભ્યાસ કરાવી બળથી વિદ્યામૃત પાય છે. આથી આપણા દેશની ને મુખ્ય તો શ્રીમંત લોકની નિકૃષ્ટસ્થિતિ નાશ પામી જલદી જ્ઞાનસંપન્ન સુસ્થિતિ આવવાનો સંભવ છે.

ઉપર જે ગ્રંથ રાશીની યાદી આપી છે તેમાં સત્ય ગ્રંથ કયા, ઉપયોગી ગ્રંથ કયા, ને અદ્ભૂત ગ્રંથ કયા, વગેરેનો વિચાર કરવો મુખત્વે આવશ્ય હોઈ તે સદસદ્વિવેકબુદ્ધિએ કર્યા વગર ચાલવાનું નથી. શાસ્ત્ર કયાં, આ બાબત પૂર્વ રૂષિમુનીઓએ તો આમ લખી રાખ્યું છે કેઃ—

लोके प्रेत्यच विहितो धर्मः, तदभावे शिष्टाऽऽचाराः प्रमाणं॥

वसिष्ठस्मृति.

स्मृतेर्वेदविरोधे तु परित्यागो यथा भवेत्॥
तथैव लैकिकं वाक्यं स्मृतिबोधे परित्यजेत्॥ चतुर्विंशतिमत.
समयाचारिका धर्मा जातिदेशकुलोद्भवाः ।
ग्रामाऽऽचाराः परिग्राह्या ह्येचाविध्यविरोधिनः।-स्मृतिसार.
धर्मजिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः॥
द्वितीयं धर्मशास्त्रं तु तृतीयं लोकसंग्रहः॥—भारत.
न यत्र साक्षाद्विधयो न निषेधाः श्रुतौ स्मृतौ ॥
देशाऽऽचार कुलाऽऽचारैस्तत्रधर्मो निरुप्यते ॥—स्कंदपुराण.

આજ ઉપરથી શ્રુતિ પ્રમાણ મુખ્ય છે એવું ઠરે છે ને આ પ્રમાણે વહીવટ પણ છે. યજ્ઞમાં એકાદશી, શિવરાત્ર આવી તો તે માનતા નથી ને સૂર્યપર્વણી ને પિંડપિતૃયજ્ઞ આવે છે ત્યારે તે સમયે પણ શ્રૌતા પુરાણનો ત્યાગજ કરે છે. રૂઢી એ શાસ્ત્રથી શ્રેષ્ઠ નથી એમ છતાં પણ योगाद्रूढिर्बलीयसी આ વાક્ય લોક લઇ રૂઢિને બળવાન ગણે છે. પરંતુ આ વાક્ય ધર્મશાસ્ત્રને બીલકુલ લાગુ ન હોઈ વ્યાકરણશાસ્ત્રને લાગુ છે; કારણ કે શબ્દનો અર્થ રૂઢી ઉપરથી સિદ્ધ થાય છે. ધર્મશાસ્ત્રને આ વાક્ય લાગુ કરવું આ વિસંગત છે. સારાંશ પ્રસ્તુતકાલપર નજર કરીએ તો વેદને આ કાળમાં પ્રમાણ માનો તે પ્રમાણે વર્ત્તન કરવામાં અડચણ આવશે, સ્મૃતિનેજ કેવળ પ્રમાણ માની તોપણ અડચણ છે ને પુરાણને પ્રમાણ માન્યાં તો કેવળ અનવસ્થા થશે. માટે શ્રૌત સ્માર્ત્ત, અને પુરાણ આનું યોગ્ય પર્યાલોચન કરી સારાસાર વિચારથી દેશને લાભ થાય એવા આચાર વિચાર, રૂઢી અને શાસ્ત્ર પણ વિદ્વાન્ લોકોએ ઠરાવવાં આમ અમે કહીએ છીએ. અમે કહીએ છીએ એટલુંજ નહી પણ પૂર્વાપર રૂષિ વગેરે પણ આમજ કરતા આવ્યાછે.

---

# परिशिष्ट ३ जुं.

## त्रिकांड धर्म.

હિંદુ ધર્મના જ્ઞાન, કર્મ અને ઉપાસના આવા ત્રણ પ્રકાર હોવાથી તેને ત્રિકાંડ ધર્મ કહે છે. જ્ઞાનકાંડ પ્રમાણે ચાલનારને નિવૃતિ માર્ગી અને કર્મ ઉપાસના કાંડ પ્રમાણે ચાલનારને પ્રવૃતિ માર્ગી કહે છે, આ ત્રણ કાંડનું સંક્ષેપ લક્ષણ ધ્યાન, યજન અને ભજન આ છે. પેહેલાં* ધ્યાન મનને કરી

પરમાત્માનું ચિંતન કરતા હશે. યજ્ઞ યાગાદિક ક્રિયા એટલે અગ્નિ મુખ કર્મ કરવાના પ્રચારને કર્મકાંડ કહે છે અને ઇશ્વરભક્તિ અને પુજા અર્ચનાદિકને ઉપાસના અથવા ભક્તિ કાંડ કહેછે

अविद्यायां बहुधा वर्तमाना वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः॥
यत्कर्मिणो न प्रवेदयन्ति रागा त्तेनाऽऽतुराः क्षीणलोकाश्च्यवन्ते ॥
इष्टापूर्त्तं मन्यमाना वरिष्ठं नाऽन्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः इ०

मुण्डकोपनिषद्, प्रथम मुंडक, द्वितीय खंड.

कर्मणा बध्यते जन्तु-र्विद्यया च विमुच्यते॥
तस्मात्कर्म न कुर्वन्ति यतयः पारदर्शिनः ॥

તેમજ કર્મકાંડ પ્રતિપાદક જે શ્રુતિ છે તેને અપરાશ્રુતિ કહે છે એટલે તે વ્યવહારોપયોગી છે પણ પરમાર્થોપયોગી નથી. ઉપનિષદ્‌ભાગને પરાશ્રુતિ કહે છે અને તે પરમાર્થોપયોગી છે એમ માને છે. આ વિષે મુંડકોપનિષદ્‌ના પેહેલા મુંડકના પેહેલા ખંડમાં લખ્યું છે કેઃ—

तस्मै स होवाच, द्वे विद्ये वेदितव्यइति ह स्म यद्
ब्रह्मविदो वदन्ति--परा चैवाऽपरा च ॥

---

*આજ પણ જ્ઞાનકાંડાનુસારી સંન્યાસી વર્ગ છે. સંન્યાસીને કર્મ અને ઉપાસનાનું પ્રયોજન ન હોઈ તેઓએ માત્ર ઉપનિષદ્‌ભાગનો અભ્યાસ કરી ઇશ્વિર વિષયક જ્ઞાન મેળવવું. આવો અધિકાર પ્રાપ્ત થયા વગર સંન્યાસ પણ થતો નથી. સંન્યાસ એટલે ભગવાં વસ્ત્રો કરવાં કે દંડ કમંડલુ લેવાં આમ નથી પણ ઇશ્વરજ્ઞાન સંપાદાન કરવા જેવી પુખ્ત બુદ્ધિ જેની થઈ હોય તેજ ખરો સંન્યાસી થાય છે. ભગવાં વસ્ત્રો અને દંડ કમંડલુ આ બાહ્ય દર્શન છે. બાહ્ય દર્શન પણ લોકોચારથી તે જુદા છે એટલા માટેજ હોય છે. સંન્યાસીના બહુદક, કુટીચક, હંસ અને પરમહંસ આવા ચાર ભેદછે. પરમહંસ આ જ્ઞાનશ્રેષ્ઠ હોય છે અને પરોપકાર અને ધર્મ વચન આનાં મુખ્ય કર્મ હોય છે.

तत्राऽपरा--ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः
शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छंदो ज्योतिषमिति ॥
अथ परा—यया तदक्षरमधिगम्यते ॥
तस्मै स होवाच, पितामहश्च श्रद्धाभक्तिज्ञानयोगादवेहि ॥
न कर्मणा न प्रजया धनैर्न त्यागेनैके अमृतत्वमानशुः ॥

कैवल्योपानिषद्.

સંન્યાસીનો આચાર આવો કહ્યો છેઃ—

न तेषां धर्म नचानृतं सर्वं सहाः सर्वं समाःसमलोष्ठा
ऽश्मकाञ्चनायथोपपन्नचातुर्वर्ण्यमौक्षाचर्यं चरन्त आ
त्मानं मोक्षयन्त इति ॥— आश्रमोपनिषद्-

યજ્ઞોપવિતના સંબંધમાં આ બ્રહ્મવાદી કહે છેઃ—

सशिखं वपनं कृत्वा बहिः सूत्रं त्यजेद्बुधः॥
यदक्षरपरं ब्रह्म तत्सूत्रमितिधारयेत् ॥
ब्रह्मभावमयं सूत्रं धारयेद्यः सचेतनः ॥
धारणात्तस्य सूत्रस्य नोच्छिष्टोनाऽशुचिर्भवेत्
सूत्रमन्तर्गतं येषां ज्ञानयज्ञोपवीतिनां ॥
ते वै सूत्रविदो लोके ते च यज्ञोपवीतिनः
शिखा ज्ञानमयी यस्य उपवीतं च तन्मयं॥
ब्राह्मण्यं सकलं तस्य इति ब्रह्मविदो विदुः ॥—ब्रह्मोपनिषद्.

સંધ્યાવંદન વિષે પણ બ્રહ્મવાદી આમ કહે છેઃ—

एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तराऽत्मा ॥
कर्माऽध्यक्षः सर्वभूताऽधिवास साक्षी चेता केवलो निर्गुणश्च॥श्वेताश्वतरोप.

तेन सन्ध्या ध्यानमेव तस्मात्सन्ध्याभिवन्दनं ॥
निरूढका ध्यानसन्ध्या वाक्कायक्लेशवार्जिता ॥—ब्रह्मोपनि॰

આ જ્ઞાનીઓએ બ્રહ્મ વર્ણન આવું કર્યું છે.

एको वशि सर्वभूतान्तराऽत्मा एकं रूपं बहूधा यः करोति
तमात्मस्थं ये ऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषां ॥
नित्यो नित्यानां चेतनश्चेतनाना—मेको बहूनां यो विदधाति कामान् ॥
तमात्मानं येनुपश्यन्ति धीरा—स्तेषां शान्तिः शाश्वती नेतरेषां ॥
न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमाविद्युतो भान्ति कुतोऽयमग्निः ॥
तमेवभान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति॥ -

कठोपनिषद्, पंचमवल्लि.

तदेवभूतं तदुभाव्यमानमिदं तदक्षरे परमे व्योमन् ॥
येनावृतं खं च दिवं च महीं च येनादित्यस्तपति तेजसा भ्राजसा च॥

बृहन्नारायणोपनिषद्.

विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुतः विश्वतः स्यात्
सम्बाहुभ्यां धमतिसम्पतत्रै--र्द्यावाभूमिं जनयन्देव एकः॥ श्वेताश्वतरो०

બ્રહ્મવાદી કહે છે કે કર્મકાંડીલોકોના યજ્ઞ પશુ, પુરોડાસ-દર્ભ, ને સમિધથી થાયછે પરંતુ જ્ઞાનીની યજ્ઞ-સામગ્રી જુદીજછે.
तस्यैवं विदुषो यज्ञस्याऽत्मा यजमानः, श्रद्धा पत्नी, शरीरमिध्म-मुरो वेदि--र्लोमानि बर्हि--र्वेदिः शिखा, त्हृदयं यूपः, काम आज्यं, मन्युः पशुः-स्तपोग्निर्दमः शमयिता, वाग्धोता, प्राणउद्गाता, चक्षुरध्वर्यु र्मनो ब्रह्मा, श्रोत्रमग्नी०॥ बृहन्नारायणोपनिषद्.

वेदाहमेतं पुरुषं महान्त--मादित्यवर्ण तमसः परस्तात॥
तमेव विदित्वा ति मृत्युमेति नाऽन्यः पन्था विद्यतेऽयनाय॥
ततः परं ब्रह्म परं बृहन्तं यथा निकायं सर्वभूतेषु गूढं॥
विश्वस्यैकं परिवेष्टितारं ईशं तं ज्ञात्वा मृता भवन्ति॥
तमेव ज्ञात्वा मृत्युपाशांश्छिनन्ति॥—श्वेताश्वतरोपनिषद्.
ब्रह्मविदाऽऽप्नोति परम्, सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥-ब्रह्मवल्ली.

સારાંશ બ્રહ્મદર્શન કરનારા જે શ્રુતિ તેને માત્ર પરા એટલે ઉત્તમ માને છે. પરા અને અપરાનો સ્પષ્ટ ભેદ આવો છે

કે પરાશ્રુતિમાં પાર્થના બીલકુલ ન હોઇ કેવળ બ્રહ્મવર્ણન અને બ્રહ્મસાધનોપાય માત્ર હોય છે અને આ રામાં પ્રાર્થના શિવાય બીજો વિષય નથી. અપરાશ્રુતિના ઉદાહરણો નીચે પ્રમાણેઃ-

हृद्रोगं मम सूर्य! हरिमाणं च नाशय०

द्विषन्तं मह्यं रन्धयन्मो अहं द्विषतेरधं०

यद्भद्रं तन्म आसुव०

भियं दधाना हृदयेषु शत्रवः पराजितासो अपनीलयन्ताम्०

यन्तु नदयो वर्षन्तु पर्जन्याः सुपिप्पला ओषधयो भवन्तु०

सूर्यो नो दिवस्या तु वातोरंतरिक्षात्०

मानोऽवधिः पितरं मोतमातरं प्रिया मानस्तनु वो रुद्ररीरिषः० नमस्ते नो मृडयन्तु ते यं द्विष्मो यश्च नो द्वेष्टित वो जम्भे दधामि ॥

मृत्योर्मुक्षियमामृतात्०

अहीँश्च सर्वान्जम्भयन्सर्वांश्चयातुधान्यः०

આ ઉપરથી સર્વ વેદ મંત્ર પ્રાર્થના રૂપ છે. પરંતુ ઉપનિષદ્ભાગમાં બ્રહ્મ વર્ણન અને સાધન વર્ણન માત્ર હોય છે.

**ब्रह्मरूपनुं वर्णन.**

यदेकं निष्कलं ब्रह्म व्योमातीतं निरञ्जनम् ।
अप्रतर्क्यमविज्ञेयं विनाशोत्पत्तिवर्जितम् ॥
कैवल्यं केवल शान्तं शुद्धमत्यन्तनिर्मलम् ।
कारणं योगीनिर्मुक्तं हेतुसाधनवार्जितम्

**ध्यानश्रेष्टत्व.**

तपेद्वर्षसहस्राणि एकपादास्थितो नरः।
एकस्य ध्यानयोगस्य कलानार्हन्ति षोडशीम्
तर्थानि तोयरूपाणि देवान् पाषाणमृन्मयान् ।
योगिनो न प्रमद्यन्ते आत्मध्यानपरायणाः ॥

यथा खरश्चन्दनभारवाही भारस्य वेत्ता न तु चन्दनस्य।
तथैव शास्त्राणि बहूनधीत्य सारं न जानं खरवद्वहेत्सः ॥ उत्तरगीता.

આ ઉપરથી ઉપનિષદ્‌ભાગ એટલે વેદાંત—આમાં પૂર્વ વેદાંત આ રૂષિ પ્રોકત અને ઊત્તર વેદાન્ત આચાર્ય પ્રોકત આ-વા બે પક્ષ છે. પૂર્વ વેદાન્તમાં एक मेवा द्वितीयं આ પ્રતિપાદન છે. ઉત્તર વેદાંતમાં अहं ब्रह्मास्मि, ब्रह्मै वाहं न संसारी આનું પ્રતિપાદન છે. પરંતુ કર્મકાંડી કર્મજ પ્રાધાન્ય માને છે અને બ્રાહ્મણોને તો તે જોઈએજ આમ સમજે છે. ભકિત માર્ગી સગુણ ઉપાસના શ્રધ્ધા, ભાવપુર્વક પુજન, ભજન, કીર્તન, ઉપાસના અને સ્તવનથી કરવી આમ માને છે અને તેઓ પણ પોતાના કાંડને ઉત્તમ કહે છે. તેઓ કર્મકાંડનું ફલ આવું કહે છેઃ—

तेतं भुक्तवा स्वर्ग लोकं विशालं क्षीणे पुण्ये मर्त्य लोकां विशांति ॥ गीता ॥

અને ભક્તિનું ફળ તો આવું છે કેઃ—

यद्गत्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम ॥ गीता.

આ રીતે દરેક પોતપોતાના કાંડને ઉત્તમ માને છે અને દરેકના અનેક ગ્રંથો છે. કર્મ કાંડના ગ્રંથો ઘણા હો-ઈ તે બહુ જુના છે. તેથી પ્રથમ કર્મ કાંડનો ખુલાસો આપવા યોગ્ય ધાર્યું છે.

કર્મકાંડ એટલે બ્રાહ્મણોએ અગ્નિ દ્વારા ઈશ્વર સેવન કરવું અને ગૃહસ્થોએ ઘરમાં ધારાગ્નિ કિંવા અગ્નિહોત્રના ત્રણ અગ્નિ હમેશ રાખી તેમાં હોમ હવન કરવો. આ વિષે આમ કહ્યું છે કેઃ—

अग्नौ क्रियावतां देवो दिवि देवो मनीषिणां ॥
प्रतिमा स्वल्पबुद्धीनां सर्वत्र समदर्शिनाम ॥

બ્રાહ્મણોને સોળ સંસ્કાર કરવાની જરૂર છે. જનોઈ પેહેલાં તો जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते શૂદ્ર વ ગણાય છે. આ સોળ સંસ્કાર આ પ્રમાણે હોય છેઃ—

૧ ગર્ભાધાન, ૨ પૂંસવન, ૩ સીમન્તોન્નયન, ૪ જાતકર્મ, ૫ નામકરણ, ૬ વિષ્ણુબલિ, ૭ નિષ્ક્રમ, ૮ અન્નપ્રાશન, ૯ ચૌલ અથવા ચૂડાકર્મ, ૧૦ ઉપનયન, ૧૧ મેધાજનન, ૧૨ મહાનામ્ની, ૧૩ મહાવ્રત, ૧૪ સમાવર્ત્તન, ૧૫ વિવાહ અને ૧૬ મો અંત્યેષ્ટિ નામનો એક સંસ્કાર છે. કર્મકાંડમાં અગ્નિ આ મુખ્ય છે. જુદા જુદા પ્રસંગે અગ્નિને જુદાં જુદાં નામો આપવામાં આવે છે તે આ પ્રમાણે છેઃ— પાવક, મારૂત, પવમાન, મંગલ, પ્રબલ, પાર્થિવ, સભ્ય, સમુદ્ભવ, સૂર્ય, યોજક, રૂક્મક, દ્વિજ, હવ્યવાહન, કવ્યવાહન, વરદ, બલવર્ધન, ક્રોધ, કામદ, ક્રવ્યાદ, વન્હિ, હુતાશન, ઇત્યાદિ. તેમજ આ પ્રકરણમાં દેવ પણ જુદા જુદા આવે છે. પુરૂરવાર્દ્રવ, ધનુર્ધર, સત્યવસુ, નાંદીમુખ, કામકાલ, ધૂરિલોચન વગેરે. આ પ્રમાણે કર્મના પણ અનેક પ્રકાર છેઃ—શ્રૌત, સ્માર્ત્ત, પુરાણોક્ત, સૂત્રોક્ત, ઈષ્ટાપૂર્ત્ત, પ્રાયશ્ચિત્ત, શાંતિક, પૌષ્ટિક, નિત્ય, નૈમિત્તિક, મંગલ, અમંગલ, વર્ણાશ્રમકર્મ, શિષ્ટાચારપ્રાપ્ત, કામ્ય, જાતિવિશિષ્ટ, યુગવિશિષ્ટ, આપત્તિનિમિત્ત, બાલ વૃદ્ધ આતુરાદિ અવસ્થાવિશિષ્ટ ઈત્યાદિ. ઉપર કહ્યા શિવાય અગ્નિહોત્રીના ઘરમાં गार्हस्पत्य, दक्षिणाग्नि અને आहवनीय આવા ત્રણ અગ્નિ હોય છે. તેમજ ગૃહસ્થના ઘરમાં स्मार्त्ताग्नि હોય છે. અગ્નિહોત્રીના અગ્નિને શ્રૌતાગ્નિ અને ગૃહસ્થના અગ્નિને ગૃહ્યાગ્નિ કહે છે. શ્રૌતાગ્નિમાં હવિસંસ્થા, સોમસંસ્થા ને ઉત્તરક્રતુ વગેરે કર્મો થાય છે અને ગૃહ્યાગ્નિમાં પાકસંસ્થા માત્ર થાયછે. આ સંસ્થાકર્મોમાં

જે કર્મો આવે છે તે નીચે પ્રમાણેઃ—

| (૧)હવિસંસ્થા(શ્રૌત્ર). | (૨)સોમસંસ્થા(શ્રૌત). | (૩) ઉત્તરક્રતુ(શ્રૌત |
|---|---|---|
| ૧ અગ્ન્યાધેય. | ૧ અગ્નિષ્ટોમ. | ૧ અશ્વમેધ. |
| ૨ અગ્નિહોત્ર. | ૨ અત્યગ્નિષ્ટોમ. | ૨ સત્ર. |
| ૩ દર્શપોર્ણિમાસ. | ૩ ઉકથ. | ૩ રાજસૂય. |
| ૪ ચાતુર્માસ્ય. | ૪ ષોળસી. | ૪ પૌંડરિક. |
| ૫ આગ્રયણ. | ૫ વાજપેય. | ૫ સર્વમેધ |
| ૬ નિરૂઢપશુબંધ. | ૬ અતિરાત્ર. | ૬ વિશ્વજીત. |
| ૭ સૌત્રામણિ. | ૭ સર્વતોપૃષ્ટ. (અપ્તુર્યામ). | ૭ પુત્રેષ્ટિ પર્જન્યષ્ટિ |

અને ગૃહ્યાગ્નિ પરના પાકસંસ્થાના પેટામાં આ સાત કર્મો થાય છે. ૧ શ્રવણાકર્મ, ૨ અશ્વયુજી, ૩ પ્રત્યવરોહણ, ૪ આગ્રયણ એટલે નવાન્નેષ્ટિ, ૫ પિંડપિતૃયજ્ઞ, ૬ સર્પબલિ અને ૭ અન્વષ્ટકા.

ઉપર ઉત્તરક્રતુમાં જે કર્મો કહ્યાં તે શિવાય સર્વતોમુખ, મહાવ્રત વગેરે અનેક યાગ ને સત્રો છે. હાલના કાળમાં જેમ અનેક જાત્રા, મેળા ને ઉત્સવ છે તેમ શ્રૌત કાળના આ ઉત્સવ છે.

આ કર્મ સંબંધી નિયમ પણ બહુ છે. તેમાં તેને લગતાં દ્રવ્યો, પાત્રો, સંભાર, મંડપવિધિ, મંત્ર, કુંડો, વગેરેની રીત ને બેઠક, રૂત્વિજ વગેરેનો ખુલાસો કર્યો છે. તેની પરિભાષા શ્રૌતી ને યાજ્ઞિક સારી પેઠે જાણે છે. યાજ્ઞિકકર્મમાં ૧ હોતા, ૨ અધ્વર્યું, ૩ બ્રહ્મા ને ૪ ઉદ્ગાતા આવા ચાર મુખ્ય ઋત્વિજ હોઈ તે પ્રત્યેકના પેટામાં ત્રણ ત્રણ એવા ૧૨, મળી એકંદર સોળ ઋત્વિજ હોય છે. તે બારનાં નામોઃ- ૧ મૈત્રાવરૂણ, ૨ પ્રતિપ્રસ્થાતા ૩ બ્રાહ્મણાચ્છંસી, ૪ પ્રસ્તોતા,

૫ આચ્છાવક, ૬ નેષ્ટા, ૭ આગ્નીધ્ર, ૮ પ્રતિહર્ત્તા, ૯ ગ્રાવસ્તોતા, ૧૦ ઉન્નેતા, ૧૧ પોતા અને ૧૨ સુબ્રહ્મણ્ય આ પ્રમાણે યાજ્ઞિકોની વ્યવસ્થા છે. હવે જે યજ્ઞમંડપ ઘાલે છે તેને ચાર દિશાએ ચાર દ્વારે રાખી મંડપમાં માહાવેદી કરે છે ને તે મહાવેદીમાં ઉત્તરવેદી, યૂપ, હવિર્ધાન, ઉપસદ, માર્જલિયા, સદ (પ્રેક્ષકને બેસવાની જગ્યા), વગેરે સ્થલો હોય છે. મહાવેદીનો બહાર ચાત્વલ, શામિત્રશાલા, ઉવધ્યગોહ વગેરે ભાગ કાઢી તેની મધ્યમાંથી માર્ગ કાઢેલેલા હોય છે તેને સંચાર કહે છે. ને મહાદેવીની પશ્ચિમે અગ્નીના કુંડો, પત્નીશાળા, યજમાનનું આસન, બ્રાહ્મણોનાં સ્થાનો, ધર્મ, મુખ્ય ઋત્વિજનું સ્થાન, ઇત્યાદિ જગ્યા કરેલી હોય છે. યજ્ઞમંડપમાં દ્વાર ને પ્રતિગ્વર મળી ૧૨ પાવલાં અને મહાવેદી ૩૬ પાવલાં મળી ૪૮ પાવલાં હોઈ તેને બહિર્વેદી ને અંતર્વેદી હોય છે.

યાજ્ઞિક કર્મોને પાત્રો વગેરે જે સામાન લાગે છે તે—ઇધ્મા, બર્હિ, ધૃષ્ણી, સ્રુચ, ચમસ, ગ્રાવણ, સ્વરવ, ઉપરવ, દંડ દ્રોણકલશ, વાયવ્યકલશ, પૂતભૃત્, ગૃહ, ઈડસૂનુ, સ્વધિતિ, ઈત્યાદિ પદાર્થ મુખ્ય છે. સોમ યાગમાં જે અનેક અનુષ્ઠાનો છે, તેમાં દીક્ષણીયા, પ્રાયણીયા, આતિથ્ય, ધર્મ, અગ્નિષોમિયા, પાશુક, સુત્યા, પ્રાતઃસવન, માધ્યાન્હસવન, તૃતીયસવન, સોમપાન, અવભૃત, વરૂણેષ્ટિ વગેરે હોઇ આ સર્વ સાત દિવસમાં કરવાનાં હોય છે. યજ્ઞમાં અજ (બકરાં) હોમવાં પડે છે તે ખરાંજ બકરાં લેવાં કિંવા લોટનાં બકરાંની મૂર્ત્તી કરવી આ વિષે વાદ છે. કેટલાક પ્રત્યક્ષ પશુ લેવાં એમ કહે છે ને કેટલાક પિષ્ટપશુ કરવા આમ કહે છે. આ વિષે પિષ્ટપશુમિમાંસા વગેરે સ્વતંત્ર ગ્રંથ છે. જેટલો યજ્ઞ તેટલાં વધારે પશુ લાગે છે. વાજપેય નામનો એક યજ્ઞ છે તેમાં ૨૭ પશુ જોઇએ છીએ ને અ-

શ્વમેધ કરીને જે મુખ્ય યજ્ઞ છે તેમાં તો ૨૬૦ પશુ લાગી શિવાય જે એકાદશની કરે છે તે પ્રત્યેક એકાદશનીને અગીઆર અગીઆર પશુ લાગે છે.

આ પ્રમાણે કર્મકાંડનું સંક્ષિપ્ત વર્ણન કર્યું; હવે ઉપાસના અને જ્ઞાનકાંડનું વર્ણન કરીએ છીએઃ—

જ્ઞાનકાંડી કહે છે કે પરમેશ્વર પ્રાપ્તિ સારૂ અથવા જ્ઞાન પ્રાપ્તિ સારૂ આ ખટપટની જરૂર નથી. અમારાં પરમેશ્વર પ્રાપ્તિનાં સર્વ કર્મ માનસિક છે. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રધ્ધા, અને સમાધાન આ ષટ્ક અને સાધનચતુષ્ટય એટલાં હોય એટલે ઇશ્વર પ્રાપ્તિ થાય છે. સાધન ચતુષ્ટય એટલે નિત્યાનિત્ય વિચાર, ફલ ભોકતૃત્વ સંબંધ વિરાગ, સમાદિ સંપત્તિ અને મુમુક્ષત્વ. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ આ ત્રણ અવસ્થાત્મક શરીરથી પણ આત્મા જૂદો સાક્ષી ને અવિનાસી છે અને શરીર આ પંચભૂતનું બનેલું કર્મથી ઉદયમાં આવેલું ને સુખ દુઃખ ભોગવવાનું સ્થાન હોઈ ઉત્પત્તિ, જન્મ, વૃધ્ધિ, અપક્રિયા, ક્ષય અને નાશ આ ષડ્ વિકારોથી વિકૃત છે; તથાપિ તેને પાંચ જ્ઞાનેન્દ્રિ, પાંચ કર્મેન્દ્રિ, ને મન તથા બુધ્ધિ આ હોય છે અને તેના પેટામાં સૂક્ષ્મ અને કારણ શરીર હોય છે. દેહને જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ આવી ત્રણ અવસ્થા હોય છે અને આ અવસ્થાથી અતિત એવો આત્મા સર્વ જીવમાં હોઇ બ્રહ્મ રૂપ છે એવી સમાન દૃષ્ટિ થઈ એટલે તે જ્ઞાની જીવન્મુક્ત થાય છે. જીવન્મુક્ત થવાને જ્ઞાન શીવાય બીજો માર્ગ નથી એવો જ્ઞાનમાર્ગીનો મત છે. વેદાન્ત આનેજ કહે છે.

ભક્તિ માર્ગીઓ જ્ઞાન કરતાં ભક્તિ શ્રેષ્ટ છે આમ કહે છે. ઇશ્વરમાં પ્રીતિ, શ્રધ્ધા, ભાવ અને નિશ્ચય રાખી વરત્યાથીજ સર્વ સિધ્ધિ છે. આ વિષે ભાગવતમાં કહ્યું છે કેઃ—

निर्विण्णानां ज्ञान योगो कर्म योगस्तु कामिनाम् ॥
न निर्विण्णो नाऽतिसक्तो भक्ति योगोऽस्यासिद्धिदः ॥

ભકિત માર્ગમાં એક ઈશ્વરને અન્યય ભાવથી શરણ જવું અને નિત્ય ભજન, સ્મરણ ને તેના ગુણાનુવાદ ગાવા અને તેમ-જ સદાચારને નીતિએ કરી વર્ત્તવું આ મુખ્ય તત્વ છે. સદાચાર ને નીતિ આતો ત્રણ કાંડને આવશ્યક છે. આ ત્રણે કાંડવાળામાં મતભેદ છે. કેટલાક કલિ યુગમાં ભક્તિજ મુખ્ય ગણે છે. કેટલાંક કર્મ માર્ગને ચિત્ત શુધ્ધિ માટેજ ઉપયોગી માને છે. જ્ઞાનકાંડ અત્યંત દુઃસાધ્ય છે માટે હાલના વખતમાં ભક્તિ સાધન ઠીક લાગે છે. ભકિત માર્ગમાં પરાભક્તિ અને ગૌણિ ભક્તિ આવા બે ભેદ છે. કેવળ ઇશ્વરની અન્યન્ય ભાવથી ભજવા તેને પરા ભક્તિ કહે છે અને ઈશ્વરના અવતારાદિકને ભજવા તેને ગૌણિ ભકિત કહે છે.

આ પ્રમાણે જ્ઞાન કર્મ અને ઉપાસના કાંડનું તુટક વિવે-ચન થયું. આ ત્રણેમાં સર્વ સાધારણ તત્વ નીતિ અને પરોપકાર છે. જ્ઞાનિઓ જગન્મિથ્યા માની પરોપકારાદિ બાજુએ રાખી ઉદાસીન અને આળસુ બને છે; કર્મઠ લોકો કર્મમાંજ આખો જન્મારો કાઢી લોક કલ્યાણ તરફ લક્ષ આપતા નથી તેમજ ભક્તો ભજન, યાત્રામાં આખો જન્મ કાઢે છે. પરંતુ પરોપકાર બુદ્ધિ અને દયાલુતા ન હોય તો ઇશ્વર પ્રસન્ન થતો નથી. પ-રોપકાર રૂપ ધર્મને વર્ણાશ્રમનો પણ બાધ આવતો નથી. વ-સ્તુતઃ અખિલ જગત્ આજ ઈશ્વરનું પ્રત્યક્ષ રૂપ હોઇ તેની પૂજા એટલે તે માંહેના લોકો ઉપર યથા સામર્થ્ય ઉપકાર કરવો આજ ઇશ્વરની પૂજા છે. ન્યાય અને નીતિ પણ આજ છે.

अनाऽऽचारेण मालिन्यं अत्याचारेण मूर्खता ॥
विचाराऽऽचारयोर्योगः सदाचारः स उच्यते॥
उपकाराय पुण्याय पापाय परपीडनम् ॥

# परिशिष्ट ४ थुं.

उपनिषदार्थ.

વેદના ઉપનિષદ્ ભાગમાં એક ઈશ્વર પરબ્રહ્મ છે આમ ઉપદેશ કરેલો છે. ઉપનિષદ્‌નો અર્થ કેવો છે એ જાણવા સારૂ નીચે ઉપનિષદ્‌ના ઉતારા લઇએ.

ब्रह्मविदाप्नोतिपरम्॥—तैत्तिरीयोपानिषद्, ब्रह्मवल्ली.

પરમેશ્વરને જાણનાર ઉત્તમ ગતિ પામે છે.

सत्यं वद, धर्मं चर, स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यं, सत्यान्न प्रमादितव्यं, धर्मान्न प्रमदितव्यं, कुशलान्न प्रमादितव्यं, देवपित्तृकार्याभ्यां न प्रमादितव्यं, मात्तृदेवो भव, पितृदेवो भव, यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि— शिक्षावल्ली.

ખરૂં બોલવું, ધર્મ કરવો, પોતે શીખવું, બીજાને શીખવવું, સત્યવિષે પ્રમાદ કરવો નહીં, દેવોનાં અને વડીલોનાં કાર્યો કરવામાં ઉન્મતપણું કરવું નહીં, મા બાપને દેવ સમજવાં, અને ઉત્તમ આચરણ કરવાં.

यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जवान्ति यत्प्रयत्यभिसंविशंति तद्ब्रह्मेति— ब्रह्मवल्ली.

જેણે આ સૃષ્ટી નિર્માણ કરી, જેના આધારથી તે રહે છે ને જેમાં તે છેવટે લય પામે છે તે બ્રહ્મ જાણવો.

सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणा विपाश्चितोति—

પોતાના અંતઃકરણમાં સત્યજ્ઞાન રૂપ અનંતને જે જાણે છે તેનો જન્મ સફળ થાય છે.

द्यावाभूमिं जनयन देव एकः—श्वेताश्वतरोपानिषद्.

આકાશ ને પૃથ્વી આ એકજ દેવે કરી.

विश्वस्यैकं परिवेष्टितारं ईशं तं ज्ञात्वाऽमता भवन्ति—

જે એક સર્વ વિશ્વમાં વ્યાપી રહ્યો છે ને જે વિશ્વનો ધણી છે તેને જાણવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે.

वेदाहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात्॥
तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यःपंथा विद्यतेऽयनाय ॥

તે મહાપુરૂષ અજ્ઞાનથી દૂર કેવળ જ્ઞાનરૂપ ને તેને જાણવો આજ મોક્ષ માર્ગ હોઈ તે શીવાય બીજો નથી.

अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः॥
स वेत्ति वेद्यं न च तस्याऽस्ति वेत्तातमाहुरग्र्यं पुरुषं महान्तम्॥

પગ વગર ચાલે છે. કાન વગર સાંભળે છે, આંખ વગર જુવે છે, તે સર્વ જાણે છે, તેને જાણવા કોઇ સમર્થ ન હોઇ તે જ વિશ્વાસનું મૂળ પીઠ છે ને તેને મહાપુરૂષ આમ કહે છેઃ—

तामिश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतं॥
पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेशमीड्यम्॥

પ્રભૂમધ્યે શ્રેષ્ટ પ્રભૂ, દેવતામધ્યે શ્રેષ્ઠ દેવ, અને સ્વામી મધ્યે શ્રેષ્ઠ સ્વામી, તે વિશ્વનો સ્વામી હોઇ સ્તુતિ કરવા યોગ્ય છે એમ અમે સમજીએ છીએ.

एको देवः सर्वभूतेषु गूढ सर्वव्यापी सर्वभूताऽन्तराऽऽत्मा ॥
कर्माऽध्यक्षःसर्वभूताऽधिवासः साक्षी चेता केवलो निर्गुणस्य॥

ઇસ્વર સર્વ શ્રષ્ટીમધ્યે વ્યાપ્ત, સર્વ જીવાનો અંતરાત્મા, સર્વ કર્મનો અધ્યક્ષ, સર્વ ભૂતોમધ્યે રહેનારો સાક્ષી, ચૈન્તય, નિરૂપાધિક અને નિર્ગુણ એવો છે.

यईशोऽस्य जगतो नित्यमेव नाऽन्यो हेतुर्विद्यत ईशनाया-

તેજ જગતનો ઈસ્વર ને સર્વદા તેજ ધણી હોઈ બીજો કોઇ ધણી નથી.

सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति॥
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥
कठवल्ली

સર્વ વેદ જેનું કીર્ત્તન કરે છે અને સર્વ તપો જેને માટે છે જેની ઇચ્છા રાખી બ્રહ્મચર્યપૂર્વક અનુષ્ટાન કરે છે તે ઠેકાણું સંક્ષેપથી કહું છું.

नैनमूर्ध्वं न मध्ये तिर्यञ्चं न परिजग्रभत्॥
न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः॥-श्वेताश्वतरो०

તે નીચે, ઉપર મધ્યે, ક્યાંઇપણ કોઈને મળતો ન હોઈ તેની મૂર્ત્તિ નથી ને તેનું નામ આજ તેની મોટી કીર્ત્તિ છે

तमात्मस्थं योऽनुपश्यन्ति धीरा स्तेषां शान्तिः शाश्वती नेतरेषाम्॥
कठोपनि०

ઇસ્વરને આત્મામાં જે વિદ્વાન જુવે છે તેને શાસ્વત શાંતિ પ્રાપ્ત થાય છે, બીજાને થતી નથી.

दिव्यो ह्यमूर्त्त पुरुषः सबाह्यऽभ्यन्तरो ह्यजः॥
आप्राणो ह्यमना शुभ्रो अक्षरात्परतः परः ॥-मुण्डकोप०

તે મુર્ત્તિવર્જિત દિવ્ય પુરૂષછે, અંદર બહાર સર્વત્ર છે, તેને જન્મ નથી, તે પ્રાણ ને મનરહિત, શુદ્ધ અને પ્રકૃતીથી પેલી બાજુ છે.

वेदाहमेतमजरं पुराणं सर्वाऽऽत्मानं सर्वगतं विभुत्वात्
जन्मानिरोधं प्रवदन्ति यस्य ब्रह्मवादिनो ऽभिवदन्ति नित्यम्॥
श्वेताश्वतरोप०

ઈસ્વરને જરા નથી, તે સનાતન, સર્વાત્મ, સર્વાન્તર્ગત ને જન્મ રહિત છે; તેનું બ્રહ્મવેત્તા સર્વદા વર્ણન કરે છે.

न तत्र सूर्यो भाति न चन्द्रा तारकन्नेमाविद्युतो भान्ति कुतो यमाग्निः॥
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ कठोप०

ત્યાં સૂર્ય, ચંદ્ર, તારાગણ, વિદ્યુત્, અગ્નિ આનો પ્રકાશ નથી. સર્વ ઈશ્વરના પ્રકાશથી ને સામર્થ્યથી પ્રકાશે છે.

यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति ॥

तदेव ब्रह्म त्वं बुद्धि नेदं यदिदमुपासते ॥ तलवकारोप०

જે નેત્રના દ્વારેથી જોતો નથી પણ જેની શક્તિથી નેત્ર જુવે છે તેને બ્રહ્મ સમજવો; લોક ભજે છે આ બ્રહ્મ નથી.

सत्यमेव जयते नाऽनृत्तं ॥ श्वेताश्वतर०

સત્યનો જય થાય છે, અસત્યનો થતો નથી.

सदेवसौम्यो इदमग्रमासीदेकमेवाद्वितीयं ॥ छांदोग्य उप०

તે ઈશ્વર પુરાતન, સૌમ્ય ને એકજ છે; તેને જોડીદાર કોઈ નથી.

આ પ્રમાણે જેને વેદાંત કિંવા અધ્યાત્મ કહે છે તે આ બ્રહ્મ વિદ્યા છે. જ્ઞાન ધર્મનું આજ ખરૂં તત્વ છે.

---

# परिशिष्ट ५ मुं.

## स्मृतिग्रंथ.

સ્મૃતિ ગ્રંથ એટલે ધર્મ શાસ્ત્રમાં કેવા પ્રકારનો ધર્મ વર્ણવ્યો છે તે નીચેના ઉતારાથી સમજાશે.

वेदो ऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदां ॥

आचारश्चैव साधूना-मात्मनस्तुष्टिरेव च । ६ ।

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ॥

एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणं ॥ १२ ॥

अर्थकामेष्वसक्तानां धर्म ज्ञानं विधीयते ॥

धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ १३ ॥

यो ऽनधीत्य द्विजो वेद-मन्यत्र कुरुते श्रमम् ॥

स जीवन्नेव शूद्रत्व-माशु गच्छति सान्वयः ॥१६८॥-मनु, अ० २.

વેદ, સ્મૃતિ, સાધુ પુરૂષોનો સદાચાર અને આપણું સુખ; આ ધર્મનાં ચાર પ્રકારનાં લક્ષણો છે. પુરૂષાર્થ પ્રાપ્ત કરનારને ધર્મનું જ્ઞાન જોઈએ અને ધર્મ જાણનારને પરમ પ્રમાણ વેદ છે. આથી જે બ્રાહ્મણ વેદ ન શીખતાં બીજે શ્રમ કરે છે તે પોતાના કુલ સહિત શૂદ્રત્વ પામે છે.

आचार्यो ब्रह्मणो मूर्त्तिः पिता मूर्त्ति प्रजापतेः ॥
माता पृथिव्या मूर्त्तिस्तु भ्राता स्वो मूर्त्तिरात्मनः ॥२२९॥
आचार्यश्च पिता चैव माता भ्राता च पूर्वजः ॥
नार्त्तेनाप्यवमन्तव्या ब्राह्मणेन विशेषतः ॥२२६॥
यं मातापितरौ क्लेशं सहेत सम्भवे नृणाम् ॥
न तस्य निष्कृतिः शक्या कर्त्तुं वर्षशतैरपि ॥२२७॥–२.

ગુરૂ પરમાત્મા, બાપ બ્રહ્મા, મા પૃથ્વી; અને ભાઈ આત્માની મૂર્ત્તિ છે માટે સંકટ કાળે તેમનું અપમાન કરવું નહીં, તેમાં બ્રાહ્મણોએ તો કદાપિ પણ કરવું નહીં. માબાપને આપણા વાસ્તે જન્મથી જે શ્રમ થાય છે તેનો બદલો વાળવા સો વર્ષ પણ પુરાં થનાર નથી.

तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते ॥
न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥२२९॥–२.

આ ત્રણની સેવા કરવી આજ મોટો તપ છે.

न कन्यायाः पिता विद्वान् गृण्हीयात् शुल्कमण्वपि ॥
गृण्हँश्छुल्कं हि लोभेन स्यान्नरो ऽपत्यविक्रयी ॥५१॥–३.

કન્યાના પૈસા બાપે લેવા નહીં, લોભથી લે તો પણ તેને છોકરાં વેચવાનો દોષ લાગે છે.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥५६॥–३.

જે ઘરમાં સ્ત્રીઓને સંતોષી રાખે છે ત્યાં દેવતા વાસ

કર છે. અને જેમાં તેનો અસંતોષ થાય છે ત્યાં પૂણ્યકર્મ નિષ્ફળ થાયછે.

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ॥
न पुत्रदारा न ज्ञाति-र्धर्मस्तिष्ठति केवलः ॥ २३९॥-४

પરલોકમાં ધર્મમાત્ર ઉપયોગી પડે છે, આપ્ત, સ્વકીય પડતા નથી.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिंद्रियनिग्रहः ॥
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥९२॥-६.

ધૈર્ય, ક્ષમા, મનોનિગ્રહ, અન્યાયથી બીજાનું દ્રવ્યન લેવું, શુદ્ધિ, ઇંદ્રિયનિગ્રહ, શાસ્ત્રજ્ઞાન, વિદ્યા, સત્ય અને શાંતિ, આ ધર્મનાં દશ લક્ષણો છે.

अराजके हि लोकेऽस्मिन् सर्वतो विद्रुते भयात् ॥
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ ३ ॥
बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ॥
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ ८ ॥
यस्य प्रसादे पद्मा श्री-र्विजयश्च पराक्रमे ॥
मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः ॥११॥
तस्माद्धर्मं यमिष्टेषु स व्यवस्येन्नराधिपः ॥
अनिष्टं चाप्यनिष्टेषु तं धर्मं न विचालयेत् ॥१३॥-७.

રાજાશિવાય પ્રજા ભય પામી તેથી ઇશ્વરે રાજા કર્યા; તે નાનો હોય તોપણ તેનું અપમાન કરવું નહીં. કારણ કે તેની પ્રસન્નતાથી લક્ષ્મી મળે છે અને ક્રોધથી મૃત્યુ પ્રાપ્ત થાય છે. આટલા વાસ્તે તેણે જે કાયદા કર્યા હોય તે મુંગે મોડે માનવા.

सर्वो दण्डजितो लोको दुर्लभो हि शुचिर्नरः ॥
दण्डस्य हि भयात्सर्वं जगद्भोगाय कल्पते ॥२२॥-७.

દંડના ભયથી સર્વ સન્માર્ગે ચાલે છે; દંડના ભય શિવા-

ય નીતિથી ચાલનારા થોડાજ છે. દંડ એટલે શીક્ષા, તેનાજ ભ યથી જગતમાં બધા લોક સુખી રહે છે.

विनीतात्मा हि नृपति-र्न विनश्यति कर्हिचित् ॥३९॥-७.

રાજા નમ્રપણાથી ચાલે તો કદી નાશ પામતો નથી.

पृथुस्तु विनयाद्राज्यं प्राप्तवान्मनुरेव च ॥

कुबेरश्च धनैश्वर्यं ब्राह्मण्यं चैव गाधिजः ॥४२॥-७.

વિનયથી પૃથુને રાજ્ય મળ્યું ને તેમજ મનુને પણ મળ્યું, કુબેરને વિનયથી ઐશ્વર્ય પ્રાપ્ત થયું અને તેમજ વિનયેકરી ગાધિજ રાજાને બ્રાહ્મણપણું મળ્યું.

मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया

सोऽचिराद्भ्रश्यते राज्यां-ज्जीविताच्च सबांधवः ॥१११-७.

અવિચારાથી રાજા પ્રજાને દુઃખ દેછે તે પોતાના કુળો સહિત નાશ પામે છે.

पंचाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ॥

धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा ॥१३०॥-७.

રાજાએ પશુને દ્રવ્ય આનાલાભમાંથી પચાસમો ભાગ લેવો અને ધાન્યનો આઠસો કિંવા છઠો કિંવા બારમો જમીન જોઈ લેવો.

नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया ॥१३९॥-७.

અતિ લોભથી રાજાએ વધારે કર લઈ પોતાનો નાશ કરી લેવો નહીં.

यस्य मंत्रं न जानन्ति समागम्य पृथक् जनाः ॥

सकृत्स्नां पृथिवीं भुंक्ते कोशं हीनो ऽपि पार्थिवः ॥१४८॥-७.

રાજાએ પોતાની મસલત બીજાને જાણવા દેવી નહીં એટલે તેનાં કામો ધન વગર પાર પડે છે.

साक्षी दृष्टश्रुतादन्य–द्विब्रुवन्नार्यसंसदि ॥
अवाङ्नरकमभ्येति प्रेत्य स्वर्गाच्च हीयते ॥७९॥—८.

રાજસભામાં જે ખોટી સાક્ષી આપે છે તે નરકમાંજાય છે.

सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्धते ॥
तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥८३॥—८.

સત્યથી સાક્ષીદારને પુણ્ય થાય છે ને ધર્મપણ વૃદ્ધિંગત થાય છે તેથી કોઇની સાક્ષીમાં જુઠું બોલવું નહી.

अधर्मदण्डनं लोके यशोघ्नं कीर्त्तिनाशनम् ॥
अस्वर्ग्यं च परत्रापि तस्मात्तत्परिवर्जयेत् ॥१२७॥–८.

અન્યાયથી દંડ કર્યો તો દુષ્કીર્ત્તિ થાય છે ને પરલોકમાં દુર્ગતિ પ્રાપ્ત થાય છે આથી તેવા દંડ કરવા નહીં

त्रिंशद्वर्षोद्वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ॥
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९४॥—९.

ત્રીસ વર્ષનો પુરૂષ અને બાર વર્ષની સ્ત્રી અથવા ચોવીસ વર્ષનો પુરૂષ અને આઠ વર્ષની કન્યા જોઇએ. આથી વેહેલાં લગ્ન કરવાથી અધર્મ થાય છે.

काममामरणात्तिष्ठे–द्गृहे कन्यर्तुमत्यपि ॥
न चैवेनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥८९॥—९.

સારો છોકરો મળે તોજ બાપે કન્યા આપવી, નહીં તો જન્મપર્યંત કુંવારી રાખવી.

अन्योऽन्यस्याऽव्यभीचारो भवेदामरणान्तिकः ॥
एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥१०१॥—९

સ્ત્રી પુરૂષનો પરમ ધર્મ આજ છે કે મરણ પર્યંત પરસ્પર પ્રતારણા કરવી નહીં.

उत्कोचकाश्चौपाधिका वंचकाः कितवास्तथा ॥
मंगलादेशवृत्ताश्च भद्राश्चेक्षणिकैः सह ॥२५८॥–९.

લાંચ લેનાર, ભય દેખાડનાર, ધાતુમાં મેળવણ કરનાર, જુગારી, ભવિષ્ય કહેનાર, પાપ છુપાવનાર ને શુકન કહેનારને-

तेषां दोषानभिख्याप्य स्वे स्वे कर्मणि तत्वतः ॥
कुर्वीत शासनं राजा सम्यक्सारापराधतः ॥२६२॥–९.

જાહીરનામાં લગાડી શીક્ષા કરવી. કારણ–

न हि दंडादृते शक्यः कर्तुं पापविनिग्रहः ॥ ॥२६३॥–९

દંડ વિના પાપનો નિગ્રહ થનાર નથી.

ग्रामघाते हिताभंगे पथि मोषाभिदर्शने ॥
शक्तितो नाभिधावन्तो निर्वास्याः सपरिच्छदाः ॥२७४॥–९

રસ્તામાં, ગામમાં, પુલ ઈત્યાદિ ઠેકાણે લુટાલુટ થાય ત્યારે પાસેનાએ યથાશક્તિ મદદ કરવી; આમ ન કરે તો તેને રાજાએ દેશપાર કરવા.

अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रिय निग्रहः ॥
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥६३॥—१०.

બીજાને દુઃખ ન દેવું, ખરૂં બોલવું, ચોરી ન કરવી, નિર્મલ રહેવું ને ઇંદ્રિઓને સ્વાધિન રાખવી આ ચારે વર્ણના ધર્મ સંક્ષેપથી મનુએ કહ્યા છે.

शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत्प्रजायते ॥
अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात् ॥६४॥–१०.

બ્રાહ્મણનો દાસી પુત્રનો વંશ સાતમી પેઢીએ બ્રાહ્મણ જાણવો.

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ॥
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥६५॥—१०.

બ્રાહ્મણના શૂદ્રને શુદ્રના બ્રાહ્મણ થાય છે. ક્ષત્રિ અને વૈશ્યના પણ આ પ્રમાણે વર્ણાંતર થાય છે.

वरं स्वधर्मो विगुणो न पारक्यः स्वनुष्ठितः ।
परधर्मेण जीवन्हि सद्यः पतति जातितः ॥९७॥—१०.

પોતાનો ધર્મ વિગુણ છતાં તેજ આચરવો. બીજાનો ધર્મ ગ્રહણ કરનાર ફ્જેત માત્ર થાય છે.

या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ॥
सर्वास्ता निष्फलाः प्रेत्य तपोनिष्ठा हि ताः स्मृताः ॥९५॥-१२

વેદને તર્કે વિરૂદ્ધ મત સર્વ પાખંડ છે.

एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद् द्विजोत्तमः ॥
स विज्ञेयः परो धर्मो नाऽज्ञानामुदितोऽयुतैः ॥११३॥—१२.
अव्रतानाममन्त्राणां जातिमात्रोपजीविनाम् ॥
सहस्रशः समेतानां परिषत्वं न विद्यते ॥११४॥—१२.

વેદાર્થ જાણનાર એક બ્રાહ્મણ પણ ધર્મ કહે તો તે ઉત્તમ, પરંતુ હજાર મુર્ખ બ્રાહ્મણનું સાભળવું નહીં. સંસ્કારહીન ને અધ્યયનહીન કેવળ બ્રાહ્મણ કહી નિર્વાહ કરનારા એવા સહસ્રા બધી કહી એકઠા થયા હોય તોપણ તે સભા સમજવી નહી.

एवं यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना ॥
स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम् ॥१२५॥—१२.

પોતાના આત્મા ઉપર જેવી દૃષ્ઠિ રાખીએ છીએ તેવી સર્વના ઉપર રાખવી, એટલે તેને બ્રહ્મ સાક્ષાત્કાર થઈ તે બ્રહ્મ પદને પામે છે.

---

# परिशिष्ट ६ ठुं.

## बालविवाह.

બાલવિવાહ આ અતિશય ખરાબ છે આ હાલમાં ઘણાકને જણાવા લાગ્યું છે અને આગળ પણ વધારે જણાશે. બાલવિ

બાહુની રૂઢી શ્રીમંત લોકોમાં ઉત્પન થઈ આ પણ ખુલું છે. પેહેલાં એક વખત લોકો મેહેનતો. સાહસી, જ્ઞાના અને શોધક હતા પરંતુ આગળ શ્રીમંત થયા ત્યારે ઉદ્યોગધંધા વગર અન્નાચ્છાદન ને ઘરબાર વગેરે સંપતિ વિપુલ મળવા લાગી તેથી નકામો વખત કેમ જાય આ કાળજીમાં પડયા અને દેશાટન વગેરે કરવાની પણ કાંઇ જરૂર રહી નહીં. પોતાના ગામથી પાંચગાઉ પરના ગામમાં શું થાયછે તેનું પણ ભાન ન રહયું. છોકરા દુર્ગુણી થશે એવી ધાસ્તીને લીધે શ્રીમંતોને જલદી લગ્ન કરવા લાગ્યા હશે આમ અનુમાન થાય છે. આનું પરિણામ ખરાબ થયું. ચારે બાજુ ક્ષીણતા, અશક્તતા, રોગિષ્ટપણુ અને અલ્પાયુષ્ય દેખાવાં લાગ્યાં. કેટલાક કહે છે કે ચણાના ઝાડ પર ચડવા જેટલા બાળકો ઉત્પન્ન થશે અને છ છ વર્ષની છોકરી ગર્ભ ધારણ કરશે. પરંતુ હાલમાં જાગૃત થઈ કાંઇ વિચાર સુજવાલાગ્યો છે. આ બાળવિવાહુથી શું શું ખરાબી થઇ છે તેનો બુદ્ધિવાન્ લોકો હાલમાં વિચાર કરવા લાગ્યા છે. પેહેલાં બ્રહ્મચર્ય પ્રશંસા આ પ્રમાણે લખી છે.

ब्रह्मचर्याद्ब्राह्मणस्य ब्राह्मणत्वं विधीयते ।
एवमाहुः परे लोके ब्रह्मचर्यविदो जनाः ॥ १ ॥
ब्रह्मचर्ये स्थितं धैर्यं ब्रह्मचर्ये स्थितं तपः ।
ये स्थिता ब्रह्मचर्येषु ब्राह्मणा दिवि संस्थिताः ॥२॥
नास्ति योगंविना सिद्धि–र्न च सिद्धिंविना यशः ।
नास्ति लोके यशो मूलं ब्रह्मचर्यात्परं तपः ॥३॥
योनिगृह्येंद्रियग्रामं भूतग्रामं च पंचकं ।
ब्रह्मचर्यं समाधत्ते किमतः परमं तपः॥४॥-मच्छपु.अ.१७४.

**ભીષ્મ, વ્યાસ, સનકાદિ , નારદ, હનુમાન, કાર્ત્તિક સ્વામી, ને પરશુરામ આ પરાક્રમિ પુરૂષો બ્રહ્મચારીજ હતા.**

આ બાબત વિચાર કરતાં એવું જણાય છે કે પ્રાચીન ગ્રંથકારો-એ છોકરીનાં લગ્ન અમુક મુદતમાં કરવાં આમ ઠરાવ્યાથી અજ્ઞાનતાને લીધે છોકરાને પણ નાનપણે પરણાવા લાગ્યા. આ રૂઢીથી લોકોને ઘણું નુકશાન ભોગવવું પડ્યું. દેશમાં સાહસી લોકોની જરૂર છે. સાહસી બ્રહ્મચર્ય શિવાય થવાતું નથી. આટલા વાસ્તે લોકોને બાળવિવાહ કરતાં અટકાવવાની જરૂર છે.

આ પ્રકરણના બે પ્રકાર છે એટલે છોકરા છોકરીના વિવાહ પ્રકાર. પૂર્વકાળમાં આર્ય લોકોનાં તર્ક, બુદ્ધિ ને વિચાર કાયમ હતાં અને અનેક દુર્વિચારરૂપ શૃંખલામાં આ દેશ બધ્ધ થયો નહોતો. વિચારશીલ રૂષીઓ ગ્રંથકર્ત્તા હતા અને આ દેશમાં પ્રાક્રમી પુરૂષ વસતા હતા. આ વખતે છોકરાનાં લગ્નની મુદત નહોઈ સ્વયંવરનો ચાલ હતો. કન્યા મોટી થઈ તો વિવાહ વખતે નીચે લખેલા સંસારકૌસ્તુભ પ્રમાણે વિવાહ કરતા હતા.—

पिता ऋतुःस्त्रपुत्र्याश्च गणयेदादितः सुधीः ।
दीनावधिगृहे यत्ना—त्पालयेच्च रजोवतीं ॥
दद्यात्तदृतुसंख्यागाः शक्तः कन्या पिता यदि ।
दातव्यैकाऽपि यत्नेन दाने तस्य यथाविधिः ॥
दद्याद्वा ब्राह्मणेष्वन्न—मतिथीभ्यः सदक्षिणं ।
तस्यातीतर्त्तुसंख्येषु वराय प्रतिदापयेत् ॥
उपोष्यत्रिदिनं कन्या रात्रौ पीत्वा गवां पयः ।
अदृष्टरजसे दद्या—त्कन्या वै रत्नभूषणं ॥
तामुद्वहेत्वरश्चापि कूष्मांडैर्जुहुयादिति ॥—संस्कारकौस्तुभ.

આ વચન પણ પડતા કાળનું છે. સ્મૃતિમાં આમ લેખછેઃ-

स्त्रियश्च द्विविधा—ब्रह्मवादिन्यश्च सद्योवध्वश्च ॥

આ પ્રમાણે ગાર્ગી, વડવા, સુલભા, ઇત્યાદિ બ્રહ્મચારી સ્રીઓ જે તર્પણમાં આવે છે તેણે મુલગાં લગ્નજ કર્યાં નહોતાં.

આશ્વલાયન સૂત્રમાં કન્યાની વય આટલીજ જોઈએ એમ લખ્યુંજ નથીઃ—

बुद्धिमते कन्यां प्रयच्छेत्

તેજ પ્રમાણે પુરૂષના લગ્ન બાબતઃ—

द्वादशवर्षाणि वेद ब्रह्मचर्यं उपनयनादूर्ध्वं वेदग्रहणान्तं वा ॥

આમ લખ્યું છે. આ ઉપરથી તો છોકરાંનાં વીસ વર્ષ પેહેલાં લગ્ન કરવાનો નિષેધ છે. તે વિષે આશ્વલાયનજ આમ કહે છેઃ—

विध्यपराधे प्रायश्चित्तं ॥

શિવાય મનુ કહેછેઃ

काममामरणात्तिष्ठे द्गृहे कन्यर्त्तुमत्यपि ।

न चैवेनां प्रयच्छेत्तुगुणहीनाय कर्हिचित् ॥

કન્યાનાં લગ્ન થયાં નહીંતો ચીંતા નહીં પણ તેને ગુણ હીનને દેવી નહીં. આગલઃ—

षडब्दमध्ये नोद्वाह्या कन्यावर्षद्वयं ततः ॥—निर्णयसिंधु.

सप्तसंवत्सरादूर्ध्वं विवाहः सार्ववर्णिकः ।

त्रिंशद्वर्षे षोडशाब्दां भार्यां विन्देत नग्निकां ।

दशवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥—भारत.

આમાં સોળ વર્ષની મર્યાદા લખી છે. હમણાનો સ્ત્રીઓના વિવાહ આજ જનોઇ ઠરી છે, જનોઇનો કાળ ૮ અથવા ૧૬ વર્ષનો છે તેજ જનોઇના કાળને લગ્નને લાગુ કરે છે.—

वैवाहिको विधिः स्त्रीणां औपनायनिकः स्मृतः ॥—स्मृत्यंतरे.

अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत् , आषोडशाद्-

ब्राह्मणस्यानतीतकालः——आश्वलायन, (गृह्यसूत्र.)

પેહેલાં સ્ત્રીઓને જનોઇ ને વેદાધ્યન હતું એ નીચેના નિર્ણયસિંધુના વાકય ઉપરથી જણાય છેઃ—

पुरा कल्पेषु नारीणां मौंजीबन्धनमीष्यते ॥
શુશ્રુતાચાર્ય પોતાના આયુર્વેદમાં લખે છે કેઃ--
ऊनषोडशवर्षाया-मप्राप्तः पंचविंशति ॥
यद्याधत्ते पुमान् गर्भः कुक्षिस्थः स विपद्यते ॥
जातो वा न चिरंजीवे-ज्जीवेद्वा दुर्बलेन्द्रियः ॥
तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥
पंचविंशे ततो वर्षे पुमान्नारी तु षोडशे ॥
समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक् ॥

આમાં કન્યાને પચીશ વર્ષની અંદર છોકરૂં થાય તો તે નાશ પામે અથવા જીવતું અવતરે તો દુર્બલ રહે. આ કલિયુગમાં એ વાત પ્રત્યક્ષ જણાય છે.

त्रिंशद्वर्षे वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीं ॥
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥–मनु.

મનુએ પણ છોકરાનો ત્રીસ વર્ષે અને છોકરીનો બાર વર્ષે વિવાહ કાળ ઉત્તમ માન્યો છે.

कन्याद्वादशवर्षाणि याऽप्रदत्ता वसेत् गृहे ॥
ब्रह्महत्या पितुस्तस्याः सा कन्या वरयेत्स्वयं ॥
अष्टवर्षाभवेद्गौरी नववर्षा च रोहिणी ॥
दशवर्षा भवेत्कन्या अत ऊर्ध्वं रजस्वला ॥

કેટલાકનું કહેવું એવું છે કે આ વર્ષ આઠ વર્ષ પછી ગણવાં એટલે ૧૮ વર્ષ થાય છે. મારવાડ અને હિંદુસ્થાનમાં આ પ્રમાણેજ ગણે છે. તેમજ ગૌડ બ્રાહ્મણમાં કન્યા કુંવારી પણ બહુ રહે છે છતાં ઉપલા વચનમાં બાર વર્ષ પછી કન્યાએ પોતાની મેળેજ લગ્ન કરી લેવું આમ લખ્યું છે પરંતુ મનુ કહે છે કેઃ-

त्रीणि वर्षान्युदीक्षेत कुमार्यर्तुमती सती ॥
ऊर्ध्वं तु कालादेतस्मा-द्विन्देत सदृशं पतिं ॥–संस्कारकौ•

અથર્વ શ્રુતિમાં આમ લખ્યું છે કેઃ—

ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिं ।

આ બધા ઉપરથી એવું ઠરે છે કે પેહેલાં કન્યાના વિવાહ માટે મુદત નહોતી પણ તેની ઇચ્છા ઉપર આધાર હતો. વિવાહ આ ધર્મ નથી પણ વિષય અને કામ્ય છે. તેથી ન કર્યો તો ઉત્તમ અને કર્યો તો ઈચ્છા. આમાં સ્રીપુરૂષ વિષે સરખોજ ન્યાય છે. આ બાબત ભાગવતમાં કહ્યું છેઃ-

लोके व्यवायाऽऽमिषमद्यसेवा नित्यास्तुजंतोर्नहितत्रचोदना ॥
व्यवस्थितिस्तत्र विवाहयज्ञ सुराग्रहैरासुनिवृत्तिरिष्टा ॥

પારસ્કર સૂત્રમાં પણ આમ છે કેઃ—

अष्टचत्वारिंशद्वर्षाणि वेद ब्रह्मचर्यं द्वादशं द्वादशं वा प्रतिवेदं ग्रहणांतं वा.

આમાં ૪૮ વર્ષ બ્રહ્મચર્ય કહ્યું છે. દરેક વેદને માટે ૧૨ વર્ષ એટલે ૪ વેદને સારૂ ૪૮ વર્ષ થયાંજ. હિરણ્યકેશીસૂત્રમાં ચતુર્થીકર્મ લખ્યું છે તે ઉપરથી કન્યાની ઉમર ૧૬ વર્ષ ઉપર હોય એમ લાગે છે. મનુ કહે છે કેઃ—

चतुर्थमायुषो भागं उषित्वा गुरुसन्निधौ ॥

પચીશ વર્ષ સુધી ગુરૂઘરે વિદ્યાભ્યાસ કરવો.

લગનમાં "धर्मेच, अर्थेच, कामेच, नातिचरामि" ઇત્યાદિ જે પ્રતિજ્ઞા કરવાની હોય છે તે ઉપરથી તે જાણવાની યોગ્યતા વધુવરની હોવી જોઈએ એમ ઠરે છે. સામવેદમાં લગનવિધિ કહ્યો છે તેમાં વરે, વધુની પ્રાર્થના કરવી કેઃ—

यदेतत्धृदयं तव तदस्तुहृदयं मम ॥
यदीदहृदयं मम तदस्तुहृदयं तव ॥—मंत्रब्राह्मण.

આ ઉપરથી અજ્ઞાન છોકરો કેવી રીતે બોલી શકે ? જે.

ઋવેદમાં સૂર્ય સાવિત્રીનાં લગ્ન કહ્યાં છે તેમાં પણ છોકરી જા-
ણીતી અતે મોટી હતી એમ દેખાય છે.

આ રીતે પૂર્વકાળમાં બાલવિવાહ નહોતા આ સિદ્ધ છે. અને તેનું પરિણામ પણ મોટું શ્રેયસ્કર અને પરાક્રમયુક્ત હતું પરંતુ પાછળથી પારણાનાં લગ્ન થવાથી અશક્તતા, અવિદ્વતા અને અલ્પાયુષ જેવા ભયંકર બનાવો બનવા લાગ્યા આ સર્વના જાણવામાં છે. આ ઉપરથી બાળવિવાહ બંધ કરવા એ જરૂરનું છે.

## परिशिष्ट ७ मुं.

### मतविचार.

હિંદુસ્થાનમાં આજ પર્યંત અનેક મતો ચાલ્યા છે અને ચાલે છે અને તેમાં કેટલાક પ્રાચીન અને કેટલાક અર્વાચીન છે. જૈમિની પ્રણિત કર્મમીમાંસા, શંકરવિજય ને સર્વદર્શનસંગ્રહમાં જે મતો લખ્યા છે તે કયાંઇ જોવામાં આવતા નથી ને બીજાજ ચાલ્યા છે. વેદ આ સૌથી પ્રાચીન હોઇ ઇસાવાસ્યોપનિષદ્‌માં सम्भूतिमुपासते એવું જે લખેલું છે તેનું બરાબર જ્ઞાન હમણાં કોઈને થતું નથી. તેમજ લૌકાયતિક, ચાર્વાક, રસેશ્વર, ઔલુકય, અક્ષપાદ, પુર્ણપ્રજ્ઞ, પ્રત્યભિજ્ઞા વગેરેનું વર્ણન જે શંકર સ્વામીના ગ્રંથમાં આવે છે તેનું ને તેના મતનું જ્ઞાન પણ કોઇને નથી. વિદ્યારણ્યના સર્વદર્શનસંગ્રહમાં જે પ્રાચીન મતોનો નિર્દેશ કર્યો છે તે સંબંધી પુરતો બોધ ને પ્રચાર પણ કયાંઈ નથી. આ મત માંહેના કેટલાક મતને વાદ કહે છે ને કેટલાકને સિધ્ધાંત કહે છે. શૈવ અથવા વૈષ્ણવ, ભાગવત એકાદશી અથવા સ્માર્ત એકાદશી, પિષ્ટપશુ અથવા પ્રત્યક્ષપશુ, વિધવા કેશવપન અથવા વિધવા કેશધારણ વગેરે બંને પ્રકારો નજરે પડે

છે. આવા મતને વાદ કહે છે. આ વાદમાં દ્વૈતાદ્વૈતવાદ, પદાર્થવાદ, માયાવાદ, મીમાંસાવાદ એટલે કર્મવાદ, ઇશ્વરવાદ, અનીશ્વરવાદ, આત્માનાત્મવાદ, આધ્યનાદિવાદ, તર્કવાદ, શુદ્ધ દ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ ને સગુણનિર્ગુણવાદનો સમાવેશ થાય છે.

નવીન મતમાં નાનકપંથી, દાદુપંથી, ઉદાસી, કબીરપંથી, સત્નામી, રામસ્નેહી, જોગી, નાથપંથી, અવધૂત, પ્રણામી, બીજમાર્ગી, બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, લિંગાયત, જંગમ, સત્સંગી, ગોસાવી, સાધુ, મલૂકદાસી, રામદાસી, અઘોરી, શૈવ, વૈષ્ણવ, વામમાર્ગી, પાશુપત, પ્રવૃત્તિમાર્ગી, નિવૃત્તિમાર્ગી, કાપાલિક, કૌલ, અવધુતમાર્ગી, કર્મમાર્ગી, ભક્તિમાર્ગી, હરવ્યાસી, કંઠીવાળો વગેરે છે.

આ બધા વાદીનાં તિલક, વેશ ને કથાગ્રંથ જુદાજુદા છે. આ બધા મતો એકજ ધોરણ ઉપર હોઇ તે બધાનું પર્યવસાન એકજ નિયમિત તત્વપર છે સબબ તેનું લંબાણ ન કરતાં તેથી જુદો બૌદ્ધમત તેનું જુદું પ્રકરણ કરી વિવેચન કરીએ છીએ.

---

# परिशिष्ट ८ मुं.

## बौद्ध ने जैनमत.

બુદ્ધ નામનો એક પુરૂષ થઈ ગયો તેના જન્મની, સ્થાનની અને નિર્યાણસ્થળની કયાંઇપણ શોધ લાગતી નથી. હિંદુ લોકો જેને બુદ્ધ માને છે તે જૈનવર્ગના વર્ધમાન (મહાવીર સ્વામી) હોય એમ લાગે છે. વર્ધમાન આ ક્ષત્રિય કુલમાં ગયા પ્રાંતમાં જન્મ્યો હતો. તેણે સર્વત્ર સભાઓ ભરી પોતાનો દયા ધર્મ પ્રસિદ્ધ કર્યો. જૈન ને બૌદ્ધમતની ઘણીજ સામ્યતા છે. બુદ્ધના મત પ્રમાણે ધર્મજ્ઞાનને માટે બુદ્ધિ આજ પ્રમાણ હોઈઇશ્વરદત્ત શાસ્ત્ર કોઈજ નથી. મનુષ્યનો ધર્મ દયા, સત્ય, શુદ્ધભ

વ ને તપ આજ છે. આજ મત જીન મહાવીર સ્વામીનો પણ હતો. જૈનો બૌદ્ધથી પોતાને જુદા સમજે છે. કારણકે બૌદ્ધોએ જીવ, બુદ્ધિ, આકાશ, અને કાળ આ ચારજ મૂળતત્વ માન્યાં છે અને જૈનોએ ધર્માધર્મજન્ય સ્વર્ગ અને મોક્ષ આ બે વધારે માન્યાં છે. આ બંને ધર્મો વૈદિક મત પાખંડી મનાય છે. હિંદુ લોકો જૈનધર્મના ખંડન માટે તૈયાર થયા હતા એમ દેખાય છે.

૨૪૦૦ વર્ષ પેહેલાં જૈન ધર્મનો પ્રસાર આખા હિંદુ-સ્થાનમાં થઈ ટીબેટ, બ્રહ્મદેશ, ચીન ને લંકા વગેરે સ્થળે થયો. ત્યાં પણ મહાવીર સ્વામી આજ બુદ્ધ એમ પ્રસિદ્ધ છે. આ મતમાં જાતી ન હોઈ સર્વ સમાન અધિકારી ગણાય છે. લગભગ ૧૨૦૦ વર્ષ પેહેલાં બ્રાહ્મણો એ આ મતનો નાશ કર્યો છતાં હજી તે મત ચાલુ છે. આ મતના સર્વગ્રંથ માગધી ભાષામાં છે. જૈન ને બૌધના નૈષ્કર્મત્વાદ અથવા અનીશ્વરવાદનું ખંડન પૂર્વ મીમાંસામાં છે. તેમાં વેદ ઈશ્વરોક્ત છે એમ સિદ્ધ કર્યું છે.

જૈનધર્મના ૨૪ તીર્થંકર છે. તીર્થંકર એટલે ચ્યવન, જન્મ દીક્ષા, કેવળ અને નિર્વાણ જેને પ્રાપ્ત થાય છે તે. ઋષભદેવ, નેમીનાથ, પાર્શ્વનાથ, મહાવીરસ્વામી આ તપાચરણથી મોક્ષ પામ્યા. આનાં નિર્વાણ સ્થળ સમ્મતશિખર, પાલીટાણા, રાજગ્રહી, કપિલવાસ્તુ વગેરે છે અને ત્યાં હજીપણ જૈનો જાત્રાએ જાય છે. જૈનોમાં તપા, હુમડ, ઢુંઢિયા, દિગંબર વગેરે મતભેદ હોઈ તેમાં ૮૪ ગચ્છ-શાખા છે. જૈનલોકોમાં પંચ નમસ્કાર આ મોટો મંત્ર છે. તેમનાં વેદશાસ્ત્રો આ પ્રમાણેઃ—

## पांच नमस्कार.

| માગધી | સંસ્કૃત. |
|---|---|
| ૧ નમો આરહંતાણં. | ૧ નમો અરિ હંતાનાં. |
| ૨ નમો સિદ્ધાણં | ૨ નમઃસિદ્ધાનાં. |

| | |
|---|---|
| ૩ નમો આયરીયાણં. | ૩ નમો આચાર્યાણાં. |
| ૪ નમો ઉવઝ્ઝાયાણં. | ૪ નમો ઉપાધ્યાયાનાં |
| ૫ નમો લોએસવ્વ સાહૂણં. | ૫ નમઃસર્વે સાધુનાં. |

ब्राह्मणोनां वेदशास्त्रोनां नामो.

| માગધી | સંસ્કૃત |
|---|---|
| ૧ ઋઉવેય .... .... .... .... | ૧ ઋગ્વેદ. |
| ૨ જઉવેય .... .... .... .... | ૨ યજુર્વેદ. |
| ૩ સામવેય .... .... .... .... | ૩ સામવેદ. |
| ૪ અથવ્વણવેય .... .... .... | ૪ અથર્વણવેદ. |
| ૫ ઈતિહાસ પંચમાણં. .... | ૫ ઈતિહાસ પંચમં. |
| ૬ નિઘંટુ છટ્ઠાણં.... .... .... | ૬ નિઘંટ ષષ્ઠં. |
| ૭ સંગોવગાણં વાકરણે. .... | ૭ સાંગોપાંગં વ્યાકરણં |
| ૮ ભવસ્મઈ ........ .... .... | ૮ ભવેત્. |

આ લોકોના ગ્રંથોમાં કલ્પસૂત્ર આ મુખ્ય હોઇ તે ભાદ્રપદ માસમાં ઉપવાસ કરી વાંચે છે તેને પજ્જૂસણ કહે છે. આ કલ્પસૂત્રમાં મહાવીરસ્વામીનું ચરીત્ર છે. આ શીવાયના બીજા ગ્રંથો છે તેઃ—

૧૨ અંગસૂત્રો—આચારાંગસૂત્ર, સુધડાંગસૂત્ર, સમવાયાંગસૂત્ર, ઠાણાંગસૂત્ર, ભગવતીસૂત્ર, જ્ઞાતાસૂત્ર, ઉપાસકદશા, અંતગડસૂત્ર, અણુત્તર ઉવઇસૂત્ર, પ્રશ્નવ્યાકરણસૂત્ર, વિપાકસૂત્ર, *દૃષ્ટિવાદસૂત્ર, ૧૨ ઉપાંગસૂત્રો–ઉવવાઇસૂત્ર, રાયપસેણી (રાયપ્રશ્ની) સૂત્ર, જીવાભીગમસૂત્ર, પન્નવણાસૂત્ર, જંબુદ્દીપ પનત્તિસૂત્ર, ચંદપનત્તિસૂત્ર, સુરપનત્તિસૂત્ર, નિર્યાવલિસૂત્ર, કપ્પિયાસૂત્ર, પુપ્પિયાસૂત્ર, પુપ્પચોળિકાસૂત્ર, વેણીદસા (વન્હિદશા) સૂત્ર.

---

* આ સૂત્ર ઉપલબ્ધ નથી.

આ સૂત્રોપર નિર્યુક્તિ, ચૂર્ણિકા, વૃતિ અને ટીકા વગેરે હોય છે.

આ શિવાય ૪ મૂળસૂત્રો, ૬ છેદ, ૧૦ પયન્ના, ૧ નંદિ સૂત્ર ને ૧ અનયોગ સૂત્ર મળી ૪૬ મુખ્ય ગ્રંથ ને સેંકડો બીજા ગ્રંથો છે.

જૈનો મધ્યે એક મુખ્ય કાળ ગણી તેના ૧ અવસર્પિણિ અને ૨ ઉત્સર્પિણી એવા બે ભેદ કરે છે. આ દરેક સર્પિણીમાં ૭ ૭ આરા (યુગો) ગણે છે.

### ૧ અવસર્પિણી

| આરા સ્થિતિ. | કેટલા કાળ સુધી રહેનાર. | |
|---|---|---|
| ૧. સુખમા. | *ચાર | કોટાકોટિ સાગરોપમ. |
| ૨ સુખંસુખમા. | ત્રણ | કોટાકોટિસાગરોપમ. |
| ૩. સુખં દુખમા. | બે | ” ” |
| ૪. દુખં સુખમા. | એક | ” માં ૪૨૦૦૦ વર્ષ કમી |
| ૫. દુખમા | ૨૧,૦૦૦ વર્ષો. | |
| ૬. સુખં દુખમા. | ૨૧,૦૦૦ વર્ષો. | |

આની વિરૂદ્ધ ગતીએ ઉત્સર્પિણીના આરાની ગતિ ને સ્થિતિ છે. એટલે અવસર્પિણિના છઠા આરા ને તેની અંદરની સ્થિતિ તે ઉત્સર્પિણીનો પેહેલો આરો ને સ્થિતિ થાયછે.

એકેક સર્પિણીમાં ૬૩ અથવા ૬૪ શિલાખી ( શ્લાઘ્ય) પુરૂષ થાય છે તેની તપસીલ:

---

૩ ૨ યોજન વ્યાસની, ૧ યોજન લંબાઇની મધ્યરેષાની ને ૧ યોજન ઉંડી એવી વરતુલાકાર કોઠી વાળના બારીક બારીક કટકાથી ભરવી. દરેક વરષે એકેક વાળનો કટકો કાઢી નાંખવો. આ બધા વાળો કાઢી નાંખતા જેટલાં વર્ષો લાગે છે તેને “પલ્યોપમ” કહેછે. એક કરોડ પલ્યોપમ ને દશ કરોડ પલ્યોપમથી ગુણતાં જે પલ્યોપમ થાયછે તેને સાગરોપમ કહે છે. સાગરોપમને ચાર કરોડ સાગરોપમથી ગુણવાથી ચાર કોટાકોટિસાગરોપમ થાય છે

૨૪. તીર્થંકર———ઋષભદેવાદિ.
૧૨. ચક્રવર્ત્તિ———ભરત; સગર ઈ૦
૯. બલદેવ———રામ, બલરામ ઈ૦
૯. વાસુદેવ———લક્ષમણ, કૃષ્ણ ઈ૦
૯. પ્રતિવાસુદેવ-——બળી, રાવણ, જરાસંધ. ઈ૦

ત્રણ આરા થતાં સુધી 'યુગલધર્મ' (દયાનધર્મ માત્ર) ચાલ્યો. ત્રીજો આરો પુરો થવા પેહેલાં ઋષભદેવ (આદિનાથ) આ વનિતાનગરી–અયોધ્યામાં જન્મ્યા. લગ્નની મૂળ પ્રવૃતિ આણેજ કરી. આ રાજ્ય ને સંસાર કરી પાછળથી સાધુ થયો ને ઠેકાણે ઠેકાણે સભા ભરી ધર્મોપદેશ કરતો ફર્યો. આના મા બાપ નાભિરાજા ને મરૂદેવી આ હોઇ તેમણે કોસલદેશમાં રાજ્ય કર્યું. નાભિરાજાના ૧૦૧ પુત્રમાંથી ૯૯એ દિક્ષા લીધી ને બાકીના ભરત અને બાહુબલને રાજય મળ્યું. ચોથા આરામાં બીજા ૨૩ તીર્થંકર થઈ બધા મળી ૨૪ થયા. આમાંનો ૨૨ મો તીર્થંકર નેમીનાથ આ સુરપુરી (આગ્રા)માં સમુદ્રવિજય રાજા ને શીવા રાણીને પટે જન્મી ગિરનાર ઉપર સમાધિસ્થ થયો. આ બ્રહ્મ-ચારી હતો. ૨૩ મો તીર્થંકર પાર્શ્વનાથ આ બનારસમાં શાલી વાહન પેહેલાં ૯૦૦ વર્ષ ઉપર થયો. આનુ નિર્યાણ સ્થળ સ-મ્મત શિખરછે. આનાં મા બાપ અક્ષસેન રાજા અને વામારા-ણી આ હતાં. અને ૨૪મો તીર્થંકર વર્ધમાનસ્વામી આ શાલી વાહન પેહેલાં ૬૫૦ વર્ષે સિદ્ધાર્થ રાજા ને ત્રિશલારાણી આને પેટે ક્ષત્રિકુંડ નગરમાં થયો ને ૭૨ મે વર્ષે પાવાપુરી–પાવાગઢ-માં નિર્યાણ પામ્યો. આના મરણ પછી ૯૦૦ વર્ષે ભદ્રબાહુએ માગધી ભાષામાં કલ્પસૂત્ર નામનો ગ્રંથ કર્યો. તેમાં તેનું ચરિત્ર છે. આના ઉપર યશોવિજય, સમયસુંદર, દેવીચંદ્ર, જ્ઞાન વિમલ વગેરે અનેક સંસ્કૃતમાં ટીકા થઈ છે. કલ્પસૂત્રમાં ૮

અધ્યાય છે અને તેમાં મહાવીર સ્વામીનું દેવાનંદાના ઉદરમાં આવવું, તેમાંથી હરણગવખી નામના દેવે ત્રિશલાના ઉદરમાં તેને લઇ જવું, સિદ્ધાર્થ રાજાની સભાનું વર્ણન, રાણીના ૧૪ સ્વપ્નનું વર્ણન, મહાવીરનો જન્મ, નિર્વાણ વર્ણન, જ્ઞાનોપદેશ વર્ણન, પાર્શ્વનાથ, નેમીનાથ અને ઋષભદેવ આનું અને બીજા તીર્થંકરનું વર્ણન છે. મહાવીર આણે ૩૦ વર્ષ સંસાર ભોગવી ૧૨ વર્ષ તપશ્ચર્યા કરી ત્યારે કૈવલ્ય પામી ૩૦ વર્ષ ઉપદેશ કર્યો. આના ગોતમાદિથી ૧૧ ગણધર હતા.

જૈનોમધ્યે ૪ સંઘછે. ૧ સાધુ, ૨ સાધ્વી; અને ૩ શ્રાવક, ૪ શ્રાવિકા. ૧ અહિંસા, ૨ સત્ય, ૩ અસ્તેય, ૪ બ્રહ્મચર્ય અને ૫ અપરિગ્રહઆ પંચમહાવ્રતોઆચરી ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, ૫ રાગ, ૬ દ્વેષ, ૭ કલહ, ૮ વાદ, ૯ પિશુનતા, ૧૦ પરિપરિવાદ, ૧૧ હર્ષ, ૧૨ શોક, ૧૩ કપટ, ૧૪નિંદા. ૧૫ મિથ્થાદર્શન, ૧૬ ભય, ૧૭ અજ્ઞાન અને ૧૮ કામ આ ૧૮ પાતકો, વર્જ કરવાં અને તેજ પમાણે ૧ મતિ, ૨ સ્મૃતિ, ૩ અવધિ, ૪ મનપર્યાય અને ૫ કેવલ આ પંચજ્ઞાનો સ્વીકારવાં એવો તીર્થંકરોએ ઉપદેશ કર્યો છે. ૧ ચક્ષુ, ૨ અચક્ષુ, ૩ અવધિ અને ૪ કેવલ આવા ચાર દર્શન છે. જૈનોમધ્યે સાધુએ ગોચરી (મધુકરી) વૃત્તીથી રહેવું અને ગૃહસ્થોએ બાર વ્રતોથી ચાલવું. આ બાર વ્રત આ છેઃ—

૧ વિનાકારણ હિંસા ન કરવી, ૨ અસત્ય ભાષણ વર્જ, ૩ જાણી જોઇ ચોરી ન કરવી, ૪ પરસ્રીત્યાગ, ૫ મર્યાદિત દ્રવ્ય સંપાદન કરવાની પ્રતિજ્ઞા (પચખાણ) કરવી, ૬ દિશા મર્યાદા રાખવી, ૭ ખાવાના પદાર્થની મર્યાદા રાખવી, ૮ ખરાબ કામ કરવાની સલ્લાહ ન દેવી, ૯ સામાયક વ્રત (ધ્યાનમર્યાદા) પાળવું, ૧૦ દેશમર્યાદા, ૧૧ સાધુવત ધારણ, અને ૧૨ અતિથી વ્રત.

જગત અનાદિ છે. તેની ઉત્પત્તિ કરનાર કોઈ નથી તેનો પ્રભુ કોઈ નથી અને સાધુત્વ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો આ મુખ્ય તત્વ છે. સાધુત્વ એટલે જ્ઞાન સંપાદન અરિહંત આજ દેવ, નિસ્પૃહ તે ગુરૂ અને કેવળ પ્રણિત તે ધર્મ આવો તેનો મતછે. તેમજ જીવને અનાદિકાળથી આઠ કર્મો લાગે છે તે કેવળ જ્ઞાનથી છુટે છે આવો તેનો મત છે. આ આઠ કર્મોઃ—

૧ જ્ઞાનાવર્ણી કર્મ. ૨ દર્શનાવર્ણી કર્મ. ૩ વેદની કર્મ. ૪ મોહની કર્મ. ૫ નામ કર્મ. ૬ ગોત્ર કર્મ. ૭ આયુષ્ય કર્મ. ૮ અંતરાય કર્મ. જૈનોનું કહેવું આમ છે કે, જીવ, આકાશ, કાળ, પરમાણુ સિદ્ધ જીવ ને સાધારણ વનસ્પતિ આ છ અનાદિછે તેમજ તેમાં પણ સાધારણજીવ અનાદિ સાત છે ને સિદ્ધ જીવ સાદિ અંનત છે ઇત્યાદિ ભેદ છે. જૈનોનાં ૨૪ તીર્થંકર થયા તેનાં જુદાં જુદાં ચિન્હો કરયાં છે તે ઉપરથી તેની મુર્ત્તિ ઓળખાય છે. જૈનોમાં દરેક પખવાડીયામાં બીજ, પાંચમ, આઠમ, અગીઆરશ, ચૌદશ અને પુનેમ આ પર્વો તપાચરણ માટે માન્યાંછે. ગ્રંથારંભમાં જૈનોમાં ૐનમઃસિધ્ધં આમ લખેલું હોયછે. જૈન ગ્રંથ સર્વને શીખવાનો અધિકારછે. તેમાં અંત્યેષ્ટિ, પૈત્રિક, યજ્ઞયાગ ઈત્યાદિ કર્મો મુદલ નથી અને તે કેવળ સદાચરણ અને સદગુણનેજ માન આપે છે, જૈનોમાં ચારવર્ણ છે. બ્રાહ્મણ હોય છે તે વેદાધ્યયન કરે છે. તેના વેદ સધ્ધર્મવેદ, તત્વાર્થવેદ, આગમાર્થવેદ, અને દ્વાદશાંગવેદ આ છે. જૈનોમાં કેટલાક મુર્ત્તિપુજકછે અને કેટલાક નથી. ઢુંઢીઆ આ ઘણીજ ગંદી જાત છે તે સ્નાનને પાપ માને છે. જૈનોનાં પ્રતિક્રમણ, અઠોત્તરીસ્નાત, ઉજમણુ, અંજનશલાકા, વગેરે મોટાં કાર્યો છે. સને ૧૮૪૭માં અહમદાવાદમાં હઠીસંગ કેશરીસંગે અંજનશલાકાનું કાર્ય કર્યું હતું ને તેમાં નવ લાખ રૂપીયાનો ખરચ થયો હતો.

# परिशिष्ट ९ मुं.

## वर्णभेद अने जाति.

आदौ कृतयुगे वर्णो नृणां हंस इतीरितः ।
कृतकृत्या प्रजा जात्या तस्मात् कृतयुगं विदुः ॥—भागवत.

પ્રથમ સર્વ લોકો એકજ જાતીના હતા; તેને હંસ કહેતા હતા. આગળ કર્મભેદથી ચાર વર્ણ થયા તે બાબતમાં આમ કહ્યું છે કેઃ—

न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्रह्ममयं जगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥—भारत.

પેહેલાં ત્રણ જાતના બ્રાહ્મણ હતા એમ દેખાય છેઃ-

सर्वे विप्राः कान्यकुब्जा माथुरं मागधं विना ॥

એટલે કનોજીઆ, ચોબા ને ગયાવાળ આ ત્રણ જાતના બ્રાહ્મણ હતા. તેમાંથી કનોજીઆમાંથી સર્વ બ્રાહ્મણો થયા. પછી દશ પ્રકારનાં બ્રાહ્મણ થયા. નર્મદાના દક્ષિણ કીનારા તરફ કાનડી, દ્રવિડ, તેલંગ, મહારાષ્ટ્ર અને ગુર્જર, ને ઉત્તર કિનારે કનોજીઆ, મૈથિલ, ગૌડ, સારસ્વત ને ઉત્કલ. આના પાછળથી અનેક ભેદ થયા છે. શાસ્ત્રદૃષ્ટિએ બ્રાહ્મણને ઉચ્ચનીચ બ્રાહ્મણ માને છે તે બાબતમાં આમ લખ્યું છેઃ—

वापीकूपतडागाना—मारामसुरवेश्मनाम् ॥
उच्छेदने निराऽऽशंकः स विप्रो म्लेच्छ उच्यते ॥ १ ॥
देवद्रव्यं गुरुद्रव्यं परदाराऽभिमर्षणम् ।
निर्वाहः सर्वभूतेषु विप्रश्चाण्डाल उच्यते ॥ २ ॥
लाक्षादितैलनिंलिनां कौसुम्भमधुसर्पिषाम् ।
विक्रीता मद्यमांसानां स विप्रः शूद्र उच्यते ॥ ३ ॥
परकार्यविहन्ता चदाम्भिकः स्वाऽर्थसाधकः ।

छलद्वेषी मृदुक्रूरो विप्रो मार्जार उच्यते ॥ ४ ॥
लौकिके कर्मणि रतः पशूनां परिपालकः ।
वाणिज्यकृषिकर्माणि स विप्रो वैश्य उच्यते ॥ ५ ॥
एकाऽऽहारेण सन्तुष्टः षट्कर्मनिरतः सदा ।
ऋतुकालाऽभिगामी च स विप्रो द्विज उच्यते ॥ ६ ॥
अकृष्टफलमूलानि वनवासरतः सदा ।
कुरुतेऽहरहः श्राद्धं ऋषिविप्रः स उच्यते ॥७॥–मत्स्यपुराण.
सावित्र्या वाऽपि गायत्र्या सन्ध्योपासनवर्जितः ।
अज्ञानी क्लिष्टकर्माणो ब्राह्मणो नामधारकः ॥८॥ पाराशर.
धर्मध्वजी सदा लुब्धः छाद्मिको लोकदम्भकः ।
बैडालवृत्तिको ज्ञेयो हिंस्रः सर्वाऽभिसारकः ॥ ९ ॥
अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ।
शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥ १० ॥—मनु.

આ દશ પ્રકારના બ્રાહ્મણનું આલંકારિક વર્ણન છે. બ્રહ્મચર્ય એજ બ્રાહ્મણને શ્રેષ્ટ તપ છે આમ કહ્યું છેઃ–

ब्रह्मचर्याद्ब्राह्मणस्य ब्राह्मणत्वं विधीयते ।
एवमाहुः परे लोके ब्रह्मचर्यविदो जनाः ॥ १ ॥
ब्रह्मचर्ये स्थितं धैर्यं ब्रह्मचर्ये स्थितं तपः ।
ये स्थिता ब्रह्मचर्येषु ब्राह्मणा दिवि संस्थिताः ॥ २ ॥
नाऽस्ति योगं विना सिद्धि–र्न वा सिद्धिर्विना यशः ।
नास्ति लोके यशो मूलं ब्रह्मचर्यात्परं तपः ॥३॥–मत्स्यपुराण.

આ શિવાય વ્યવહારમાં બ્રાહ્મણની નીચે પ્રમાણે જાતિ જોવામાં આવે છે.–

અનાવળા, અભિર, આપસ્તંબ, આશ્વલાયન, ઉત્કલ, ઔદિચ્યસહસ્ર, ઔદિચ્યટોળકિયા; કણ્વ, કન્નોજીઆ, કરહાડા, કલંકી કાનડી, કાસ્ત, કિરવંત, કંડોળીઆ; ખંડેલવાળ, ખેડાવાળ; ગયા-

વાળ, ગિરનારા, ગુગુળિ, ગુર્જર, ગોવર્ધન, ગૌડ; ચરક, ચિતપાવન, ચોબા; છનાત, જંબુતિયા, જૈગ; ડામકટાર, તિરગુળ, તૈલંગ; દેવરૂખી, દ્રાવિડી; ધીનોજા; નાગર, નાર્મદ; પગારે, પારાશર, પાંડે, પોકરણા; બડવે, બારડનાગર; ભાર્ગવ, ભાડેલા; મેવાડા, મત્રાયણી, મૈથિલ, મોઢ; યજુર્વેદી; રવાળ, રાઈકવાળ, રાજગર; વળાદ્રા; શેણવી, શ્રીમાળી; સનાઢ, સરવરિયા, સવાશા, સારસ્વત, સારસ્વતમાં, શ્રીગોડ, ઇત્યાદિ ભેદ છે. એમાં નાગર બ્રાહ્મણની ૧ વડનગરા, ૨ વીસનગરા, ૩ સાઠોદ્રા, ૪ પ્રશ્નોરા, ૫ કૃષ્ણોરા અને ૬ ચિત્રોડા એવી ન્યાતો છે. ને મોઢ બ્રાહ્મણના ૧ ચાતુર્વેદી, ૨ અગિયાસણા, ૩ ત્રિવેદી, એવા ભેદ છે. જંબૂ, બોરસદિયા, સાકલદ્વીપી, ખેડાવાળ એનાં અંતર્ગત–બાજ ને ૨ ભિત્રા એવા બે પ્રકારના બ્રાહ્મણ છે.–સોમપુરા, ઔદુંબરા, સાચોરા, મેવાડા, વાલ્મિક, ગોમતિવાળ, ઉનેવાળ, મોતાળા, ગુજરગોડ, પલ્લિવાળ, નિંબોરી, પરાશર વગેરે.

આ બ્રાહ્મણને જુદાજુદા દેશમાં જુદાંજુદાં ઉપપદો લગાડે છે તે મહારાષ્ટ દેશમાં—રાવ, પંત, ભટ, બોત્રા, દીક્ષિત, પાધ્યે વગેરે; હિંદુસ્થાનમાં કંનોજીઆ વગેરેમાં–પાંડે, દીક્ષિત, તિવારી, શુકલ, દુબે, ચોબે, વાજપે, મિશ્ર વગેરે; ગુજરાતમાં–પંડયા, રાવળ, જાની, શુકલ, વ્યાસ, ગોર, ઓઝા વગેરે; ને કર્નાટકમાં–આચાર્ય, અય્યંગાર, ચાર્લુ વગેરે.

બ્રાહ્મણોની મૂળ ઉત્પત્તી વિષે જુદાજુદા મતો છે. એક મત આવો છે કે મૂળ પુરૂષ બ્રહ્મા–તેના પ્રથમ ૧૦ માનસ પુત્ર; –નારદ, ૨ દક્ષ, ૩ વસિષ્ઠ, ૪ ભૃગુ, ૫ ક્રતુ, ૬ પુલહ, ૭ પુલસ્ય, ૮ અંગિરા, ૯ અત્રિ, અને ૧૦ મરીચી. અને બીજા વિવાહથી થયલા પુત્રો–૧ વિશ્વામિત્ર, ૨ જમદગ્નિ, ૩

ભરદ્વાજ, ૪ ગૌતમ, ૫ કશ્યપ અને ૬ અગસ્ત્ય, આ પ્ર માણે બ્રહ્માના ૧૬ પુત્રો થયા તેમાંનો વંશ વધ્યો તેના સાત ગણ બંધાયા. આ ૭ ના ૪૯ ગોત્રો થયાં. મનુષ્ય ગણોના પેટામાં પ્રવર થયાં. સપ્રવર ગૌત્રોમાં પરસ્પર વિવાહ થતો નથી. બ્રહ્માના ૧૬ પુત્રો શીવાયનાં બીજાં ગોત્રો છે તેઃ— ૧ અંગિરસ, ઉપમન્યુ, ૨ કુત્સ, ૩ કૌશિક, ૪ કૌંડિણ્ય, ૫ ગાર્ગ્ય, ૬ નૈધ્રુવ, ૭ પાર્થિવ, ૮ બાદરાયણ, ૯ મુદ્ગલ, ૧૦ લોહિતાક્ષ, ૧૧ શાંડિલ્ય, ૧૨ શાલાક્ષ વગેરે.

ક્ષત્રિઓની આ પ્રમાણે જાતીઓ હાલમાં છે.

કચ્છવાહ ( જયપૂરના રાજા ); ગોહેલ ( ભાવનગરના રાજા ); ચન્ડ્હાણ (પૃથ્વીરાજ), ચાલુક્ય, ચાવડા ( વનરાજ ), ચૂડાસમા; જાદવ, જાડેજા (કચ્છનો રાવ), જેઠવા (પોરબંદરનો રાજા); ઝાલા; તુવાર; પરમાર (વિક્રમરાજા); બારયા; મકવાણા; વાઘેલ, વાજા, વાઢેલ, વાળા; રાઠોડ ( જોધપૂરનો રાણો ); શિલાર; સર્વૈયા, સિદ્ધા, સિસોદિયા (ઉદેપૂરનો મહારાણો), સોલંકી ( સિદ્ધરાજ જયસિંગ ) વગેરે.

આ ક્ષત્રીઓ પોતાને મહાન પુરૂષોના વંશજ ગણે છે. કાયસ્થ, પાતાણે પરભુ, બ્રહ્મક્ષત્રી, ઠાકુર પણ પોતાને ક્ષત્રી માને છે. મરાઠા પોતાના ૯૬ કુળને ક્ષત્રી કહે છે. આ ૯૬ કુળો આ પ્રમાણે.

અહિરરાવ ઊર્ફે રાવ, અંગ્રે, ઈચારે, ઈંગળે, કદમ, કાંકડે, કાનડે, કાળે, કેસરકર, કોકાટે, ખડતરે, ખરાટે, ખંડાગળે, ખાનવેલકર ઊર્ફે રાણે, ખાંડેકર, ગન્હાણે, ગાતાડ, ગાયકવાડ, ગુજર ઊર્ફે પવાર, ગોળે, ગૌળી, ઘાટગે, ઘોરપડે, ચાળક ચિનગે, જગતાપ, જગદળે, જગધને, જાધવ, જાવળી, ટકળે, ડફળે ઢમઢેરે, ઢવળે, ઢાણે, તાવસે, તેજે, થોટે, થોરાત,

દળવી, દરેકર, દાભાડે, દેવમાને, દેવરાવ, ધાયબર, ધુમાળ, ધુળપ, નલવડે [નાઇકવાડે, નાણેકર,] નિંબાળકર, નિસાળ, પાટણકર, પાઠારે, પાનસરે, પિસાળ, પિંગળે, ફડતરે, ફાળકે, બાબર, ભાગવત, ભાલેરાવ. ભિસે, ભોઇટે, ભોંસારે, ભોસલે ઉર્ફે સિસોદે, મળકે, માહાડિક ઉર્ફે હંડે, મહિપાળ, માણકર, માને, માલુસરે, મોરે, મોહિતે ઉર્ફે ચવ્હાણ, ક્ષાવર, યાદવ, રણનવરે, રસાળ, રાઉત, રાજમાને, રેગું, વાઘ, વાળકે, વસાટે, શેટકે, શેળકે, શિતોળે, શિંદે, શિરકે ઉર્ફે તુવાર, શેલાર, શંખપાળ, સાંબારે, સાવંત, સાળુંખે, સૂર્યવંશી [સૂર, સુર્વે]. હરફળે, હિરવે, ક્ષીરસાગર.

આ મરાઠા શિવાય વાઘેર, કાબા, આ પણ પોતાને ક્ષત્રિ માને છે. આ લોકોમાં ૨૪ ગોત્રો છે ને એક ગોત્રમાં વિવાહ થતો નથી. બધાના કુળ દેવતા પણ જુદા છે.

વૈશ્યોમાં બનિયે, અગરવાલ, લાડ, મોઢ, નાગર નિમા, લિંગાઈત (દીક્ષાવંત, પંચમ, જંગમ) જૈન ને શ્રાવક, શ્રીમાળી, ઓસવાળ, કપોલ, ખેડાયતા, ગુજરવાળ, દીસાવાળ, કોમટી વગેરે છે ને તેમાંહી પ્રત્યેકમાં દસા, વિસા, પાંચા એવા ભેદ છે.

શૂદ્ર--અંજણા, ઓતારી, કડવા, કલાલ, કહાર, કાછી કાતારી, કાસાર, કિરાડ, કુણબી, કુંભાર, કોષ્ટી; ગવંડી, ગંધર્વ, [ગાયક—ગુજરાતમાંના], ગુરવ ગોપાળ, ગોંધળી, ગૌળી, ગોંડ; ઘડશી; ચારણ, ચિતારી, ચિત્રકથી, ચોપદાર, ચૌધરી; જાટ [ભરતપૂરમાં] જિનગર, જોશી, ઝારેકરી, ડફગર, ડાકોતે, ડૌરી, ઢાલગર, તાંબટ, તાંબોળી, તિરગર, તુંગાર, તેલી; દાસરી (તિરમલ્લે); ધનગર, ધિવર; નટ, નાલબંદ, નિળારી, ન્હાવી, પંચાળ, પાથરવટ, પાંગુળે; બઢઇ, બહુરૂપી, બાળસંતોષ, બેલદાર,

બ્રાહ્મણજાઈ; ભડભુંજે, ભરવાડ, ગુરાખી, ભરાડી, ભાટ—૧ બ્રહ્મભાટ [ગુજરાતમાં], ૨ કંકાલીભાટ, [મારવાડી] અને ૩ હિંદુસ્થાનીભાટ; ભામટે, ભાવસાર, ભોઈ; મશાલજી, માળી—[જિરે ફુલ—હળદ, ઘાસ, બનકર-કાસ--પહાડી ઇ૦], મુલ્લામગર, મેણજોગી, મેર [મેરવાડાંત] મેહેતરે, મોચી, ખારી, રાઉળ; લમાણ, લોણારી, લોહાર; વણજારી, વાજાંત્રા, વાસુદેવ; શિંપી; સણગર, સતવડા, સરોદે, સુતાર—[વૈસ્ય—કોકણી--ગુર્જર--દેશી ઇ૦] સોનાર એમાં ૧૫ ભેદછે;--ત્રાગડ, મસ્તાન, મારૂ, મેઢ, સોરઠીઆ, શ્રીમાળી, ખાનદેશી [અહીર], વૈસ્ય, કપોત, કાનડે, દેશસ્થ કોકણસ્થ, દેવાંગની, લાડ અને આગસાળે, હલવાઇ ઈ૦

અંત્યજ—કાતકરી, કૈકાડી, કોલ્હાટી, ડોંગર--રાજ--મહાદેવ [ડાંગણ]—સોન (ઠાણે)—ઢોર (દિંડોરી, નાસિક) વગેરે કોળી; ખાટિક; ગારૂડી; ધિસાડી; ઠાકુર; ડોંબારી; ઢોર; દુબળે; ધાવડ, ઘેડ; નટ; પરીટ; ફાંસે, પારધી; બરૂડ, બેરડ; ભાંબી, ભીલ; મહાર, માંગ, મેણા (મારવાડમાં); રામોશી; વડારી, વાઘ્રી, વારલી, વૈદુ; શિકલગાર; હલાલખોર, હોલાર ઈ૦

મ્લેંછ—ચીન, હુણ, બર્બર, ખશ, પલ્હવ, યવન, શક, કાંબોજી, તુર્ક ઈત્યાદિ.

---

## परिशिष्ट १० मूं.

### भूगोळ.

આર્યલોકોની ભૂગોળનું ઠેકાણું નથી. પૌરાણિક ભૂગોળ આ પ્રમાણે છેઃ—

यवाऽष्टमंगुलं प्रोक्तं चतुरंगुलमुष्टिकम् ।
षष्ठमुष्टि भवेद्धस्त हस्तं चत्वारिकं धनुः ॥

द्विसहस्त्रं धनुः कोशं कोशचत्वारियोजनम् ।
शतयोजन देशं च दशचत्वारिमंडलम् ॥
शतमण्डलकं खण्डं मेदिनी नवखंडका ।

પૂરાણકારોએ મૂળ પૃથ્વી પત્રાકાર માની તે ઉપર જંબુ, પ્લક્ષ, શાલ્મલ, ક્રૌંચ, શાક, કુશ ને પુષ્કર આ સાત મહાદ્વિપ છે એમ વર્ણન કર્યું છે. જંબુદ્વિપ મધ્યમાં હોઇ તેમાં ૬ બેટા છે. ઈલાવૃત, કેલુમાળ, ભદ્રાશ્વ, હરિવર્ષ, ભરતખંડ, નીલ, શ્વેત, રમણક અને હિરણ્યવત, આ જંબુદ્વિપમાં ૯ ખંડો છે. ભરતખંડના ૫૬ દેશો વર્ણવ્યા છે. મેરૂ, મંદરા, હેમકૂટ, હિમાલય, માલ્યવાન, ગંધમાદન, નીલગિરિ, કુમુદ ઈત્યાદિ ભરતખંડના દેશો છે ને લંકા વગેરે ઉપદ્વિપો છે. ક્ષાર, ઇક્ષુરસ સુરા ઘૃત, દધિ, ક્ષીર, અને જળ આ સાત સમુદ્ર છે. મેરૂપર્વત અને લોકાલોક પર્વત વચ્ચે સુર્યનો રથ ફરે છે ને તેથી આખી જગતમાં પ્રકાશ થાય છે. આધુનિક કાળમાં હિંદુસ્થાનના આ પ્રમાણે જીલ્લા કર્યા છે.

૧ મુંબઈ ઇલાકો; ૨ મદ્રાસ ઇલાકો; ૩ બંગાલ ઇલાકો ૪ વાયવ્ય પ્રાંતનો ઇલાકો; ૫ પંજાબ ઈલાકો ૬ મધ્યહિંદુસ્થાન; ૭ નાગપુર ઇલાકો; ૮ રજપુતાના; ૯ આસામપ્રાંત; ૧૦ અયોધ્યાપ્રાંત; ૧૧ મ્હેસુર ને કુર્ગપ્રાંત; ૧૨ બ્રહ્મદેશ; અને ૧૩ નિજામનો મુલુક (વહ્રાડ). આના જીલ્લા વગેરેનો અનુક્રમ.

મુંબઇ ઇલાકો કારભાર જોનારગવર્નર.

સિંધ—કરાંચી, શિકારપુર, હૈદ્રાબાદ. થર ને પાર્કર, અપરફ્રાંટિઅર.

ગુજરાત—અમદાવાદ, ખેડા, સુરત ભરૂચ પંચમહાલ.

કોકણ—ખાનદેશ, નાસિક, થાણા, રત્નાગિરી, કુલાબા, અહમદનગર.

મહારાષ્ટ્ર—પુણા, સતારા, સોલાપૂર.

દક્ષિણ મહારાષ્ટ્ર—બેળગામ, ધારવાડ, કલાદગી.

પરચુરણ—રાજકોટ, વડોદરા, વઢવાણ, એડન. અશીરગઢ, ડિસા, નસિરાવાદ, નીમચ,

(૨) મદ્રાસ ઇલાકો—ગવ્હરનર.

કૃષ્ણા, નેલુર, કડાપ્પા, બલ્લારી કર્નુળ, ચિંગલપટ, ઉત્તરઅર્કાટ, દક્ષિણઅર્કાટ, ત્રિચનાપલ્લી, મદુરા, કોઇમ્મતૂર, સેલમ, મલબાર, તંજાવર, નીલગિરિ, ગંજમ, વિશાગાપટ્ટણ, તિનવલ્લી, ગોદાવરી, રાજમહેંદ્રી, દક્ષિણકાનડા.

(૩) બંગાલે ઇલાકો—લેફ્ટેનેંટ ગવ્હરનર.

ચિતાગાંવ, ટિપરચાનાં ડોંગરાળ રાનો, નોઆખોલી, બાકરગંજ, ફરીદપુર, ઢાકા, મૈમનસિંધ, ટિપરા, ચોવીસપરગણા, જેસોર, નુદ્રા, મુર્શિદાબાદ, પટણા, વોગ્રા, દિનાજપુર, રામધર, કુચબીહાર, જાલપાઇગણી, દાર્જલિંગ, મિદનાપુર, હૌરા, દુગળી, બર્દવાન, બાંકીપુર, બીરભૂમ, સાંથલપરગણું, ભાગલપુર, મોંગીર, પુર્ણિઆ, માલડા, દર્ભંગા, મુઝફ્ફરપુર, સારણ.

બહાર—ચંપારણ્ય, ગયા.

શહાબાદ, હજારીબાગ, લોહારડગ્ગા, પાલાચો, ભાનભૂમ, બાલાસૂર, કટક,

ઓઢિયા—પુરી અ૦ જગન્નાથ, સિંગભૂમ, બંકુરા, રાજશાહી.

(૪) વાયવ્ય પ્રાંત—લેફ્ટેનેંટ ગવ્હરનર.

બનારસ (કાશી). અલાહાબાદ (પ્રયાગ), ઝાંશી, આગ્રા, મીરત, બરેલી, અલમોરા. લખનૌ, સીતાપુર, ફૈજાબાદ, દેહરાદુન, સહારણપુર, મુજફ્ફરપુર, બુલંદશહર, અલીગડ અથવા કોએલ, કમાઉ, ગડબાલ, બિજનૂર, મુરાદાબાદ, વડાણ, તેરાઈ-

પરગણુ, મધુરા, ફર્રુકાબાદ, મણિપુર, ઈટાવા, ઇટાવ, જાલવણ, લલિતપુર, કાનપુર, ફત્તેપુર, બાંડા, હમીરપુર, જોનપુર, ગોરખપુર, બસ્તી, અજમઘર, મીરજાપુર, ગાજીપુર.

( ૫ ) પંજાબ ઇલાકા–લેફ્ટેનેંન્ટ ગવ્હરનર.

દિલ્લી, હિસાર, અંબાલા, જલંદર, લાહોર, રાવળપિંડી, મુલતાન; દેરાઈસ્માએલખાન, પેશાવર, લુધિઆના, હુશારપુર, અમૃતસર, શિઆળકોટ, ગુરૂદાસપૂર, ફેરોજપુર, ગુજરણવાલા, જહેલમ, ગુજરાથ, દેરાગાજીખાન, કોહાત, હાઝારા, ગુરૂગાંવ, કર્નેલ, રોહતક, શિરસા, સિમ્લા, કાંગ્રા, ખાન, શાપૂર.

(૬) મધ્યહિંદુસ્થાન–ગવ્હરનર જનરલના એજંટ.

ઇંદૂર, ગ્વાલ્હેર, રત્લામ, સત્ના, ગુણા,

(૭) નાગપુર–કમિશનર.

ઉત્તર ગોદાવરી, સંબલપુર, બિલાસપુર, રાયપુર, બાલેઘાંટ, ચિંધવાડા, ચાંદા (ચંદ્રપુર), બિટલ, ભંડારા, નાગપુર, વર્ધા, નેમાડ, હુસિંગાબાદ, નરસિંગપુર, જબલપુર, સાગર, શિવણી, મંડળા, દમો.

(૮) રાજપુતાના,—ગવ્હરનર જનરલનો એજંટ.

અજમીર, જયપુર, અલવાર, સિરોહી, મારવાડ, મેવાડ, હારોટી, કિસનગડ, ભરતપુર, કિરવળી, એરિનપુર, આબૂ–બાસવાડા, બિકાનીર, બિન્ડી ( બુંદી ). કોટા, ટોંક, ઝાલાવાર, શાહાપુર.

(૯) આસામ–કમિશનર.

સિલ્હટ, કાચાર, ગોવળપારા, મારોપર્વત, કામરૂપ, દરંગ, મનગંગ, સિલાસગડ, લક્ષ્મીપુર, નાગાપર્વત, ખાસીપર્વત,

(૧૦) અયોધ્યા.

લખનૌ, ઉણાઉ, બારાબંકી, સીતાપુર, હાર્દુઇ, ખેરી, ફે-

જાબાદ, ભરઈચ, ગોર્દા, રાયબરેલી, સુલતાનપુર, પ્રતાપગઢ.

(૧૧) મહૈસુર કમશિનર.

નંદિદુર્ગ.–બગલોર, કોલ્હાર, તમકુર,

આષ્ટગાંવ.–મ્હેસુર, હાસન,

નગર–શિમોજા, કાદર, ચિતળદુર્ગ, કુર્ગ,

(૧૨) બ્રિટિશ બ્રહ્મદેશ

આરકાનડીવ્હીજન, પેગુડીવ્હીજન, રંગુન, ઠંકવા, બા-સીન, હેજદા, પ્રોમ, થાયટમેયો, તેનાસરીમ, ડીવ્હીજન.

(૧૩) હૈદ્રાબાદ (નિઝામ) અમાની મુલુક

રેસિડંટ, કમીશનર

ઉમરાવતી, સીકંદરાબાદ, બોલારમ, ચંદરઘાટ, અકોલા, ઇલીચપૂરા, બુલઢાણા, વણી, વાસીમ.

---

# परिशिष्ट ११ मुं.

## इतिहास.

પ્રાચીન ઇતિહાસમાં અનેક ચમત્કારિક વર્ણન છે. મુખ્ય દસ અવતાર માન્યા છે તે.

મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બૌદ્ધ અને કલંકી આ શિવાય ભાગવતમાં બીજા ૧૪ અવતાર લખ્યા છે તેઃ—સનક, યજ્ઞ, નારદ, દત્ત, કપિલ, નરનારાયણ, હરિ, પૃથુ, ઋષભદેવ, હયગ્રીવ, હંસ, ધન્વંતરી, મોહિની અને વ્યાસ.

પ્રાચીનકાળે દૈત્યવંશ એટલે હિરણ્યાક્ષ, પ્રહ્લાદ, બલી, બાણાસુર વગેરે થયા. સૂર્યવંશમાં ઇક્ષ્વાકુ, માંધાતા, ભગિરથ, સગર, દિલીપ, અંબરીષ, રઘુ, દશરથ, રામ, કુશ ઈત્યાદિ તેમજ

સોમવંશમાં બુધ, સોમ, યદુ, વસુદેવ, કૃષ્ણ ઈત્યાદિ અયોધ્યા, દ્વારકા, મથુરા, ઈત્યાદિ ઠેકાણે થયા. કલિયુગમાં યુધિષ્ટિર, પરીક્ષિત, જન્મેજય, શતાનિક ઈત્યાદિ કુરૂવંશીય રાજા થઈ પાછળથી ઉજ્જનીમાં વિક્રમ રાજા થયો, તે પેહેલાં મગધ દેશમાં નંદવંશ, મૌર્યવંશ, ચંદ્રગુપ્ત, અશોક ઇત્યાદિ રાજા થયા; વિક્રમ પછી તો પૈઠણમાં શાલિવાહન રાજા થયો; પછી તારાગડ ને દિલ્લીમાં ચવ્હાણવંશીય સુમંતદેવથી પૃથુરાજ જેને પિઠોરા કહેછે ત્યાં સુધી રાજા થયા. પૃથુરાજાપર મુસલમાનોએ હલ્લો કરીને તેને માર્યો તેનું વર્ણન ચંદબારોટે પૃથ્વીરાજરાસમાં કર્યું છે. તેજ કાળમાં ગુજરાતમાં વલ્લભીપુરમાં વનરાજ, ચાવડા, પાટણામાં રાજાકર્ણ ને ભીમ આ પ્રમાણે ઠેકઠેકાણે પૃથક પૃથક રાજા હતા. પરંતુ મુસલમાનોએ તે સર્વનો નાશ કરી છેવટના વખતે એકછત્રીરાજ્ય થયું મુસલમાની બાદશાહમાં મોંગલ, પઠાણ, લોદી, સય્યદ, ખિલજી, તઘલખ, ગિજની વગેરે અનેક વંશ થયા.

સારાંશ આ દેશ ઉપર અનેક લોકોએ હલ્લો કરી રાજ્ય ચલાવ્યું છે. મરાઠામાં શિવાજીમહારાજ, બાજીરાવ, મહાદાજી આના જેવા પરાક્રમી પુરૂષો થયા પણ પાછળના લોકોએ લાંબો વખત રાજ્ય જાળવી રાખ્યું નહીં. પાછળથી ફ્રેંચ, પોર્તુગીઝ ને ડચ લોકોએ આ દેશમાં આવ્યા પણ રાજ્યનીતિ બરાબર નહોવાથી ઈંગ્રેજલોકો પાસે આ દેશનું રાજ્ય આવ્યું ને મલિકા—મા—અઝમા જે હાલનાં સાર્વભૌમ મહારાણી છે તેમના હાથમાં આ દેશનું રાજ્ય છે.



# परिशिष्ट १२ मुं.

## नवीन तर्क ने विद्या.

યુરોપીયન જ્ઞાન આ દેશમાં થયાથી લોકોમાં અનેક નવીન તર્ક ઉત્પન્ન થઈ તે પ્રચારમાં આણવા લોકો પ્રવૃત થવા લાગ્યા. કલ્પના અને તર્ક આ પ્રમાણે છેઃ—

રાજ્યપ્રકરણમાં અનેક ભેદ છેઃ—

લોકસત્તાત્મક અથવા સભા મારફત રાજ્ય કરવું.

કેવળ લોકહિત માટેજ રાજ્ય કરવું.

લાંચ ખાવી આ પાપ છે.

પક્ષપાત ન કરતાં સર્વને સરખો ન્યાય આપવો.

ધર્મસંબંધે કોઈનો દ્વેષ કરવો નહીં.

દ્વીપાંતરનો વ્યાપાર કરવો.

સમુદ્ર પર્યટન કરી અનેક દેશ જોવા.

રાજાએ વિદ્યાવૃદ્ધિ માટે શાળા પાઠશાળા ઈત્યાદિ વિદ્યાલય સ્થાપી વિદ્વાન લોકોની સંખ્યા બને તેટલી વધારવી અને તેનો યોગ્ય સત્કાર કરવો. સાર્વજનિક હિત વાસ્તે રસ્તા, પુલો, તળાવો બાંધવાં ને દવાખાનાં સ્થાપી ગરીબોને રોગ નિર્મુક્ત કરવા. વંશ પરંપરા પ્રાપ્ત રોગ ન થાય માટે સ્વચ્છતા રાખી લોકોને ઉત્સાહ આપવો.

જીતેલા લોકોનું કાળજીથી રક્ષણ કરી તેના વહાલા થવું.

સ્ત્રીઓ પ્રત્યે દયા ને સન્માન રાખી તેને શીક્ષણ દેવું.

અપ્રસિદ્ધ ધર્મશાસ્ત્રો પ્રસિદ્ધ કરી સર્વને જ્ઞાનની સુલભતા કરી આપવી.

ધર્માધિકારી પાસેનો દેશનો કારભાર બને તેટલો ઓછો કરવો.

સ્વદેશી માલનો ઉપયોગ કરવો આ લાભકારક છે.

ભૂગોલ ઇતિહાસનું યથાર્થ જ્ઞાન જોઈએ.

ઉપયોગી વિદ્યા દોને કહેવી.

સ્વદેશાભિમાન જોઇએ.

કત્રાયદી ફોજ બીન કત્રાયદી ફોજ કરતાં સો ગણી ઉપયોગી, સારી અને શ્રેયસ્કર છે.

બેકાયદા રાજ્ય કરતાં કાયદાત્રાળું રાજ્ય લાભકારક છે.

ધર્મનો કાંઈ ઉપયોગ થવો જોઇએ. કુપાત્રને દાન દેવું નિંધ છે.

નવીન કલ્પના અટકાવવી નહી.

લોકોમાં એકમત જોઇએ.

જુના ગ્રંથ શોધી કાળ માન પ્રમાણે તેમાં સુધારો કરવો.

સ્ત્રીઓએ પાતિવ્રત્યથી ચાલવું તેમજ પુરૂષોએ એક પત્નિવ્રત રાખવું.

વંશપરંપરાના કામદાર થાય એટલે રાજ્ય ને લોકની ખરાબી થાય છે.

લશ્કર ગામમાં ન જોઈએ.

સાર્વજનીક અને ખાનગી કામનો ભેદ જોઇએ.

સુશિક્ષા આપી અધિકારપાત્ર મનુષ્ય તૈયાર કરવાં.

પુરૂષોએ ઘરેણાં ને નાજુકાઇ ત્યાગ કરવી.

પ્રજા પોષણની શક્તિ વગર લગ્ન કરવાં નહીં.

બાલલગ્ન આ નુકશાનકારક છે.

સર્વને લખતાં વાચતાં આવડવું જોઇએ.

રાજાના મતથી કારભાર ન ચલાવતાં પુખ્ત માણસોની સભાથી કારભાર ચલાવવો.

રાજ્યનું ધોરણ એવું જોઇએ કે જેથી પ્રજાની બુદ્ધિ સંપતિ વધે.

વગેરે. વગેરે વગેરે.

પદાર્થ વિજ્ઞાન, સૃષ્ટિજન્યઇશ્વરીજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર, નૌકાશિલ્પ, નૌકાનયન પશુવિજ્ઞાન, ખનિજપદાર્થજ્ઞાન, ભૂગોલશાસ્ત્ર, દેશસંપત્તિવિવેચન, યુદ્ધશાસ્ત્ર, દર્શનાનુશાસનશાસ્ત્ર, નાદશાસ્ત્ર, જલશાસ્ત્ર, ચિત્રશાસ્ત્ર, પ્રાચીનપદાર્થવિવેક, વાયુશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર, કાલવિવેચન, દેવકથા-તત્વજ્ઞાન, મનુષ્યજાતિવિવેક, પક્ષિવિજ્ઞાન, ભાષાવિજ્ઞાન, ધાતુવિ-જ્ઞાન, રાજ્યતત્વ, મત્સ્યવિજ્ઞાન, લોહચુંબકવિજ્ઞાન, પાષાણવિજ્ઞા-ન, પ્રવાસચરિત્ર, ચરિત્રલેખન, પ્રાચીનલેખશોધન, યંત્રજ્ઞાન ને તજ્જન્ય ઈતિહાસજ્ઞાન. ઈo

---

# परिशिष्ट १३ मुं.

## कालगणना.

કાલ આ નિરવધિ છે અતએવ તેનો આદ્યંત નથી તથાપિ સોઇ વાસ્તે હિંદુશાસ્ત્રકારોએ જે વિભાગ કર્યા છે તેઃ—

| | | |
|---|---|---|
| ૧૫ નિમિષ | એટલે | ૧ કાષ્ઠા. |
| ૩૦ કાષ્ઠા | = | ૧ કલા. |
| ૩૦ કલા | = | ૧ મુહૂર્ત કિંવા ૨ ઘડી. |
| ૩૦ મુહૂર્ત કિંવા ૬૦ ઘડી | = | ૧ અહોરાત્ર. |
| ૧૫ દિવસ | = | ૧ પક્ષ. |

| | |
|---|---|
| ૨ પક્ષ | = ૧ માસ. |
| ૨ માસ | = ૧ ઋતુ. |
| ૩ ઋતુ કિંવા<br>૬ માસ | = ૧ અયન. |
| ૨ અયન | = ૧ વર્ષ. |
| ૩૬૦ વર્ષ | = ૧ દિવ્ય વર્ષ. |
| ૬૦ વર્ષ | = ૧ સંવત્સરચક્ર. |
| ૭૨૦૦૦ સંવત્સરચક્ર<br>કિંવા ૬ શકકર્ત્તા | = ૧ કલિયુગ. |
| ૧૦ અવતાર, કિંવા<br>૪,૩૨,૦૦૦ વર્ષ કલી,<br>૮,૬૪,૦૦૦ „ દ્વાપાર,<br>૧૨,૯૬,૦૦૦ „ ત્રેતા,<br>૧૭,૨૮,૦૦૦ „ કૃત, | = ૧ મહાયુગ. |
| ૭૧ મહાયુગ કિંવા<br>૧૪ ઇંદ્ર | = ૧ મન્વંતર. |
| ૧૪ મનૂ કિંવા<br>૧૦૦૦ મહાયુગ | = ૧ કલ્પ.<br>( બ્રહ્મદેવનો ૧ દિવસ ). |
| ૩૬૦૦૦ કલ્પ | = ૧ બ્રહ્મદેવનું આયુષ્ય. |
| ૧૦૦૦ બ્રહ્મદેવ | = ૧ વિષ્ણુની ઘડિ. |
| ૧૦૦૦ વિષ્ણુ | = ૧ શિવનું નિમિષ. |
| ૧૦૦૦ શિવ | = ૧ શક્તિનો શ્વાસ. |

આ પ્રમાણે કાલગણનાનું કોષ્ટક છે. કાલ આ અગણિત છે આ સિદ્ધ છે. ઉપર જે યુગભેદ કહી તેનાં વર્ષ કહ્યાં તે પ્રમાણે ૩૬૦ માનવી વર્ષનું એક દિવ્ય વર્ષ થાય છે.

આ પ્રમાણે કલિના ૧૨૦૦, દ્વાપરનાં ૨૪૦૦, ત્રેતાના ૩૬૦૦ અને કૃતયુગનાં ૪૮૦૦ દિવ્ય વર્ષ થાય છે. આ પ્રત્યેક યુગના અનુક્રમે ૧૦૦, ૨૦૦, ૩૦૦ અને ૪૦૦ આવાં દિવ્ય વર્ષો યુગોના મુળ વર્ષમાંથી બાદ કરી બાકી જે વર્ષ રહે તે યુગોનાં ખરાં વર્ષો ને તે વર્ષોમાં તે યુગ પ્રતિપાદિત ધર્મ ચાલવાનો. કેટલા,-કનો મત એવો છે કે તેનાં પેહેલાં તે સંધી સંધ્યામાં પુર્વ યુગ-નો ધર્મ ચાલુ રાખવો. કાલગણના સંબંધમાં મતભેદ નથી પણ ધર્મના સંબંધમાં મતભેદ છે. કલ્પની ગણના આ પ્રમાણે છે:—

શ્વેતવારાહકલ્પ, નીલલોહિતકલ્પ, વામદેવકલ્પ, રથંતરક૦ રૈરવકલ્પ, દેવકલ્પ, બૃહત્કષ્ણક. કંદર્પકલ્પ, સદ્યઃકલ્પ, ઈશાનક૦ તમકલ્પ, સારસ્વતકલ્પ, ઉદાનક૦, ગારૂડક૦, કૌર્મક૦, નારસિં-હક૦, સમાનક૦ આગ્નેયક૦, સૌમક૦, માનવક૦, તત્પુરૂષક૦, વૈકુંઠક૦, લક્ષ્મીક૦, સાવિત્રીક૦, ઘોરક૦, વારાહક૦, વૈરાજક૦, ગૌરીક૦, માહેશ્વરક૦, પિતૃકલ્પ, ઇત્યાદિ, આ એકેકા કલ્પમાં મનુ થાય છે તેનાં નામો.

સ્વાયુંભુ, સ્વારોચિ, ઔત્તમ, તામસ, રૈવત, ચક્ષુષ, વૈવ-સ્વ, સૂર્યસાવર્ણી, પ્રૌચ્ય, બ્રહ્મસાવર્ણી, ધર્મસાવર્ણી, રૂદ્રસાવર્ણી, દક્ષસાવર્ણી, અને ભૌત્ય, આ પ્રમાણે કાલપરિગણનાની યોજના કરી છે.

આ ઉપરથી કાલ આ અપરિગણનીય છે ને તેનીજ મૂ-ર્ત્તિ શિવ માનેલ છે. આ કાલમાં કરોડો મનુષ્યો મરે છે ને જન્મે છે. હજારો રાજ્યો થાય છે. હજારોની ઉત્પતિ થાય છે અને તેથી સ્થિત્યંતર થાય છે. જલપ્રલય, અગ્નિપ્રલય, વાયુપ્રલય, જ્વાલા-મુખી, ધરતીકંપ વગેરે અનેક ઉત્પાતોથી જળ ત્યાં સ્થળ ને સ્થ-ળ ત્યાં જલ થાય છે. શિવને વૃદ્ધ, સ્મશાનવાસી કરીને કહે છે તે કાળ પ્રમાણે બરાબર છે. કાલ વૃદ્ધ છે, કાલચક્રમાં બધાનો

નાશ થવાનોજ. શિવને મહાકાલ કહે છે. હિંદુ લોકોએ જે દેવતાની કલ્પના કરી છે તે આ પ્રમાણે અંલકારિક છે વિષ્ણુને સર્વવ્યાપક આકાશની મૂર્ત્તિ માની છે, બ્રહ્માને જડ પદાર્થની મૂર્ત્તિ માની તેને સૃષ્ટા માનેલ છે. શિવના પૂત્ર ગણપતિ તેનું પણ આમજ છે કે કાળ સ્વરૂપ આત્મા તે શિવ, આત્માથી ઉત્પન્ન થતો વિચાર તે શિવપુત્ર-ગણપતિ, ગણપતિને વિધ્ન હરતા અને રિદ્ધિ સિદ્ધિના સ્વામી માન્યા છે તે પણ વિચારને બરાબર લાગુ પડે છે.

હિંદુ લોકોનું ધર્મ કૃત્ય કાલ ઉપર ઘણું અવલંબિત છે અને તેથી કાળસિદ્ધ કરવા જોતિષશાસ્ત્રની જરૂર છે પણ આ જોતિષશાસ્ત્રની હાલમાં ઘણીજ અવ્યવસ્થા થઇ છે તે સુધારવા કોઈ લક્ષ દેતું નથી આ ઘણુંજ ખરાબ છે. આપણા લોકોમાં ધર્મ કાર્ય કરવા પેહેલાં સંકલ્પમાં કાળ નિર્દેશ કરવો પડે છે. જેમ કે—બ્રહ્મદેવનો બીજો પ્રહર, વૈવસ્વત મન્વંતર કલિયુગ, તેનું પેહેલું ચરણ, સાતદ્વિપમાંનો જંબુદ્વિપ, તેમાંના ૫૬ દેશમાંનો ભરતખંડ, તેમાંનો દંડકારણ્ય ભાગ, ગોદાવરી કિંવા નર્મદા ઈત્યાદિ પવિત્ર નદીનો ઉત્તર કિંવા દક્ષિણભાગ, રામક્ષેત્ર, શાલિવાહન કિંવા વિક્રમશક, દશાવતાર, માંહેનો બૌધાવતાર, સંવત્સર, અયન, રૂતુ, મહિનો, પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર, યોગ ઇત્યાદિ બોલાય છે પણ હાલમાં તેની ખરી વ્યવસ્થા રહી નથી.

---

# परिशिष्ट १४ मुं.

## राज्यमीमांसा.

રાજા ને પ્રજા આ સ્થિતિ મનુષ્ય પ્રાણીમધે માત્ર હોઇ ઈતર પ્રાણીમાં કયાંઈ પણ દેખાતી નથી. પશુમાં સિંહ કિંવા પક્ષીમાં ગરૂડ રાજા આ કલ્પના માનવી રાજા ને પ્રજાથી જુ-

દી હોઇ તેનો માનવી રાજાને પ્રજા જેવો અન્યોન્ય સંબંધ પણ નથી. પશુ ને પક્ષીમાં રાજપદ ધારીને તેતે વર્ગોપર એક પ્રકારનો કાંઈ અધિકાર છે એમ નથી; માત્ર તે તે વર્ગમાં શક્તિવાન્ છે એટલોજ તેને રાજ્યભાવ આવવાનો સંબંધ છે. મનુષ્યમાં રાજાની કલ્પના પ્રત્યેક કુટુંબમાં છે એટલે કે કુટુંબ આ નાનું રાજ્ય હોઇ તે કુટુંબમાંનો મુખ્ય માણસ તે, તેના રાજ્યનો રાજા છે. તેની આજ્ઞા પ્રમાણે સર્વએ ચાલવું જોઇએ આ ધર્મ છે અને તે પ્રમાણે વરતે પણ છે. આ રીતે જન્મતઃજ રાજા ને પ્રજા આના અન્યોન્ય સંબંધનાં દર્શનને અનુભવ પ્રત્યેક મનુષ્યને થાય છે. કુટુંબમાં કોઇ આગેવાન હોય નહીં તો કુટુંબનું યોગ્ય રક્ષણ થતું નથી. આ અનુભવ ઉપરથી મોટો દેશ પણ કોઈ એકના અધિશાસન વગર નિયમિત વ્યવહાર ને સુરક્ષતામાં સમર્થ થનાર નથી. એવી સર્વની સાહજીક સમજ થયલી હોય છે; ને રાજા હોવાથી પ્રજા પરતંત્ર થાય છે આ અગર જો કે અનિષ્ટ છે છતાં કુટુંબમાં પરતંત્રતાનો અભ્યાસ થવાથી તે અનિષ્ટ જણાતું નથી; પરંતુ રાજા ને પ્રજા આ સંબંધ મનુષ્ય પાતકના દંડનો દર્શક છે એ વિચારની અંતે સર્વને જણાશે.

આપણો આટલો સમાજ છતાં એક મનુષ્ય કિંવા એક સભા આપણા સર્વ ઉપર હુકમ કરી શ્રેષ્ટાધિકારી બને છે, તેના રાજ્યરીતિના નિયમ પ્રમાણે કોઈથી કમજારત આચરણ થયું તો તે બદલ તે શાસન કરે છે અને કોઈ કોઇ વખત દેહાંતની શિક્ષા પણ કરે છે અને તેની આજ્ઞા ને શિક્ષા આપણ તેના જેવા કોટયાવધિ મનુષ્યપ્રાણી શિરસા માનીએ છીએ તે છે પણ શું ? આવો વિચાર કરવા લાગીએ એટલે મનની અવસ્થા ચમત્કારિક થઇ જાય છે અને આવી સ્થિતિ જોઇએ આ ખરો

ખર આપણા પાતકનો દંડ છે એવું પૂર્ણપણે જણાય છે. કારણ લોક આ સ્વભાવતઃ દુષ્ટ હોઇ પરસ્પરનું સુખ હરણ કરવા વિષે તેમની સ્વાભાવિકજ પ્રવૃતિ હોય છે આ સર્વાનુભવસિદ્ધ છે. ત્યારે આવા અન્યાયનો નિરોધ કરવો અને તે નીરોધ કરવાનો અધીકાર એકની પાસે જોઇએ એ આવશ્ય અને હિતકારક છે આવું પણ સુષ્ટ—દુષ્ટ લોક સમાજનો વીચાર કરતાં મનમાં આવશે. સારાંશ આ પ્રમાણે આપણી માલમીલક્ત કોઈ લઈ જાય નહીં, આપણા કુટુંબની કોઇ અવ્યવસ્થા કરે નહીં અને આપણા ઉપભોગીત સુખમાં કોઈ અડચણ કરે નહીં સબબ આ સર્વ કલમો યોગ્યરીતથી સંભાળનાર, સુશીલ, ન્યાયી ને વજનદાર એવો કોઇપણ રાજા જરૂરનો છે. આવા રાજા ન હોયતો પ્રજાને વૈધવ્ય આવ્યું જણાય છે. રાજ્યપદ આવવાને ઉપર કહેલી યોગ્યતા આવશ્યક છે આ ખરૂં પણ તે શીવાય રાજ્યત્વ પ્રાપ્ત થવાને બીજી બાબતો કારણભુત થાય છે તે આઃ—અંગમાં શૂરત્વ અને ડહાપણ હોય તો શીવાજી જેવા કોઈ રંકના રાજા થાય છે, કોઇ વંશપરંપરાગત રાજ્યત્વ પ્રાપ્ત કરે છે, કોઈ રાજાનાં કારભારીમાંથી રાજા નિર્બલ થતાંજ પેશવા, હૈદરની જેમ પોતે રાજ્યધિકારી બને છે; ને કોઇકોઇ વખત લોકો પોતામાંથી રાજા નીમે છે. આ પ્રમાણે ન્યાયાદિ નિર્દિષ્ટ ગુણ મંડિત સર્વજ લોક રાજા હોય છે. અથવા સર્વ રાજા આવા ગુણવાળા હોય છે આમ નથી. માટેજ લોકોએ આવા ગુણ ન હોય તેમને રાજ્યાધકાર ન આપવા સાવધ રહેવું આ રાજ્યનું—પ્રજાનું તત્વ છે. પણ હાલમાં આ તત્વનો નાશ થઈ "રાજા બોલે તેમ લશ્કર ચાલે" આવો સર્વત્ર પ્રકાર થયાનું દેખાય છે છતાં રાજા દુરાચારીને જુલમી હોયતો તેને પ્રજા સહાય કરતી નથી આ તત્વ સર્વ સમજે છે. ઉદાહરણઃ- રાઘોબાદાદા, છેવટનો બાજીરાવ, સાંગલીકર, મલ્હારરાવ

ગાયકવાડ વગેરેનું છે. આથી લોકોનું મોટું નુકશાન થઇ રાજાના અભાવે તેમને પરવશ થવું પડે છે. સમગ્ર સર્વએ વિચાર પૂર્વક રાજાની નીમણુક કરવાનું તત્વ ધ્યાનમાં રાખવું જોઇએ. એટલે કે રાજા બલવાન કે વજનદાર છતાં તે દુરાચારી થાય તો તેને પદભ્રષ્ટ કરવાનો હક પ્રજાનો છે. નહુષ, વેન, સહસ્રાર્જુન વગેરે બલવાન રાજાને પદભ્રષ્ટ કર્યાંના દાખલા મોજુદ છે. પરંતુ આ રાજ્ય મીમાંસા આપણા લોક હાલમાં ઘણા વરસથી ભુલી જઇ રાજા દુરાચારી થયો તો પોતાના ઘરમાં માત્ર—શું કરવું ?—આ રાજા ઘણો ખરાબ છે ! એમ કહી ઉદાસ થઈ સ્વસ્થ બેસે છે. અને પાછળ રાજા ઉપર સંકટ આવ્યું ત્યારે પણ સ્વસ્થ બેસી બીજા મારફત તેનું પારિપત્ય કરાવે છે ને તેથી "ધોબીનો બેલ નહીં ઘરનો કે ઘાટનો" એવી સ્થિતિ થાય છે. સુધરેલા દેશના લોકો હમેશ રાજ્યકર્ત્તાના સંબંધમાં વિચાર કરે છે.

પ્રત્યેક માણસ સ્વતઃ સ્વતંત્ર રાજા છે પણ જ્યાં લોક સમાજ થયો ત્યાં અન્યાય, મત્સર, દ્વેષ ને કલહ ઇત્યાદિકનો પ્રાદુર્ભાવ થયોજ સમજવો. ઘણું કરીને જર, જોરૂ ને જમીન તેમજ અભિમાન ઉપરથીજ લોકોમાં ટંટા થાય છે તે યથાન્યાય બંધ કરનાર અને ગુન્હેગારને સજા કરનાર કોઈ પુરૂષની જરૂર છે. સર્વ લોક સદાચારી થઇ જાય તો જુદા રાજાની જરૂર નથી તેમજ ખેતરો, દુકાનો, આંબાવાડીઓ વગેરે તપાસવા અથવા ઘરે તાળાં દેવા વગેરેની જરૂર રહેનાર નથી અને જેટલી ઉપજ તેટલો ખરચ તેના રક્ષણ માટે કરવો પડે છે તે કરવાની જરૂર રહેનાર નથી, પરંતુ આવું કયાંઈ અને કોઇપણ કાળે બન્યું હોય એમ જાણવામાં નથી. લોકોનો સ્વભાવ આળસી અને મફતના મલીદા ખાવાનો હોવાથી, મેહેનત કરી મેળવેલી પુંજીથી સુખ મેળવતા લોકોનો વૈભવ પોતાને અનાયાસે મળે

એવી ઈચ્છા તેમને હોય છે અને તે ઈચ્છાપાર પાડવા પાપ ક-રવામાં તેઓ પાપ માનતા નથી. જ્યારે રાજ્યદંડને રાજ્ય શિક્ષા કમી પડે કે લોકોની મર્યાદા છુટી યથેચ્છ વર્તન થવાની શરૂ-આત થાય છે એ લોકોના જાણવામાં છે. હું મારૂં મેળવેલું ખા-ઈશ અને બીજાની લીધેલી ચીજ પાછીઆપીશ આવી સદિચ્છા થોડાનીજ હશે. બીજાનું દ્રવ્ય આબરૂ અને સુખ જોઈ મનમાં વૈષમ્ય લાવી તેનું અપહરણ કરવા સર્વની પ્રવૃાત બહુધા હોય છે. માથાપરરાજા હોય છે છતાં બીજાની આબરૂ પર હાથ નાખે છે અને સાધુ પુરૂષનું છલ કરે છે. આમ છે ત્યારે આવા પાપ બુદ્ધિ લોકોને, સ્વકષ્ટાર્જીત દ્રવ્યથી રાજાને કર વગેરે રાજદંડ દઈ, તેને તાબે રહેવાનું પ્રાયશ્ચિત યોગ્યજ છે.

રાજપદ આ પરંપરાથી ચલાવવું આમાં અનેક અવ્યવ-સ્થાને અહિત દેખાય છે. સારા રાજાનો ગાંડો કિંવા દુર્વ્યસની છોકરો હોય તોપણ વારસા તરીકે રાજયાધિકાર આવે છે આ પ્રકાર શરૂ થવાનો હેતુ એવો છે કે રાજયાસનની પ્રાપ્તિ આ સા ધારણ ન હોઈ તત્પ્રિત્યર્થ મોટો શ્રમ ને શૌર્ય જોઇએ છીએ. અને આવો રાજા નાશ પામે તોપણ તેનો ઉપભોગ તેના વંશજને મળે એવું આગલા રાજાના પક્ષપાતી ઇષ્ટમિત્રને ભાસતું હતું. બાપનો છોકરોજ વારસ થાય છે આ નિયમ સાર્વત્રિક, સર્વમાન્ય અને ખુલો હોવાથી આ પ્રમાણે રાજ્યાધિકાર રાજ્યવંશમાંથી બીજાને મળવા લાગે તો ટંટો થાય સબબ વારસને ગાદીનો હક આપ્યો એટલે બીલકુલ ટંટો રહેશે નહીં, આવો પ્રકાર બધા કબુલ કરે છે. છતાં રાજાનું સારા નરશાપણું લોક સમજે છે અને તેનું ફળ કાળે કરીને મળે પણ છે. જે રાજા હું રાજ્યનો ધણી નહીં પણ નોકર છું એમ સમજે છે ત્યાં કાયદો, બલ, જ્ઞાન, સંપત્તિ, વ્યાપાર, રોજગાર, વિદ્યા હક ને અધિકાર વધતો જાય છે.

ગુન્હા કરી થઇ ન્યાય જલદી મળે છે અને આથી લોકો ખુશી રહે છે. આવો જે પુરૂષ તેજ સારો રાજા ગણાય છે.

આવા રાજા માટે લોકો જીવ આપશે, તેને ઈશ્વર તુલ્ય માનશે અને તેની વૃદ્ધિ ચાહશે. આથી વિરૂદ્ધની સ્થિતિ હશે ત્યાંના લોક દુઃખી હોઇ તેનું અહિત ઈચ્છશે એમાં નવાઇ નથી. આમ છે છતાં દેશ સ્થિતિનું મુખ્ય કારણ લોકોજ છે એમ વિચાર કરતાં સિદ્ધ થાય છે. રાજા એ પ્રજા માંહેનોજ એક છે એવો વિચાર સ્પષ્ટ થાય તો જેવા લોક હશે તેવું રાજાને થવું પડશેજ.

લોકોમાં જેટલી કર્તૃત્વશક્તિ, ઉદ્યોગીપણું, નિશ્ચય, ધૈર્ય ને જ્ઞાન વધારે કિંવા કમી હશે તે પ્રમાણે દેશ સ્થિતિ થશે. રાજા પ્રજાનો આવો અન્યોન્ય સંબંધ હોવાથી બેમાંથી એક યોગ્ય હોય તોજ રાજ્ય સારી રીતે ચાલુ રહી લોક ખરૂ સુખ મેળવી શકશે.

રાજાને બધા લોકો સરકાર કહેછે. સરકાર ઉપર આરોપો ન હોય એવી સરકાર દુનિયામાં એકપણ મળનાર નથી. રામચંદ્ર જેવા રાજાને પણ લોક નિંદાને લીધે સીતાનો ત્યાગ કરવો પડયો. લોક આ ઉપરથી છલ છે એમ જણાય છે. તથાપિ તુલના કરીએ તો પૃથ્વીપર સારી નરસી સરકાર આપણને મળશેજ તેમજ સારા નરસા રાજા પ્રમાણે પ્રજા સુખીદુઃખી પણ મળશેજ. સારા નરસા રાજાની પરીક્ષા કરવા લોકસ્થિતિ આ દુર્બીન છે. આટલું છતાં કેટલાક દેશમાં લોકમત ઉપરથી રાજ્યસ્થિતિ તપાસાય છે અને કેટલાક દેશમાં લોકો અજ્ઞાન હોવાથી લોકમત પ્રમાણ મનાતો નથી. કેટલાક દેશમાં બાજીરાવ જેવા દાન ધર્મ કરનાર અને કેટલાક દેશમાં યશવંતરાવ હોલ્કર જેવા મોટું સૈન્ય રાખનાર રાજા સારા આવો ઘણા લોકોનો અભિપ્રાય પડે છે. પરંતુ વસ્તુતઃ પુષ્કળ દાનધર્મથી અથવા પુષ્કળ

ફોજથી સર્વ લોકોનો તે રાજ્ય સંબંધી સર્વદા સારો અભિપ્રાય પડશે આવો નિયમ નથી. રાજા કિંવા રાજ્યસ્થિતિ સર્વને નિર્દોષપણે પ્રિય થવા જે બાબત અવશ્ય જોઇએ તેનો ઉપર એક જગ્યાએ ઉલ્લેખ કર્યો છે તે શિવાય લોકોની સંપત્તિનું અને જીવિતનું પરરાજ્ય અને લુટારાથી રક્ષણ કરવું, ન્યાય વગેરેમાં સરકારી ખરચ ઘણોજ માફક જોઇએ, ધર્મ નીતિની વૃદ્ધિ કરવી, લોકો તરફથી ન બની શકે એવાં સાર્વજનિક કૃત્યો—રસ્તા, પુલ, તલાવ વગેરે કરવાં, ચાકરોનો પગાર બરાબર દેવો, રાજ્યવ્યવસ્થા કાયદા અને અધિકારથી ઉત્તમ રીતે ચલાવવી, રાજાએ પ્રજા અને શત્રુ વિષે સાવધ રહેવું, પ્રધાન સારો રાખવો, રાજાએ પંડે સારાં આચરણ રાખી કોઇ પાસેથી લાંચ, બક્ષીસ ન લેવી, મેહેનત કરી જેણે જે બનાવ્યું હોય તેને તેનો લાભ મળે એવો બંદોબસ્ત કરવો, અને આવી મેહેનતથી મેળવેલો લાભ બીજો લે તો તેને ગુન્હેગાર સમજવો ઇત્યાદિ પ્રકાર રાજ્ય ને રાજા પ્રત્યે પ્રજાપ્રેમ ઉત્પન્ન કરવા કારણભૂત છે.

આ દેશમાં પૂર્વાપર વંશપરંપરાનો—પછી સ્વેચ્છાચારી કાં ન હોય—રાજા થાય આ પધ્ધતજ માત્ર સર્વને જાણીતી છે. સ્વરાજ્ય, પરરાજ્ય, સ્વરાજ્ય માંહેનું પરંપરાનું રાજ્ય, નિયમિત રાજાનું રાજ્ય, શ્રેષ્ટ સત્તાત્મક રાજ્ય, લોક સત્તાત્મક રાજ્ય, લશ્કરી સત્તાત્મક રાજ્ય, ઈત્યાદિ રાજ્યના હાલમાં અનેક પર્યાય થયલા છે. સ્વરાજ્ય એટલે પોતાના દેશના રાજાની સત્તા નીચે સર્વ રાજ્ય કારભાર ચાલવો, પરરાજ્ય એટલે અશક્ત પ્રજાને પરદેશી પ્રજાએ જીતી તેનાપર રાજ્ય ચલાવવું. આનાં ઉદાહરણો મુસલમાન, અંગ્રેજ વગેરે છે. પરદેશના રાજા થયા છતાં તે રાજાએ તે દેશમાં વાસ કર્યો તો સંપત્તિનો નાશ થનાર નથી તેમજ તે ઠીકઠાક રીતે ઉપર કહ્યા પ્રમાણે વરતે તો લોકમાં કામ

ધંધો ને હુન્નર વધી દેશ આબાદ થાયછે. પરંતુ આવો રાજા પ્ર દેશમાં રહે તો દેશ દ્રવ્ય પ્રદેશમાં જઇ દેશ આબાદ થતો નથી. પ્રદેશી રાજ્ય હોય તો તેના જાતભાઈઓનેજ માત્ર મોટા મોટા અધિકાર મળે છે ને તેમનું પોષણ થાય છે ને ત્યાંના લોકોનાં વિદ્યા અધિકાર તરફ દુર્લક્ષ્ય કરવામાં આવે છે આવો સાધારણ નિયમ છે. આનો દાખલો ગુજરાતનું ગાયકવાડી રાજ્ય છે. ગાયકવાડ આ દક્ષિણનો મરાઠો છે ને તેથી તેના સગા સંબંધી ને દક્ષિણી લોકો મોટા અધિકારપર આવે આ ખુલું છે. ગુજ-રાતી લોક મોટા હુશીયાર હોય તોપણ તેમનું વજન પડવું જો-ઇએ તેટલું પડતું નથી. રાજાની ભાષા સંબંધથી ઉપર લખેલા સ્વજાતિય લોક તરફ વધુ વિશ્વાસ રહેવાથી ગુજરાતની સંપત્તિ દક્ષિણી લોકોના હાથમાં આવે છે. આ રીતે પ્રદેશી રાજા હોય એટલે ત્યાંની પ્રજા નિરૂપાય થાય છે, અને રાજાપણ તેમની માગણી તરફ દુર્લક્ષ્ય કરી સ્વજાતીનો પક્ષપાત કરે આ ખુલું છે. આથી આવું રાજ્ય સુખકારક નથી, એવું રાજય મીમાંસકો-નું કહેવું છે. પરંતુ મૂળથી લોકો દુર્બલ થઈ સ્વસંરક્ષણ માટે અશકત થાય એટલે પારકું રાજય માન્ય કરવું આ અવશ્ય છે. આથી ગુજરાતનું ગાયકવાડી રાજય ખરાબ છે એમ લોકો ન સમજતાં મરાઠી રાજયને ચાહે છે. ખરૂં જોતાં તો ગુજરાતમાં ગુજરાતી રાજા હોય તો તે વિશેષ સુખરૂપ થાય એમ છે. આ દેશમાં મતભેદ હોવાથી લોકોને પારકું રાજય સારૂં લાગે છે. સર્વ જાતોમાંથી એક રાજા થવો અશકય ન હોઈ કોઇપણ એક જાતનો રાજા થાય અને એમ થાય એટલે બીજી જાતવાળાને તે પારકોજ જણાય અને તેનાથી જાતિ અભિમાન અને પક્ષપાત પણ થાયજ. આટલા વાસ્તે તે દેશ કિંવા જાત માંહેથી જુદો રાજા હોવો જોઈએ એ સર્વને પસંદ પડે

છે છતાં બીજે રહેનાર કરતાં રાજ્યની જગ્યામાં રહેનાર રાજા વધારે ઈષ્ટ છે. મુસલમાન જેવા, જે દેશમાં રાજ્ય છે ત્યાંજ ઘર કરી રહેનાર રાજા સર્વ પ્રકારે લોકાના અહિત નું તેમજ સંપત્તિક્ષયનું કારણ થનાર નથી. કારણકે તેના ઉડાઉ ખરચમાંથી દેશના લોકને લાભ થાય છે તેથી "ઘી ઢોળાયું તો- પણ ખીચડીમાં" તેવું થાયછે. સ્વરાજ્યના પરંપરાના રાજ્યના ઉદાહરણો પણ છે. પરંતુ આવી રીતના રાજ્યમાં દુઃશીલ રા- જ્ય વંશ નિર્માણ થાય તો ત્યાં તેનો બંદોબસ્ત રાખી પ્રજાને સુખ થવા વ્યવસ્થા રાખનાર મુત્સદ્દીની એકાદી સભા જોઈએ. ઇંગ્લાં- ડનો રાજ્ય કારભાર સ્વરાજ્યના પરંપરાના રાજ્ય જેવો છે પણ ઉપર કહ્યા પ્રમાણે ત્યાં પાર્લામેંટની સભા છે ને તેથી લોકોને સુખ થાય છે. આમ છતાં પણ લોકો કહે છે કે આવી સભામાં ન્યાય મળતાં બહુવાર લગે છે કારણકે. સર્વનો એકમત થવા ઘણો વિલંબ લાગે છે માટે એકજ રાજાના હાથમાં સર્વ હોય તો તે તેની મરજીપ્રમાણે દરેક કામ ઝપાટા બંધ કરી શકે. આ કે- હેવું અંશતઃ ખરૂં છે પરંતુ પરપરાના રાજ્યાધિકારમાં રાજા દુર્વૃત્ત થવાનો સંભવ વિશેષ છે સબબ તે અટકાવવા પાર્લામેંટ જેવી સભાની ઘણીજ જરૂર છે. નિયમિત રાજાનું રાજ્ય એટલે જે પ્રમુખ લોક હોય તેણે સદ્ગુણી રાજા કિંવા વારસ ચુંટી કા- ઢી તેને રાજપદ આપી જે રાજ્ય ચાલેછે તે. શ્રેષ્ટ સત્તાત્મક રાજ્ય એટલે રાજા રાણી હોય પણ તે નામના હોઈ પ્રજાપ્રતિનિધિથી ચાલતું રાજ્ય. આવી સભાને પાર્લામેંટ કહે છે. ઇગ્લાંડનો હા લનો રાજ્ય વહીવટ શ્રેષ્ટસત્તાત્મક પણ કહી શકાય. લોક સત્તા- ત્મક રાજ્ય એટલે પ્રજાપ્રતિનિધિની સભાના પ્રમુખ મારફત ચાલતું રાજય. ફ્રાંસ અને અમેરિકા એ આવાં રાજયો છે. નિયમિત રાજાનું રાજ્ય અને લોક સત્તાત્મક રાજ્ય આ પાસે

પાસે આવે છે. નિયમિત રાજા પોતાની હયાતી સુધી કિંવા શક્તિ સુધી રાજ્ય કરે છે ને લોક સત્તાત્મક રાજ્યના પ્રમુખની પાંચ પાંચ દસ દસ વર્ષે બદલી થાય છે. લશ્કરી રાજ્ય એટલે રાજ્ય કારભાર તપાસનાર લશ્કરી મોટા મોટા અધિકારી હોય છે. આ રાજ્યમાં બીજાં રાજ્યો જેવો ન્યાય ન હોઇ બદફેલ માણસોની ધાક રાખવા જેવી શાંતતાની સ્થિતિ હોય છે. આવું રાજ્ય સર્વથા ખરાબ છે અને આવા રાજ્યને રાજ્ય કહેવું પણ યોગ્ય નથી. આવું રાજ્ય લોકોને હિતપ્રદ થતું નથી. દિલ્હીનું રાજ્ય આ માંહેનું હતું.

આ ભરતખંડમાં અનેક રાજા થયા. હમણા યુધિષ્ટિર, વિક્રમ વગેરે રાજા થયા છે. આના રાજ્યનો વિસ્તાર મોટો હોવાથી તેને ચક્રવર્તી રાજા કહેતા હતા. પેહેલાં શીપાઈગીરી કરી શૌર્ય દેખાડનારી ક્ષત્રિય જાતી હતી. પરંતુ આ ક્ષત્રિય કર્ત્તવ્ય ને ધર્મભ્રષ્ટ થઈ તેમનાં રાજ્યો વૈશ્યોએ ને શૂદ્રોએ લીધાં. ભારતાદિ ઐતિહાસિક ગ્રંથ પરથી નંદ રાજા સુધી ક્ષાત્રિય રાજા થયા એ પ્રસિદ્ધ છે. કાઠીઆવાડમાં યાદવકુલ સ્થાપન થયું, દક્ષિણમાં સૂર્યવંશી રામચંદ્ર, પરમાર, યાદવ, આના વંશના રાજા થયા તેમજ કોકણમાં ક્ષત્રિય ધર્મવર્તી પર્શૂરામે રાજ્ય કર્યું. દક્ષિણને રામક્ષેત્ર ને કોકણને પર્શૂરામ ક્ષેત્ર કહે છે આ આના દાખલાછે. આ દેશના લોકોપર દક્ષિણ તરફથી શૂદ્રોએ અને ઉત્તર તરફથી આર્યોએ આવી આખો ભરત ખંડ તાબે કર્યો. જે પ્રમાણે આ બે લોકો બે દિશા તરફથી આવ્યા તે પ્રમાણે હાલની વસ્તી પણ છે. ઉત્તર તરફ શૂદ્ર થોડા હોઇ દક્ષિણ તરફ ઘણાછે. દક્ષિણમાં શૂદ્ર રાજાઓએ ઘણાજ કિલ્લા બાંધેલા છે. પરંતુ આગળ ક્ષત્રિય રાજાએ તેને જીતી લીધા તેથી તે કિલ્લા તેમના તાબામાં ગયા છતાં ક્ષત્રીને શૂદ્ર સંપથી રહેતા હતા. પાછળથી ક્ષત્રિયો

અફીણ વગેરે દુર્વ્યસનમાં ગરકાવ થવાથી તેમનામાં ઘણોજ ક-લહ થયો આથી મુસલમાન લોકે હલ્લો કર્યો અને એક બીજાને મદદ ન કરવાથી સર્વ દાણા દાણ થઇ ગયા ને ઈંદ્રપ્રસ્થ ને હ-સ્તિનાપુર લુટાયાં અને ત્યાંના રાજા પદભ્રષ્ટ થયા. ખેર!

પર્શુરામ, જરાસંધ વગેરેના ઈતિહાસ ઉપરથી પેહેલાં ક્ષત્રિયોનાં અભિમાન, કીર્ત્તી ને શૌય અલૌકિક હોઈ તેઓ યુદ્ધ-ભિક્ષા આપવા કદાપિ પાછી પાનાં કરતા ન હોતા આ સિદ્ધ થાય છે. પરંતુ હાલમાં ક્ષત્રિયો પરાક્રમહીન થઇ ગયાં છે. ક્ષત્રિયધર્મ આ પ્રમાણે પરાશરે કહયો છેઃ—

क्षत्रियो हि प्रजारक्षन् शस्त्रपाणिःप्रदण्डवान् ।
निर्जित्य परसैन्यानि क्षितिं धर्मेण पालयेत् ॥ ६०—२.
द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ ।
परिव्राड्योगयुक्तश्च रणे चाऽभिमुखो हतः ॥ ३२—३.
यत्र यत्र वसेच्छूरः शत्रूभिः परिवेष्टितः ।
अक्षय्याँल्लभते लोकान् यदि क्लीबं न भाषते ॥ ३२—३.
यस्तु भग्नेषु सैन्येषु विद्रवत्सु समन्ततः ।
परित्राता यदा गच्छे—त्स च क्रतुफलं लभेत् ॥ ३९—३.
यस्य छेदक्षतं गात्रं शरमुद्गरयाष्टिभिः ।
देवकन्यास्तु तं वीरं वरन्ति रमयन्ति च ॥ ३६—३.
देवांगनाः सहस्त्राणि शूरमायोधने हतं ।
त्वरमाणा प्रधावन्ति मम भर्ता ममेति च ॥ ३७—३.
यं यज्ञ संघैस्तपना च विप्राः स्वर्गैषिणो वाऽत्र तथैव यान्ति ।
क्षणेन यान्त्येव हि तत्र वीराःप्राणात्सुयुद्धे न परित्यजन्ते ॥३८-३.
जितेन लभते लक्ष्मीं—मृतेनाऽपि वरांगनां ।
क्षणध्वंसिनि कायेऽस्मिन् का चिन्ता मरणे रणे ? ॥ ३९—३.
ललाटदेशे रुधिरं स्त्रवच्च यस्याहवे तु प्रविशेत वक्त्रं ॥
तत्सोमपानेन किलाऽस्य तुल्यं संग्रामयज्ञे विधिवच्च दृष्टं॥४०-३.

આ રીતે શૂર પુરૂષઆજ રાજ્યાધિકારને યોગ્ય થાય છે. આ ગુણ સર્વને સાધ્ય હોઇ જે તે વિષે ઉદ્યોગ કરે છે તેને તે પ્રાપ્ત થાય છે. હાલમાં આ રીતે ગુણ મેળવી શૂર બનેલા થોડાજ નજરે પડે છે છતાં તે મધ્યેજ દિવસો દિવસ મ ત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ તે પોતાના દેશના લોકમાં શ્રેષ્ટત્વ પામે છે અને બીજા દેશના લોકપર પણ શ્રેષ્ટત્વ પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ ચલાવે છે. આવી રીતે એક દેશના લોકને બીજા દેશના લોક જીતે એટલે જીતનાર વધારે ડાહ્યા અને બળવાન જોઈએજ. એક ઠેકાણાના લોકો નીચાવસ્થા પામે છે અને બીજા ઠેકાણાના લોક ઉચાવસ્થા પામે છે, એક ઠેકાણેનાં લોકનાં ઉદ્યોગ, ધન, વિદ્યા, શૌર્ય વધે છે અને બીજા ઠેકાણાના લોકમાં આળસ, ભ્રાંતિ, દૌર્બલ્ય ને દરિદ્ર વધે છે. પરંતુ આ કાળ મહાત્મ્યને ઇશ્વર શિવાય બીજો ઉપાય નથીજ; તથાપિ મનુષ્યો પ્રાચીન ઇતિહાસ જોઈ સાવધ રહે તો કેટલાંક દુઃખ કમી થાયજ.

રાજયને મુખ્ય આધાર પ્રજા પાસેનો કર છે આ કર ઉપર લશ્કરી બંદોબસ્ત રાખવાનો છે. રાજા પાસે દ્રવ્યનું બલ વધારે જોઇએ. રાજાએ પ્રજાને પુત્રવત્ પાળવી જોઈએ. પ્રજાએ. પણ સ્વરાજયનિષ્ટ થઈ દર વખત રાજાને સાહ્ય કરવી જોઈએ રાજા પ્રજાના ધર્મના સંબંધમાં કામન્દકીનીતિ, શુક્રનીતિ વિદુરનીતિ, કણકનીતિ, નારદનીતિ, મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કય સ્મૃતિ ઇત્યાદિ ગ્રંથો છે.

આગળ જતાં રાજાના વંશો મૂર્ખ, ઉન્મત્ત થવાથી સભાની વ્યવસ્થા થયલી હોવી જોઇએ. રાજાને તેના મંત્રીએ પ્રજા ચીરકાળ સુખમાં રહે એવી વ્યવસ્થા કરવી જોઇએ. રાજાને કાયદા સભા ને પ્રધાન આ લગામ હોઇ તે જયાં સારી સ્થિતિમાં છે ત્યાં રાજાને યોગ્ય રસ્તાપર રાખે છે. આ સર્વ વાત પ્રજા સુ-

જ્ઞ ને બલવાન્ હોવા શિવાય બનતી નથી. લોકોનું જ્ઞાનબળ વધેકે રાજાને સત્તા ને મુખ્તીયારી છોડવી પડે છે. જ્ઞાન શિવાય સત્તા, સ્વાતંત્ર્ય ને અધિકારની પ્રાપ્તિ નથી. લોકોને સ્વાતંત્ર્ય ને સ્વહિત સમજાવા લાગ્યું એટલે તેઓ રાજાની ઈચ્છા પર અ-વલંબી ન રહેતાં રાજાને સભા રૂપી લગામ લાગુ પાડે છે. હવે આ પ્રકરણ એક બે બાબતનો ઉલ્લેખ કરી સમાપ્ત ક-રીએ છીએ. રાજાને તેની પદવી પ્રમાણે ડોળ રાખવો પડે છે ને તેજ પ્રમાણે રાજય ગુહ્ય એટલે મસલત ને વિચારનું ગો-પન રાખવું આ શ્લાઘ્ય ને ઉક્ત છે. રાજાનો ડોળ જોઈએ તેવો હોય તોજ લોકો તે ઉપર પ્રેમ રાખી આનંદ માને છે. રાજાનું છત્ર, ચામર ને સિંહાસન આ મુખ્ય ભુષણ હોઇ તે શિવાય શૂ-રસેના, પાયદળ, ઘોડે સ્વાર, હાથી, રથ, દારૂગોળો અને શસ્ત્રા-સ્ત્ર આ લવાજમનુ અંગ કિંવા ભાગ છે. આનાથી રાજાનો આવિર્ભાવ મોટો ભયાનક દેખાઇ લોકો તેનાથી ભય પામી આ-દર યુકત વર્તે છે. આજ રીતે ઠેક ઠેકાણાની બાતમી અને રા-જયક્રાંતિ સરખા વર્તમાન મેળવે તે જેટલો ગુપ્ત રાખવામાં લાભ છે તેટલો લાભ તેને ઉઘાડા પાડવામાંનથી. રાજા પર સં-કટ આવ્યું એવું પ્રજા જાણે તો પ્રજામાં અસ્વાસ્થ ને ખળ-ભળાટ થઈ કેટલાક દુષ્ટ લોકો આ સંધીનો લાભ લઈ વધારે પીડા કરવા લાગે છે માટે આવાં રાજ્ય પ્રકરણ ગુપ્ત રાખવા-ની જરૂર છે.

વિચારવાન લોકોએ ગુરૂ, પિતાને રાજા આના પદ્મહ-સ્તી, ને દગ્ધ હસ્તી આવા બે ભેદ માન્યા છે. પદ્મહસ્તી એટલે જેના અધિકાર નીચે લોક સુખી ને માનધારી થઇ ઉન્નતિ ને પામે છે તે, ને દગ્ધહસ્તી એટલે લોક દુઃખી, દુર્ગુણી ને મા નહીન થાય છે તે. શાહુરાજા નેનાનાફડણવિસ આ પદ્માહસ્તી

હતા ને નાના બાજીરાવ જેવા રાજા દગ્ધહસ્તી હતા. આ ઉપરથી પદ્મહસ્તીજ રાજ્યને યોગ્ય છે. નીચેના શ્લોકમાં કહેલાજ રાજાને સારો રાજા કહે છે.

भूशं सुभिशं द्रविणाऽऽगमश्च प्रजाऽनुरागोऽल्पकरग्रहाच्च।
अरोगता चाऽस्ति जनस्य य० धन्यस्य राज्ञो विषयेऽस्य नित्यम्॥

શિવાય હું પ્રજાનો એક સેવક કિંવા કારભારી અથવા રખવાલ છું એમ સમજી આત્મહિત પ્રમાણે તેના હિત તરફ જે લક્ષ્ય દે છે અને તેની સંપત્તિ ને જ્ઞાન આ વધારી તેને સુખ દે છે તેજ રાજા પ્રજાને પ્રિય ને ઇશ્વરના આશીર્વાદને પાત્ર થાય છે. રાજાપ્રજાનો સંબંધ એટલે પિતાપુત્ર પ્રમાણે અથવા ગુરૂશિષ્ય પ્રમાણે સર્વથૈવ હોવાથી પ્રજાનું સંરક્ષણ, શિક્ષા અને શિક્ષણ આ ચલાવી પ્રજાની પુષ્ટિ કરવી આજ રાજાનું સાર્થક છે.

# परिशिष्ट १५ मुं.

## हालनी राज्यव्यवस्था.

આગલા પરિશિષ્ટમાં “ રાજ્યમીમાંસા ” આ મથાળા નીચે રાજ્યના સારાખરાબપણાની પરીક્ષા અને રાજાના ગુ.-ણાવગુણનું તત્વતઃ વર્ણન કર્યું તે અનુરોધે આપણો હાલના રાજ્યવ્યવસ્થા કેવી છે આનું જ્ઞાન સર્વને જોઇએ આ ઇષ્ટ ને આવશ્ય હોઈ તે પ્રમાણે આપણા લોકોએ રાજ્યનિષ્ઠ થવું જોઇએ,- વખતોવખત રાજાના કીર્ત્તિપ્રસારને સાહ્ય કરવી ને ક્વચિત અન્યાયી વર્ત્તન ચાલતું હોય તો તે બાબત વખતે વખત સૂચના કરી કૃપા માગવી. પરંતુ એકંદર રાજ્યવ્યવસ્થાનું જ્ઞાન ન હોય તો સરકાર કિંવા રાજા પાસે આટલા ધૈર્યથી

સૂચના કિંવા માંગણી કરવા લોકો હીમત ધરનાર નથી. હાલ-ની રાજ્યવ્યવસ્થાની માંડણી કેવી છે, તેના અધિકારી કોણ કોણ છે, અને તેના હોદ્દા કેવા છે વગેરે માહિતી ઘણાજ થોડા ને હોય છે. પણ આમ હોવું જોઈએ નહીં. હાલની રાજ્યવ્ય-વસ્થા રાજ્યમીમાંસામાં વર્ગીકરણ કરેલા પારકા રાજ્યના લક્ષણ નીચે આવે છે ને તે પ્રમાણે કેટલાક અનિષ્ટ પ્રકાર અનુષંગત્વથી આપણા ભાગમાં આવ્યા છે. છતાં પરિ-ણામી સુખ તરફ લક્ષ્ય દઈ વિચારી લોક સુખથી સરકારને સાહ્ય કર્ત્તા થાય છે ને તેજ શ્લાધ્ય છે. એકંદરે દેશ આ એક સમુદ્ર હોઇ તેમાં કેટલી ચીજ છે તેનું વર્ણન અલ્પ સ્થળે ને અલ્પકાળમાં થવું અશકય છે અને તેમાં પણ હાલના જેવા વિ-શાળ રાજ્યનું વર્ણન કરવું એ મોટા વિસ્તારનો વિષય છે. ત-થાપિ હાલના રાજ્યના સંબંધમાં ઉપયોગી થનાર બાબત નીચે આપીએ છીએ.

ઈંગ્રેજી રાજ્ય વિસ્તૃત હોઈ તેનો મૂળ દેશ ઇંગ્લાંડ ને રાજ્યધાની લંડન છે આ કોઇનું અજાણ્યું નથી. તે રાજ્યધા-નીમાં મુખ્ય રાજ્યાધિકારણી શ્રીમન્ત મહારાણી અલેકઝાંડ્રિયા વિકટોરીઆ, કેસર-હિંદ એટલે હિંદુસ્થાનનાં ચક્રવર્તિની આ હોઇ તેમના તાબામાં ઇંગ્લાંડ વગેરે સંયુક્ત રાજ્યને હિંદુસ્થા-ન ને તે શિવાય બીજો ઘણો ભૂપ્રદેશ છે. રાણીના સાહ્યક ઘણા હોઈ તેની માહિતી નીચે આપી છે. રાણીનું કુટુંબ ને સગ સંબંધી ઘણા હોઇ તે મહાભાગ્યશાળી જગત્માં ગણાય છે. આ રાજ્યના મુખ્ય મંત્રિ મંડળને કેબીનેટ કહે છે તેમાં નીચે લખેલા મોટી પદવીના અમલદાર હોય છે:—

લાર્ડ ખજિનદાર.

લાર્ડ હાયચાન્સલર.

લાર્ડ પ્રેસિડેંટ કૌંસિલ.

લાર્ડ પ્રીવ્હિસીલ.

લાર્ડ ઑાફ્ અડ્મિરાલ્ટી (આરમારખાતું).

ચાન્સેલર આફ્ એકસચેકર.

સેક્રેટરી આફ્ સ્ટેટ્સ (સ્વદેશખાતું).

,, ,, (પરદેશખાતું).

,, ,, (ઉપરાજયવાસ્તે).

,, ,, (લષ્કરીખાતું).

,, ,, (હિંદુસ્થાનવાસ્તે).

પોસ્ટમાસ્તર જનરલ.

પ્રેસિડેંટ, ગરીબ લોકોના બંદોબસ્ત સારૂં.

,, વ્યાપારખાતું.

ચીફ્સેક્રેટરી, આર્યલાંડવાસ્તે.

વ્હાઇસ પ્રેસિડેંટ, શાળાખાતું.

સેનાપતિ.

લાર્ડ ચેંબરલેન, ખાસગીખાતું.

લાર્ડ ગ્રેટ ચેંબરલેન.

અંડર સેક્રેટરી.

પ્રત્યેક ખાતાના સેક્રેટરી.

ખાસગીવાલા.

અટર્ની જનરલ.

લૉર્ડ હાયકાન્સ્ટેબલ, સ્કૉટલંડવાસ્તે.

લૉર્ડ લેફ્ટનેંટ, આર્યલાંડ વાસ્તે.

આ કયાબિનેટ શિવાય એક હજૂર દરબાર [કૌંસિલ] હોઈ તેમાં ૧૫૫ સભાસદ છે. અને સર્વમાં મુખ્ય ને સર્વ રાજયસૂત્રધારી એવો જ પાર્લમેંટ કિંવા મહાજનસભા છે, તેમાં નીચેના

ગૃહસ્થ હોયછે.

૪ રાજવંશી.—૧ પ્રિન્સઆફ્‌વેલ્સ, ૨ ડયૂક આફ્‌ એડિંબરો, ૩ ડયૂક આફ્‌ કંબરલંડ, અને ૪ ડયૂક આફ્‌ કેંબ્રિજ.

૨ મુખ્ય ધર્માધ્યક્ષ.—૧ કયાંટર્બરી ને ૨ યાર્કના-આર્ચબિશપ.

૨૦ ડયુક પદવીના સંસ્થાનિક.

૧૯ માર્કિવસ પદવીના સંસ્થાનિક.

૧૯ અર્લ પદવીના સંસ્થાનિક.

૨૩ વ્હાયકૌન્ટ પદવીના સંસ્થાનિક.

૨૪ ધર્માધ્યક્ષ (બિશપ).

૨૨૧ બ્યારન્‌ પદવીના સંસ્થાનિક,

૧૬ સ્કૉટલંડના મુખત્યાર.

૨૮ આયર્લંડના મુખત્યાર.

૬૫૪ મહાલો મહાલના મુખત્યાર—હૌસ આફ કામન્સ.

આ બધી મંડળી મળી એક પાર્લામેંટ થઈ. આ વિલાયતની રાજય વ્યવસ્થા થઇ હવે હિંદુસ્થાનની રાજય વ્યવસ્થા જણાવીએ:—

લંડનમાં ઇંડિયાઆફીસ નામની હિંદુસ્થાનવાસ્તે એક કચેરી છે તેમાં સેક્રેટરી આફ્‌ સ્ટેટ અને અંડર ને આસિસ્ટંટ સેક્રેટરી બેસે છે. તેના ૧૬ કૌન્સિલદાર છે. ત્યાં હિંદુસ્થાનના સંબંધમાં એકંદર આઠ કમિટી છે તે:—

૧ નાણા, ૨ લષ્કર, ૩ મહેસૂલ, ૪ અદાલત, ૫ રેલવે, ૬ ઇમારતી, ૭ રાજયકારણ, ને ૮ ડાક્તરી [ વૈદકી ]. આ દરએક કમિટીમાં બે કિંવા ચાર લોક હોઈ તે પ્રત્યેકના જુદા સેક્રેટરી હોય છે.

ખુદ્દ હિંદુસ્થાનમાં નેક નામદાર ગવ્હરનર જનરલ આફ ઇં-

ડિયા આ મુખ્ય પ્રધાન છે. તેની કૌન્સિલમાં ૧૦ સભાસદ, ૧ સેનાપતિ ને જુદા જુદા ખાતાના ૨૪ સેક્રેટરી છે. તે શિવાય ઈતર જે મોટા મોટા કામદાર છે તેઃ—

૧ નેક નામદાર લેફ્ટેનેંટ ગવ્હર્નર, બંગાલા; આની પાસે કૌન્સિલદાર, સેક્રેટરી, સેનાપતિ ને હાઈકોર્ટ આ છે.

નેક નામદાર ગવ્હર્નર, મદ્રાસ આની પાસે ઉપર પ્રમાણે વ્યવસ્થા છે.

નેક નામદાર લેફ્ટેનેંટ ગવરનર, આગ્રા; ઉપર પ્રમાણે

નેક નામદાર લેફ્ટેનેટ ગવરનર, પંજાબ;

કમિશનર, નાગપુર [મધ્યપ્રાંત]

કમિશનર, વ-હાડ.

કમિશનર, મ્હૈસુરપ્રાંત.

નેકનામદાર ગવર્નર, મુંબઈ; આને કૌન્સિલદાર, સેનાપતિ ને હાઇકોર્ટ આ હોઇ શિવાય ૧૨ સેક્રેટરી ને અંડર સેક્રેટરી છે ને તેને એક કાયદા કૌન્સિલ ને બીજી રાજયકારભારી કૌન્સિલ એવી બે કૌન્સિલો છે.

આ હિંદુસ્થાનની મુખ્ય રાજ્યવ્યવસ્થા થઇ આ શિવાય દરેક ઈલાકાના સગવડ વાસ્તે જીલ્લા કર્યા છે એટલે ન્યાય વાસ્તે ડીસ્ટ્રીકટ, મેહેસુલ વાસ્તે ડીવીઝન, ઈમારતવાસ્તે સરકલ, ઈત્યાદિ હોઈ તે શિવાય ઠેકાણે ઠેકાણે ત્યાંની યોગ્યતા જોઈ લશકર, તુરંગ, દવાખાનાં, શીતળાખાતું, ઈમારતીકારખાનાં, (ઈનજીનીયર) રસ્તા બાંધનારખાતું, ભુસ્તરવિદ્યાખાતું, નિશાળખાતું ને તેના તપાસનાર, પોલીસ સુપરીન્ટેન્ડંટ, નીમક, અફીણ, જંગલ, રજીસ્ટરખાતાં, માજીસ્ટ્રેટ, રેલ્વેમાજીસ્ટ્રેટ, કોન્ટેન્મેંટ માજીસ્ટ્રેટ, રેવેન્યુ સરવે, ટંકશાળ, હીસાબી ખાતું, ઇનામ ચોકસી ખાતું, લશકરીખાતું રૂખાતું, નોટ ખાતું, જુના

લેખ શોધનાર ખાતું, ટપાલ, તારખાતું, ધર્માધ્યક્ષ ખાતું વગેરે અનેક ખાતાં ને અધિકારી હોઇ તે ઉપર સારી યોગ્યતાના અધિકારી હોય છે. દરેક જીલ્લામાં જડજ, કલેક્ટર ને આસીસ્ટંટ કલેક્ટરની જગ્યાપર સિવિલ સરવીસના પરીક્ષામાં પાસ થયલાને નિમવાનો અધિકારછે. હાઇ કોરટમાં બારીસ્ટરો હોય છે. જીલ્લામાં જડજ, કલેક્ટરના હાથ નીચે મુનસફ મામલતદાર હોય છે. હાલના રાજયવ્યવસ્થામાં એક બાબત મુખ્ય ધ્યાનમાં રાખવા જોગ છે તે આ છે કે જે કોઇ ખાતામાં જેને દાખલ થવું હોય તેણે તે ખાતાની પરીક્ષા પસાર કરવી જોઇએ. આ પરીક્ષા સાધારણ લોકથી તે કલેક્ટર સુધીનાને આપવી પડે છે, હાઈકોર્ટ, ફોજદારી કોર્ટ, પારસી લોકના લગન સંબધી કોર્ટ વગેરે કોર્ટોના ભાગ છે. છાપખાનાની તપાસ રાખવા પ્રેસ રીપોર્ટર, ભાષાંતર કરવા ટ્રાન્સલેટર, અનેક વિદ્યામાં પ્રવિણ ગુરૂ— પ્રોફેસર વગેરે અનેક અધિકારી છે. જીલ્લાના પેટામાં તાલુકા ને તાલુકાના પેટામાં કસબા, ગામો વગેરે હોઇ ત્યાં પોલીસ ચોકી, પટેલ, કુલકર્ણી ને તલાટી વગેરે નાના અધિકારી નીમી સુયંત્ર કારભાર ચાલે છે. હાલની રાજયવ્યવસ્થાનું બીજું ધોરણ, દેશમાં સ્વસ્થતા ને શાંતતા રાખી વિદ્યા, જ્ઞાન, ન્યાય, સદ્વિચાર, સ્વાતંત્ર્ય, ને લોકોપયોગી હરેક કૃત્યની વૃદ્ધિ કરી સર્વ પ્રજાને આબાદ ને સંતુષ્ટ રાખવા તરફ હોઇ તેનું પરિણામ પણ ઉત્કૃષ્ટ રીતે અનુભવમાં આવે છે એમ સર્વ વિચારવાન લોક કબુલ કરે છે.

આ પ્રમાણે ઇંગ્રેજ સરકારની હાલની રાજયવ્યવસ્થા છે. આ બાબત વિચાર કરતાં ઇંગ્રેજ સરકારના નસીબ મોટાં કહો કિંવા તેની રાજય કરવાની રીતીજ એટલી લોક પ્રિય કહો કે, તેનું મહત્વ, લૌકિક ને રૂવાબ બધે સરખો હોઇ જેને તેને લાગે

કે કોઈ અંગ્રેજ આપણો કારભાર ચલાવનાર નહીં મળે ત્યાં સુધી તે સુયંત્ર ચાલનાર નથી. ઇજીપ્તના બાદશાહે રાજ્યકારભાર સારૂ સર્વ ઇંગ્રેજ લોકો માંગ્યાછે; નિઝામ હેદરાબાદમાં સર સલારજંગે પણ ઘણાજ અંગ્રેજો ભર્યા હતા. રેવા, સાંગલી અક્કલકોટ, વગેરે સંસ્થાનિકોએ અંગ્રેજ કારભારી નીમ્યા છે. શેઠ મોરારજી ગોકલદાસ જેવા વ્યાપારીઓએ અને અહમદાવાદના સુતરના કારખાના માલીકે પણ ઇંગ્રેજ ઉપરી રાખ્યો છે. આ કાળ મહાત્મ્ય વિચિત્ર છે એમ કહ્યા વગર ચાલતું નથી.

---

# परिशिष्ट १६ मुं.

## यात्रा.

ખરેખર યાત્રા માર્ગ જે કોઇએ પેહેલાં દાખલ કર્યો છે આ ઘણાજ ઉત્તમ હેતુથી દાખલ કર્યો છે એમ વિચાર કરતાં સિદ્ધ થાય છે. પરંતુ આપણા લોક બીજા સદ્ધેતુ વિષિષ્ટ હેતુ વિષે જેમ ભુલી ગયા છે તેમ આ વિષે પણ ભુલી ગયા છે. ને આથી કરી યાત્રાથી થવો જોઇતો લાભ થતો નથી. યાત્રાયોગે અનેક દેશ જોવાઈ વેપાર ધંધાને ઘણું ઉત્તેજન મળે છે. અનેક ભાષા, રીતભાત ને ચમત્કારિક પદાર્થે જોઇ મનમાં આલ્હાદ થાય છે. પરંતુ લોકોની લાગણી આ સંબંધે કમી હોઈ તેઓ કેવળ સ્નાન દેવદર્શન, શ્રાદ્ધ બ્રાહ્મણભોજનથીજ કૃતકૃત્યતા સમજે છે તેથી જે લાભ થવો જોઇએ તે થતો નથી. આમ ન થતાં આપણે જયાં જઈએ ત્યાંનો ઐતિહાસ બાબતો ને સ્થળો વિષે માહીતી મેળવી યાત્રાક્રમ રાખવામાં આવે તો મોટો લાભ થાય છે. કારણકે સર્વ આબાલવૃદ્ધ યાત્રા કરે છે આમ ન હોઈ તેઓને તે સંબંધી જાણવાની ઈચ્છા હોય છે. આવા લોકોને

આવી બાબત જણાવતાં મોટો આનંદ થાય છે. આટલા વાસ્તે યાત્રામાં દાન, દેવદર્શન, સ્નાનની સાથે ત્યાંની હકીકત જાણવાની પણ પુરી જરૂર છે. અને આથીજ યાત્રાનો ખરો હેતુ સિદ્ધ થાય છે.

યાત્રાના ત્રણ પ્રકારછે. સર્વમાન્ય, પ્રાંતમાન્ય ને પંથ કિંવા જાતી માન્ય. કાશી, પ્રયાગ, ગંગા આ સર્વમાન્ય છે. જેજુરીના ખંડોબા આ પુણા વિભાગમાં માન્ય છે, છતીસગઢ આ કબીરપંથવાળાને માન્ય છે. એકંદરે યાત્રા વિષે આસ જોવામાં આવે છે કે જયાં ઉત્તમ નદી, મંદીર, બ્રાહ્મણની વસ્તી, સાધુ પુરૂષની સમાધ, કોઈ મહા પુરૂષનું વાસ્તવ્ય સ્થાન, મહત્કાર્યબનેલજગ્યા, અદ્‌ભૂત ચમત્કારિક સ્થળો વગેરે સ્થળે યાત્રા ભરાય છે. ઉદાહરણઃ—પ્રયાગમાં ગંગાયુમનાસંગમ, ત્રિચનાપ્લીમાં શ્રીરંગનું મંદીર, નાસીકમાં બ્રાહ્મણની વસ્તી, આળંદીમાં જ્ઞાનદેવની સમાધ, અયોધ્યામાં રામચંદ્રની રાજયધાની, દશાશ્વમેધમાં મોટા યજ્ઞ જવાલામુખી, વજરેશ્વરી વગેરેમાં ઉના પાણીના કુંડો વગેરે અદ્‌ભૂત ચમત્કારો છે. આવીજ રીતે કાળ મહાત્મ્ય પણ છે. વ્યતિપાત, અધિકમાસ, સિંહસ્થ, કન્યાગત, ચંદ્રસૂર્ય ગ્રહણ, મકર, અર્ધોદય, કપિલાષષ્ટી, અનેક દેવતાના ઉત્સવના દિવસોમાં ઠેકાણે ઠેકાણે યાત્રા ભરાય છે. યાત્રામાં ઘણું કરીને ક્ષૌર, સ્નાન, શ્રાદ્ધ, બ્રાહ્મણ ભોજન, દેવપુજા, બલિદાન, વગેરે કરવાનું હોય છે. પ્રસિદ્ધ યાત્રા સ્થાનનું થોડુંક સંક્ષિપ્ત વર્ણન અહીંઆ આપીએ છીએ. કાશી, પ્રયાગ ને ગયા આ ત્રણને ત્રિસ્થળી કહે છે અને તેમાં અનુક્રમે દંડન, મુંડન ને પિંડન આ કર્ત્તવ્ય હોય છે.

અયોધ્યા; મથુરા, માયા(હરિદ્વાર), કાશી, કાંચી, અવંતિકા (ઉજજન) અને દ્વારવતી (દ્વારિકા) આ સાત નગરીને સપ્ત પુરી કહે છે.

પ્રભાસ પાટણના સોમનાથ, શ્રીશૈલ્યમલ્લિકાર્જુન, ઉજ્જનના મહાકાલ, નર્મદાપરના ઓંકાર માધાંતા, હિમાલયના કેદારનાથ, ડાકિની વનના ભીમાશંકર, કાશીના વિશ્વેશ્વર, ત્ર્યંબકના ત્ર્યંબકેશ્વર, ચિતા ભૂમીમાંના પરળી વૈજનાથ, દારૂકાવનના અવંઢયા નાગનાથ, સેતુબંધ રામેશ્વર અને વેરૂળના ધૃષ્ણેશ્વર આ બાર જોતિર્લિંગ છે. આ બધા સ્થાનમાં પેહેલાં મોટી શિવપુરીઓ હતી એમ તે જોયાથી જણાય છે.

રામનાથ, જગન્નાથ બદરીનાથ ને દ્વારકાનાથ આ ચાર ધામ છે.

અલકનંદા ને મંદાકિનીનો સંગમ તે નંદપ્રયાગ, અલંકનંદા ને પીંડાર આનો સંગમ તે કર્ણ પ્રયાગ, અલંકનંદા ને મંદાકિનીનો સંગમ તે રૂદ્રપ્રયાગ, ભાગીરથી ને મંદાકિનીનો સંગમ તે દેવપ્રયાગ, ગંગા યમુનાનો સંગમ તે ભૂતપ્રયાગ, કૃષ્ણા ને વેણીનો સંગમ તે દક્ષિણપ્રયાગ, ને સાતમો પાર્વતીપ્રયાગ. આ સાત પ્રયાગ છે.

નારાયણ સરોવર, માનસ સરોવર, પુષ્કર, બિંદુ સરોવર ને પંપા સરોવર આ પાંચ સરોવર છે.

માતાપુર, જોગાઈનાં અંબે, કોલ્હાપુર ને તુલજાપુર આ ૩½ પીઠ છે.

ડાકોર, શ્રીનાથ, વ્યંકટેશ, કાર્ત્તિકસ્વામી, ઝાડખંડી, વૈજનાથ, પરળીવૈજનાથ, પશુપતેસ્વર [નેપાળ], અમરનાથ (કાશ્મીર), બ્રહ્મકપાટ, બદરીનારાયણ, મુક્તનાથ—જ્યાં શાલિગ્રામ નિકળે છે, ધરણીધર, અધરમાધવ, મહાબળેશ્વર, ચિત્રકૂટ, વિંધ્યવાસિની, એલંબા, તુલસીશ્યામ, સુદામાપુરી, માધવપુર, ગોપીતલાવ—જ્યાં ગોપીચંદનામની માટી છે, કુરૂક્ષેત્ર, હંપીવિરૂપાક્ષ, શ્રીરંગ, ઉડપીસુબ્રહ્મણ્ય, અનંતશયન, કંન્યા-

કુમારી, જનાર્દન, દર્ભશયન, પદ્મનાભ, ગોકર્ણમહાબળેશ્વર, એકલિંગ, હિંગળાજમાતા, પંઢરીનાથ, .શાખાંબરી, કામાક્ષી, મીનાક્ષી, અમરકંટક, અષ્ટગણપતી, પંચકેદાર, અષ્ટસિદ્ધ, બેચરાજી, ખંડોબા, જોતિબા, ઈત્યાદિ સહસ્ત્રશઃ દેત્ર છે.

ગંગા, યમુના, શરયુ, ગોમતી સરસ્વતી, નર્મદા, તાપી, સિંધુ [મિંડોમહિરાવણ], ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, સાભ્રમતી, તુંગભદ્રા, વેણી, ભીમા, તાપી, ક્ષિપ્રા ઈત્યાદિ સેંકડો નદીછે.

જ્વાલામુખી, તપ્તમણિકર્ણિકા, રેવાળેશ્વર, રાજાપૂરની ગંગા, વજ્રેશ્વરી ને દેવકીવગેરે ઠેકાણાના ઉષ્ણ કુંડો, નરસોબાની વાડી આ અદ્ભૂત ચમત્કારી સ્થલો છે.

આળંદી, દેહુ, ચિંચવડ, સાસવડ, ચાફળ, પરળી, નિર્મળ, કિષ્કિંદા, વૃંદાવન, ગોકુળ, પરશુરામ, કવાડ, માયજી, અકકલકોટ, મોરેશ્વરનાગણપતી, શિતપૂર [કપિલાશ્રમ] ઇત્યાદિ ઘણે ઠેકાણે સમાધો ને સત્પરૂષોનાં સ્થાનો છે.

પાલિટાણા, સંમતશિખર, ગિરનાર, અંત્રિક, પારસનાથ, અબુ [અર્બુદગિરિ] ઈત્યાદિ જૈનોનાં ક્ષેત્રો હોઇ તેજપ્રમાણે કબીરપંથી, સ્વામિનારાયણપંથી, લિંગાઇત, શિખ વગેરે પંથવાલાનાં અનેક સ્થળો છે.

આ પ્રમાણે અનેક ઠેકાણાં યાત્રાસ્થાન વિષે પ્રસિદ્ધ હોઇ ત્યાં અનેક પર્વોપર નિયમત વખતે યાત્રા ભરાય છે. નીચે લખેલા સ્થાનોમાં ગંગા આવે છે તેઃ—

इज्ये मेषादियाते प्रथम मखमखा गंडकी काशिका स्या—
त्कावेरी चैव गौतम्यथ हरितनुजा तुंगभद्रा विशाला ॥
कोदण्डाऽऽरव्यं च कुण्डं तदनु मळपहा कुम्भकोणं ततःस्या—
न्मीने मानःसरोजे व्रजति सुरनदी यत्र याते नमस्ते ॥

સારાંશ આવાં પરમાવધી યાત્રાસ્થાનો છે. આ સ્થાનોની આજુબાજુના લોકો દ્રવ્યવાન અને ફકીરો આવા સ્થાનોની ભેટ લઈ શકે છે.

---

# પરિશિષ્ટ ૧૭ મું.

## દેશસુધારણા.

વિદ્યાની વૃદ્ધિ થઈ બીજા દેશ સાથે પોતાના દેશની તુલના કરી તેમાં કમીપણું જણાય તે પ્રાપ્ત કરી લેવાની જે ઇચ્છા ને તદનુરૂપ વર્તન આ દેશ સુધારણા છે. આજ જે દેશસુધારણાની જરૂર લોકોને જણાય છે તે પેહેલાં જણાતી હોય એમ લાગતું નથી. નીતિ, બુદ્ધિ અને દ્રવ્ય આ ત્રણની અંતર્ભૂત દેશસુધારણા છે. આ ત્રણનો ઓઘ જયાં અખંડ વહે છે ત્યાં દેશ સુધારણા હોય છે. દેશસુધારણાના આ ત્રણ સૂત્રો છે. આ સૂત્રોનાં વૃતિ, ભાષ્ય વગેરે મોટા મોટા ગ્રંથો હોઈ તે બધાનો સારાંશ આ પરિષિષ્ટ માંહેનો દેશસુધારણાનો વિષય છે. આ સૂત્રો અને તેનાં વૃતિ, ભાષ્ય અનુક્રમથી સંક્ષેપમાં આપીએ છીએ.

નીતિની વૃદ્ધિ એટલે સચ્છાસ્ત્ર, સદ્ગ્રંથ, સજજન ને સુબોધની વિપુલતા થવી જોઇએ. બુદ્ધિની વૃદ્ધિ, કુશલ, બુદ્ધિમાન લોકોની શિક્ષાશાળા, પાઠશાળા, અનેક રસાયણી પદાર્થનું જ્ઞાનને તેની સામગ્રી, અનેક યંત્રો, અનેક રંગ ને પદાર્થ કરવાની યુક્તિ વગેરે જયાં હોય છે ત્યાં થાય છે. શિવાય બુદ્ધિની વૃદ્ધિને સાધનીભૂત એવો અનેક ઉદ્યોગ કાઢી, સ્વદેશમાં સર્વ પદાર્થને સર્વ બાબત હોય છેજ અને એમ ન હોય તો પ્રદેશમાં જઈ ત્યાંના પદાર્થ ને અજ્ઞાત બાબતોની માહિતી મેળવો, તેનો ઉપક્રમ આપણા દેશમાં કરવો ને અંગમાં ગુણાવગુણની પરીક્ષાનું જ્ઞાન હોઈ તે

પ્રમાણે ગુણની ચાહના કરવી ઇત્યાદિ બુદ્ધિવૃદ્ધિનું કારણ છે. દ્રવ્યની વૃદ્ધિ બુદ્ધિની વૃદ્ધિ થાય તો તેના અંગભૂતત્વે કરી સિદ્ધ છે. દ્રવ્યથી લોક સુખી થાય છે ને સર્વ દ્રવ્યને સ્વાધીન છે એ સર્વત્ર સિદ્ધ છે સબબ દ્રવ્યવૃદ્ધિની અત્યાવશ્યકતા છે. દ્રવ્યથી સર્વ અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત થાય છે અને દ્રવ્ય સર્વ સુખનું અધિષ્ટાન છે. દ્રવ્યની ઉત્પતિ કરવા કૃષી, હુન્નર ને વ્યાપાર આ ત્રણ સાધન છે. જમીનમાં એક દાણાના જેમ સો થાય છે તેમ એકના સો કરવાનું સામર્થ્ય ખેતીમાં છે. હુન્નરથી, કૃષિથી કિંવા ખાણોમાંથી મેળવેલા પદાર્થને અનેક રૂપો આપવામાં આવે છે ને તેથી તેની કિંમત વધે છે. લાકડાં, લોખંડ, રૂ વગેરે અનેક પદાર્થની અનેક જણસો અનેકરૂપમાં આપણને મળે છે ને તેનો આપણને ઉપયોગ પણ ઘણો છે. હુન્નરથી મનુષ્યને આચ્છાદનને છાયા મળે છે એટલે હુન્નરથી કારીગરો ઘરો બાંધે છે, હથીઆરો બનાવે છે, વસ્ત્રો બનાવે છે, વગેરે. આવો આ હુન્નર દ્રવ્યવૃદ્ધિનું મુખ્ય સાધન છે. વ્યાપારથી અનેક અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ થાય છે અને અનેક અદૃશ્ય વસ્તુ દેખાય છે. રૂ, લોખંડ, સાકર, નાળીએર, ખજુર, દ્રાક્ષ વગેરે જણસો જુદા જુદા દેશથી આવે છે. વ્યાપારમાં હજારો લોક લાગી લાખો રૂપાઆની ઉથળ પાથલ થાય છે. દ્રવ્યવૃદ્ધિનાં કૃષિ, હુન્નરને વ્યાપાર આ ત્રણ મહત્વનાં સાધન હોઇ તે ત્રણેનો અન્યોન્ય દૃઢતર સંબંધ છે. કૃષિ શિવાય પદાર્થ માત્રની પ્રાપ્તિ નથી, હુન્નર શિવાય તેનો ઉપયોગ નથીઅને વ્યાપાર શિવાય ખપ નથી. પદાર્થ લઈએ તો તેના પણ ત્રણ ભેદ છે. અત્યાવશ્ય, સુખ ને શ્રીમંતો ઉપયોગી. અનાજ, પાણી આ અત્યાવશ્ય છે. ઘર બાર, વસ્ત્રો, વાસણ આ સુખના પદાર્થ છે અને સોના રૂપાના દાગીના, રેશમી કપડાં, સુગંધી સામાન આ શ્રીમંતોપયોગી પદાર્થ છે. આ

રીતે દેશ સુધારણાના મુળ ત્રણ સુત્રો ને તેપરનાં વૃત્તિ, ભાષ્ય સંક્ષેપમાં થયાં. હાલના પચાસ વર્ષથી જોઇએ તો અંગ્રેજી રાજ્ય માં નીતિ, બુદ્ધિને દ્રવ્ય આ ત્રણે વધ્યાં છે. અનેક પદાર્થોની કિંમત વધી પરદેશનો વ્યાપાર વધ્યો છે. સર્વત્ર તાર, આગગાડી થઈ વ્યાપરને ઉત્તેજન મળે છે. ખેતી વધી જમીનની રોપણી વધી. આ પ્રમાણે સર્વ અનુકુલ છે એમ ઉપર ઉપરથી જણાશે પણ પ્રારંભથી જોઇએ તો એમ જણાશે કે નીતિની સાથે અનીતિપણ વધી છે, બુદ્ધિ સાથે કુબુદ્ધિ પણ વધી છે—એટલે ખોટા સોગંદની પરવા ન રહી ને મદ્યપ્રાશન વધ્યું, ને કિંમત વધવાથી જે દ્રવ્ય આવ્યું તે પ્રમાણે ખર્ચ પણ વધ્યો. એટલે કે જેની જરૂર નથી એવાં જણસો, બીલોરી ઝાડો, ગુમરો, આરસાઓ, કાચો વગેરે દૃષ્ટિને માત્ર સારા પણ વસ્તુતઃ નિરૂપયોગી પદાર્થો લેવા છંદ લાગ્યો તેમજ પરદેશી માલ સસતો મળવાથી લોકો તે લેવા લાગ્યા તેથી સ્વદેશી ધંધો ડુબ્યો તે સુધારવા લોકો લક્ષ્ય આપતા નથી. આથીજ ભીખારીની સંખ્યા વધી છે. દરેક લોકોને પુણ્ય, પુરૂષાર્થ, લૌકિક ને પરોપકાર આ ચાર હેતુ ધર્મ કરવાને કારણભૂત હોય છે. પરંતુ સ્વદેશહિત કેમ થશે આનો વિચાર કરી કાળ ને દ્રવ્ય વ્યય થાય તો સારૂં. ઉદ્યોગ વધી ભીખારી કમી થાય એવે રસ્તે દ્રવ્ય વ્યય કરવો જોઈએ. દ્રવ્યનિષ્પતીને કાળ, દ્રવ્ય, તર્ક ને અનુભવ જોઇએ છીએ. સર્વ ઉદ્યોગ સુયંત્ર ચાલી એકમેકને ઉપદ્રવ ન થાય સબબ સરકારને નોકર આ આવશ્યક છે. આજે સરકાર આટલો મોટો કર લેછે છતાં ખર્ચ પુરો ન થતાં કરજ કરવું પડે છે. કાગળની નોટો, ટીકીટો વગેરે પણ સરકારના અવાઢવ્ય કરજનાં દર્શક છે. પેહેલાના રાજ્યમાં સુખની ને ધર્મની ઈમારતો ઘણી થઇ. મસીદો, દેવળો, કિલ્લા, વાડા, આરસમેહેલ, રાજ

માહાલ, મોતીમસીદ આં સર્વ પૂર્વની શ્રીમંતી ને સુખ દેખાડે છે ;પરંતુ દેશહિતાર્થે શાળા, દવાખાના, જળબંધ, ધર્મશાળા, રસ્તા, પુલ ઈત્યાદી કામો આ રાજયમાં વધારે છે. હાલમાં અનેક કારખાનાં થઇ કૌશલ્યપણ વધે છે ને સરકારના અપ્રતિબધ્ધ-ને અભિન્ન સુશિક્ષનાણ ક્રમથી તેનો પ્રસાર પણ વધે છે. પણ લોકો તરફથી દ્રવ્યકાળનો યોગ્ય ઉપયોગ થતો નથી. લગ્નભોજનમાં હજારો રૂપીઆ ખરચેછે. રાજાઓ પાસે દ્રવ્ય છે તેપણ ખુશ મશ્કરાઓને મળે છે પણ વિદ્વાનની કદર જાણી દેશ હિતના કામમાં તેના ઉપયોગ થતો નથી. દેશી રાજાના મનમાં દેશ સુધારણાની કલ્પના પણ આવી જણાતી નથી. તેમના તરફથી મીલો, યંત્રો અને શિલ્પને આશ્રય મળશે ત્યારેજ દેશ સુધારણા થશે. જેને ત્યાં અષ્ટ પ્રહર દારિદ્રવાસ છે તે દેશસુધારણાને વિચાર કરશે પણ ધનિકોને તે થનાર નથી. લાંબો વખત સરકારી નોકરીકરી પેનશન લઇ જે દ્રવ્યવ્યય ને કાળવ્યય થાય છે તેને બદલે આવા કામમાં કરાય તો તે ઉત્તમ છે. વિલાયતમાં ૬૦–૬૦ વર્ષના પેનશન લઈ બેઠેલા ગૃહસ્થો આપણા જેવા આળસુ બેસી ન રહેતાં સ્વદેશ હિતમાં યાહોમ કરી અમર કીર્ત્તિ મેળવે છે. આપણા તરફ ધર્મ સંબંધી દ્રવ્ય વ્યય પણ બરાબર થતો નથી. એકંદરે આપણા દેશમાં દ્રવ્ય ને કાળ વ્યય યોગ્ય રીતે થતો નથી.

દેશસુધારણા દેશસુધારણા આમ બરાડા મારવાથી દેશસુધારણા થનાર નથી. દેશ સુધારણાનિમિત ઉદ્યોગ કરવાથીજ દેશ સુધારણા થાય છે. સુધારણા કરનારા પુખ્ત, અનુભવિક; ને વજનદાર હોવા જોઇએ. દેશ સુધારણા કરવા પેહેલાં દેશની સ્થિતિનું સારી રીતે જ્ઞાન હોવું જોઈએ. દેશનો જમાખર્ચ સર્વ છપાઇ પ્રસિદ્ધ થાય છે તેમજ અમુક રૂપીઆનો માલ આવે છે ને અમુક

રૂપીઆનો માલ જાય છે આ પણ જાણવામાં આવે છે. આ ઊપરથી સર્વ વિચાર કરવો જોઇએ. પ્રદેશમાં જઇને ત્યાંની રીતભાત ને જ્ઞાન મેળવવું જોઇએ. હિંદુસ્થાનના દર માણસ દીઠ ઉત્પત્તિ સુમારે ૧૮ રૂપીઆ છે ને સરકારી કર રૂ ૨—૮—૦ છે. સરકારને સર્વ ઉપજ ૩૦ કરોડ રૂપીઆ મળે છે. આ ઉપજ પણ ખરો ઊપજ તરીકે ૬ ઠો ભાગ ગણે છે. એકંદર ઊપજ ૧૮૦ કરોડની છે. હિંદુથાનની વસ્તી ૨૫ કરોડની છે તેમાંના ૧૦ કરોડજ મેહેનતુ લોક છે. આ રીતે ૧૮૦ કરોડને દસે ભાગીએ તો ૧૮ રૂપીઆ ઊદ્યોગી માણસને મળે છે. આમાં બઈરાં છોકરાં, આજારી, દુઃખીને અન્નવસ્ત્ર, સરકાર કરી અને ઘર આગળ આવતા કાર્યો પાર પાડવા મુસ્કેલ છે. વિલાયતમાં દર માણસ દીઠ ઊપજ ૩૦૦ રૂપીઆ હોઇ કર ૨૫ રૂપીઆ છે. આ લોકોની પેદાશ મોટી હોવાથી તેને આટલો કર આપવો ભારે પડતો નથી. અહીંના લોકોને સરકારી કર ઘણો ભારે પડે છે. વિલાયતના અને અહીંના લોકના સુખ દુખમાં પણ આ ઊપરથી ભારે અંતર છે આ સિદ્ધ થાય છે. આ દેશના લોકમાં કાળબળવતર મનાયો છે અને તેથી ઉદ્યોગની પ્રીતિ રહી નથી. ગુજરાતી લોકો જેવા બધા લોકો નથી. ગુજરાતી લોકો હમેશ ઉદ્યોગમાં જ લાગેલા છે તેમજ તેનું ફળ પણ તેમને મળે છે. ગુજરાતની જમીન સારી છે તેમ લોકો ઉદ્યોગી પણ છે. દક્ષિણ દેશ આટલો સારો ન છતાં ત્યાંના લોક ઉદ્યોગ કરતા નથી. દક્ષિણી લોકોમાં ડાકટર વગેરે છે પણ તે યોગે સંપત્તિ ન વધતાં ઘટે છે એટલે કે નવું દ્રવ્ય ઊત્પન્ન ન થતાં લોકનુ દ્રવ્યજ તે મેળવે છે. સર્વ લોકો એ લેખક થવાનાં કરતાં ધંધામાં ગુથાવાની જરૂર છે.

ઇશ્વરે ઉત્પન્ન કરેલા પદાર્થ માંહેનો એકપણ પદાર્થ નિરૂપયોગી નથી. માત્ર ઉત્પાદક વર્ગ વધવાની જરૂર છે. પ્રદેશમાં

થી ઉત્પન્ન થયલી ચીજના યંત્રથી બનેલા પદાર્થ આ દ્રવ્યજ છે. આ અર્થશાસ્ત્રનો વિષય છે માટે એટલુંજ કહેવાનું છે કે દેશસુધારણા સારૂ ઉત્પાદક વર્ગની જરૂર છે.

આ દેશમાં સેંકડે ૫૦ ખેડુત, ૩૦ કારીગર ને ૨૦ શ્રીમંત છે. શ્રીમંતમાં શીપાઈ, રોજગારી ને ભીક્ષુક વગેરે સંપતિને હાની કરનાર પણ આવે છે. શિવાય રોગી, સ્ત્રી પુત્ર વગેરેનું પોષણ પણ ઉદ્યોગીને કરવું પડે છે. આ દેશની પચીસ કરોડ પ્રજાને વર્ષ દહાડે બે રૂપીઆનું કાપડ લાગે છે એમ અટકળ કરીએ તો ૫૦ કરોડ રૂપીઆનું કાપડ આ દેશમાં આવે છે આ સિદ્ધ થાય છે. આનો અડધો ભાગ દેશમાંથી અને અડધો પ્રદેશમાંથી આવે છે. હિંદુસ્થાનમાં ૨ કરોડનું સુતર થાય છે અને તે પણ ૩૦ નંબરથી ઉપરનું થતું નથી. તેઃ આવા યંત્ર ને કામની વૃદ્ધિ કરવી જોઇએ. પરદેશી માલ આપણે વાપરીએ છીએ તેથી દેશ નિર્ધન થાય છે એમ નથી. વિલાયતમાં ૬૫ રૂપીઆનો, આસ્ટ્રીઆમાં ૧૧૦ રૂપીઆનો, કેનેડામાં ૩૦ રૂપીઆનો, અમેરિકામાં ૧૬ રૂપીઆનો ને હિંદુસ્થાનમાં ૨–૮–૦ રૂપીઆનો માલ દર વર્ષે ખપે છે. આ ઉપરથી હિંદુસ્થાનની શક્તિ કમી છે એ જણાય છે તેમજ દારિદ્ર વધારે છે આ પણ સિદ્ધ છે. આ બાબતમાં લોકોના અનેક તર્કો છે. કોઈ કહે છે કે લોક આળસુ છે, કોઈ કહે છે કે વસ્તી વધી છે, કોઇ કહે છે કે કોરટોમાં પૈસા જાય છે, કોઈ કહે છે કે લોકો ઉડાઉ ને અવિચારી થયા છે, કોઈ કહે છે કે સરકારનો કર વધ્યો છે, કોઇ કહે છે કે આગગાડીથી સંપતિનો નાશ થયો છે, કોઈ કહે છે કે પ્રદેશમાં દ્રવ્ય જાય છે, કોઇ કહે છે કે સાહુકારોએ રૈયતને બુડાડી છે પણ તેનો ઉપાય કોઈ કરતું નથી. આ બધાં કારણો માંથી અમુક ખરૂં કારણ આ નિર્વિવાદ કહી શકાય એમ ન-

શી. આ બધાં કારણો અંશતઃ ખરાં હોઇ તે દુર કરવા ઉત્પાદક મેહેનત વધારવાની જરૂર છે. લોકોએ ઊદ્યોગવૃદ્ધિનો માર્ગ શોધવા જોઈએ, પ્રદેશમાં જવું જોઇએ, બાળલગ્ન અને કારજવરા બંધ કરવા જોઈએ, પરસ્પરનો કલહ કાઢી નાંખી બંધુપ્રેમ વધારવો જોઈએ, વિદ્યા ને જ્ઞાનની વૃદ્ધિ કરવી જોઇએ. આમ ન થયું તો દેશ વધારે નિર્ધન થશે. ઊદ્યોગથી વિલાયત વધ્યું તેનું ઉદાહરણ આપણી આંખ આગળ છે. પચાસ વર્ષ ઉપર જ્યાં એક લાખનો વ્યાપાર હતો ત્યાં હાલમાં ચાળીસ પચાસ કરોડનો વ્યાપાર થયો છે. આનું કારણ યાંત્રિક શકિત છે. યંત્રથી અનેક કાચી જણસોને સંસ્કારી કરી તેના ઊપર વધારે કિંમત મેળવે છે. આનું કારણ તેમની બુદ્ધિ છે. આ ઉપરથી શ્રીમંત લોક આ દેશમાં આવાં યત્રો લાવી કમર કસશે તો દેશસુધારણા જલદી થશે. દેશસુધારણા શિવાય સુખ નથી. દેશસુધારણા થવાની આપણા જેવા નિર્ધન દેશમાં ઘણીજ જરૂર છે.



# આ પુસ્તકનાં પ્રથમથી થયલાં ગ્રાહકો.

| | |
|---|---|
| મહારાજા શિયાજીરાવ ગાયકવાડ | રૂ.૧૦૦ |
| **મુંબઇ.** | |
| નામ. | સંખ્યા. |
| રા. રા. ભાઇશંકર નાનાભાઈ | ૧૦ |
| શેઠ મથુરાદાસ લવજી | ૫ |
| ,, ગોવરધનદાસ ગોકળદાસ | ૫ |
| ,, લક્ષ્મીદાસ ખીમજી | ૩ |
| ,, મંગળદાસ જમનાદાસ | ૩ |
| ,, ગોવરધનદાસ ખટાઉ | ૨ |
| ,, છબીલદાસ લલુભાઇ | ૨ |
| ,, હીરજી રતનશી | ૨ |
| ,, દ્વારકાદાસ શ્યામજી | ૨ |
| ,, જગમોહનદાસ વનરાવનદાસ | ૨ |
| ,, કેશવજી દામોદર | ૨ |
| ,, દીનશાજી માણેકજી પીટીટ | ૨ |
| ,, મુળજી જેઠા. | ૨ |
| ,, ઝીણાભાઇ હરીભાઈ | ૨ |
| ,, ત્રીભોવનદાસ મંગળદાસ | ૨ |
| ,, દામોદરદાસ ઠાકરસી | ૨ |
| ,, ત્રીભોવનદાસ વરજીવનદાસ | ૨ |
| ,, ગોકળદાસ જગમોહનદાસ | ૨ |
| ,, ડા. સુરજરામ ગીરજાશંકર | ૧ |
| ,, રાવલ માવજી ભાણજી | ૧ |
| ,, મગનલાલ કૃષ્ણરામ | ૧ |
| ,, નગીનદાસ જમનાદાસ | ૧ |
| ,, મહાશંકર વીઠલજી | ૧ |
| ,, રામદાસ ડોસા | ૧ |
| ,, અરદેસર પેસતનજી કામાં | ૧ |
| ,, પ્રેમજી કરશનજી રાવલ | ૧ |
| ,, કલ્યાણદાસ હરજીવન | ૧ |
| ,, દેવીદાસ ઝીણાભાઇ | ૧ |
| રા. બ. ગોપાલરાવ હરી દેશમુખ | ૧ |
| રા. જગજીવનદાસ નરોતમદાસ | ૧ |
| શેઠ નાગરદાસ સોભાગદાસ | ૧ |
| રા. ઠાકરલાલ ડરગારામ દેસાઇ | ૧ |
| રા. ગોવિંદજી જાદવજી કપુરવાલા | ૧ |
| રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક | ૧ |
| રા. મનસુખરામ સૂરયરામ ત્રિપાઠી | ૧ |
| શેઠ લીલાધર હરીદાસ | ૧ |
| ,, ત્રીભોવનદાસ રતનજી મોદી | ૧ |
| **પરચુરણ** | |
| મહારાજા સાહેબ ભાવનગર | ૪૦ |
| રાઓ સાહેબ કચ્છ | ૨૫ |
| વડોદરા કેળવણી ખાતું | ૨૫ |
| મહારાજા શ્રી નારણસીંગજી-ધરમપુર | ૨૫ |
| ગુજરાત વરનાક્યુલર સોસાઇટી | ૨૦ |
| ઠાકોર સાહેબ લીમડી | ૧૦ |
| રાણા જાલમસીંગ | ૫ |
| સંસ્થાન જુનાગઢ | ૫ |
| ઠાકોર સાહેબ વઢવાણ | ૪ |
| **અહમદાબાદ.** | |
| ભોળાનાથ સારાભાઈ | ૨ |
| દલપતભાઇ ભગુભાઇ | ૧ |
| પ્રાણગોવીંદ રાજારામ | ૧ |
| **બીલખા.** | |
| રા. બ. મણીભાઇ જસભાઈ. | ૨ |
| હીમતલાલ હરીપ્રસાદ | ૧ |
| અંબારામ શીવરામ | ૧ |
| લુણાવાડા લાઈબ્રેરી | ૧ |
| હરીસીંગજી રૂપસીંગજી | ૧ |
| શેઠ. ભોગીલાલ પાનાચંદ... પાણીવલભદાસ. | ૧ |

પેહેલેથી થયલાં ગ્રાહકો જેઓએ ગ્રાહક થયા પછી પુસ્તકો લીધાં નથી તેમનાં નામો આપ્યાં નથી.